पुस्तक
१२-१३

विविध ग्रन्थमाला

वर्ष ८ मुं
सं. १९७४.

सर रवींद्रनाथ टाकुरनां

# संस्मरणो.

अनुवादक:

अंबालाल बालकृष्ण पुराणी, बी. ए.

प्रकाशक:-सस्तुं साहित्य वर्धक कार्यालय.

સ્થળ-
મુંબઈ, ૨

અને
અમદાવાદ.

विविध ग्रंथमाला: — १२-१३: वर्ष आठमुं-सं. १९७५.

सर रवीन्द्रनाथ ठाकुरनां

# संस्मरणो.

---

અનુવાદકઃ અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી, બી. એ.
નિવાસ-ભરૂચ.

सस्तुं साहित्य वर्धक कार्यालयने माटे
સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ.
કાલબાદેવી રોડ-મુંબઈ.

---

પ્રથમવાર પ્રત ૪૩૦૦. વિ. સં. ૧૯૭૫. ઇ. સ. ૧૯૧૮.

---

મૂલ્ય-વાર્ષિક ફાળે રૂ. ૦।ા પાકું પૂઠું ૦।ા પો. માફ.

અમદાવાદ—સલાપોસ રોડ,
શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

વિવિધ ગ્રંથમાળાનાં છૂટાં પુસ્તકો (સગવડ હશે તોજ)
પાછળ જણાવ્યા કરતાં દોઢી કિંમતે અપાશે. પો. જુદું.

# ખાસ સૂચનાઓ.



૧—સં. ૧૯૭૪ના વર્ષ માટે વિવિધ ગ્રંથમાળાનાં નવાં ગ્રાહકો હવે નોંધી શકાય તેમ નથી.

૨—સં. ૧૯૭૪નું છેલ્લું પુસ્તક છપાય છે; તે રવાના થવા અગાઉ સં. ૧૯૭૫ માટે પણ નવાં ગ્રાહકો નોંધવાનું અથવા તો ચાલુ ગ્રાહકોનું નવા વર્ષનું લવાજમ લેવાનું બંધજ રહેશે.

૩—**બાળસદ્બોધ** તથા **બાળકોની વાતો** આ બંને બાળોપયોગી પુસ્તકો હવે ખલાસ થએલાં હોઇ નવી આવૃત્તિ છપાશે ત્યારે જ મળી શકશે. **સદ્ગુણી બાળકો** નું પુસ્તક પણ શિલકે નહિ હોવાનું અગાઉ જણાવાઇ ચુકયું છેજ.

૪—**ભગવદ્ગીતાના ગુટકાની** એકાદ એકાદ પ્રત ગ્રાહકોને અત્યાર સુધી આપી શકાતી તે પણ હવે બિલકુલ ખલાસ થવાથી મળી શકશે નહિ. **પદ્યાત્મક ભગવદ્ગીતાની** હજી પાંચસોએક પ્રત છે; તે સાદુપુઠું ૦)—॥ અને પાકુપુઠું ૦)≡ થા મળે છે.

વ્યવસ્થાપક.



# આર્થિક સહાય-સ્વીકાર.

સં. ૧૯૭૩ ના 'બંકીમ નિબંધ માળા'માં છપાયા પછીથી આજ સુધીમાં સહાયક ફંડમાં મળેલી નીચલી રકમો આભાર સહિત સ્વીકારવામાં આવી છે. મંત્રીના જાતખર્ચ તથા મુસાફરી ખર્ચ બાબત મળતી કોઇ કોઇ રકમો આમાં ન આવતાં સંસ્થાના હિસાબ સાથે પ્રસિદ્ધ થશે.

| | | |
|---|---|---|
| ૧૧ | શેઠ મણિલાલ મગનલાલ—ઝવેરીવાડ, અમદાવાદ | તા. ૧૭-૧૧-૧૭ |
| ૧) | શ્રીમાન્ પુંજીરામ મનસુખરામ મું. મુદરડા | „ ૨૧—૧-૧૮ |
| ૫) | એક શુભેચ્છક—ધનાસુતારની પોળ, અમદાવાદ | „ ૨૫—૪-૧૮ |
| ૧૦) | શ્રીમાન ભીખાભાઇ શામલભાઇ પટેલ—મુંબઇ | „ ૭—૨-૧૮ |
| ૪) | એક સજ્જન—ઉમરાળા (કાઠીઆવાડ) | „ ૨—૫-૧૮ |
| ૩) | શ્રીમાન તુલસીદાસ હાથીભાઇ પટેલ—ધર્મજ | „ ૨૧—૬-૧૮ |
| ૧૦૦) | 'પ્રભુનો એક દાસ'—અમદાવાદ | „ ૪—૯-૧૮ |
| ૫) | શ્રીમાન આનંદભાઇ શિવાભાઇ પટેલ—અમદાવાદ | „ ૧૪—૯-૧૮ |
| ૧૪। | શ્રીમાન ગોરધનભાઇ લલુભાઇ પટેલ—જીન્જા | „ ૨૪—૯-૧૮ |
| ા | પાટણ વ્યાયામશાળા—હા. શા. પુનમચંદ મોહનલાલ | „ ૩-૧૦-૧૮ |
| ૫) | શ્રીમાન જાુઠાલાલ છબીલદાસ ત્રિવેદી—કચ્છ—માંડવી | „ ૩૦-૧૦-૧૮ |
| ૫) | શ્રીમાન લાલજી દેવજી પટેલ—મુંબઇ | „ ૧૮-૧૧-૧૮ |
| ૫) | શ્રીમાન દયાલ કાનજી—મુંબઇ | „ ૧૬—૧-૧૯ |

કુલ રૂા. ૧૬૬)

# ગ્રંથ સ્વીકાર

નીચેના પુસ્તકોની પ્હોંચ આભાર સહિત સ્વીકારવામા આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધકર્ત્તાનેજ લખવું.

**જુવાની જાળવવાના ઉપાયો**—લખનાર વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર, હાથી બીલ્ડીંગ, કાલબાદેવી, મુંબઇ. રૉયલ બાર પેજી પૃષ્ઠ ૩૭૨, કાગળ ગ્લેજ જાડા, પૂઠું પાકું સોનેરી, મૂલ્ય રૂ. ૧–૮–૦

**આયુર્વેદ નિબંધમાળા**—ભાગ ૧ લો–રચી પ્રસિદ્ધ કરનાર શા. તિલકચંદ તારાચંદ વૈદ, સુરત. રૉયલ સોળ પેજી પૃષ્ઠ ૨૩૨, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય રૂ. ૦–૮–૦ વૈદાનો ધંધો કરનારને ટપાલ ખર્ચના બે આના મોકલવાથી ભેટ મળશે.

**તત્વચિંતન** યાને નિત્ય પાઠ શિક્ષાપત્રી–મી. જેમ્સ એલનના અંગ્રેજી ગ્રંથનો તરજુમો. કર્તા વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, પ્રકાશક જીવણલાલ અમરશી મહેતા, મેનેજર જ્ઞાનવર્ધક પુસ્તકમાળા, અમદાવાદ. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૩૮૦, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય રૂ. ૨–૮–૦.

**મુક્તિમાળા અથવા જીવનમુક્તિ** આખ્યાન–ચાર ભાગમાંનો પહેલો ભાગ. લખનાર પ્રાણુલાલ શંભુલાલ દેસાઇ, પ્રકાશક જીવનલાલ અમરશી મ્હેતા, મેનેજર જ્ઞાનવર્ધક પુસ્તકમાળા, અમદાવાદ. રૉયલ સોળ પેજી પૃષ્ઠ ૩૪૪, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૧–૮–૦.

**લોકમાન્ય બાળ ગંગાધર તિલકનું ચરિત્ર**—લેખક તથા પ્રકાશક કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી, સદાશિવ પેઠ, પુના સીટી, સોળ પેજી પૃષ્ઠ ૧૮૦, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય ૧–૪–૦.

**કંગાલ કેદી** અથવા સ્નેહ બંધન–પ્રયોજક વ્રજલાલ જાદવજી ઠક્કર, પ્રકાશક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, અમદાવાદ. રૉયલ બાર પેજી પૃષ્ઠ ૨૫૪, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૧–૧૨–૦

**તરંગાવલી**—ભાગ ૧ લો-લેખક રામમોહનરાય જસવંતરાય તથા કાન્તિરાય જશવંતરાય, સુન્દરીસુબોધ મન્દિર, અમદાવાદ. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૨૦, કાગળ ગ્લેજ, પૂઠું બોર્ડ પટીનું, મૂલ્ય રૂ.૦-૧૨-૦.

**ભગિની સમાજ પત્રિકા માળા**—(નં. ૨૯ થી ૪૮ સુધીનાં) પુસ્તકો. **મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડે** પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦-૨-૦ **સખીના પત્રો** પૃષ્ઠ ૩૬, મૂલ્ય ૦-૨-૦ **બાલશિક્ષણ** પૃષ્ઠ ૧૦૪, મૂલ્ય ૦-૬-૦ પ્રકાશક કરસનદાસ જે. ચિત્તલીયા, હિન્દ સેવક સમાજ, ગીરગામ, મુંબઇ.

**જૈન-સાહિત્ય-સમેલન-કાર્યવિવરણ** ભાગ ૧-૨. પ્રકાશક અભયચંદ ભગવાનદાસ ગાંધી-ભાવનગર રૉયલ આઠ પેજી આકારે જુદા જુદા નિબંધો, ગુજરાતી, હિન્દી અંગ્રેજી વગેરે. રૂ. ૧-૦-૦

**શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજય ધર્મ સૂરિ** રચિત ગુજરાતી પુસ્તકો-**ધર્મદેશના** પૃષ્ઠ ૩૨૦, મૂલ્ય લખ્યું નથી. **ઐતિહાસિક રાસ સંગ્રહ** ભાગ ૧ લો તથા ભાગ ૨ જો. પૃષ્ઠ ૧૦૪ તથા ૯૦, મૂલ્ય લખ્યું નથી. **જૈન શિક્ષા દિગ્દર્શન** પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦-૨-૦. **ઇન્દ્રિય પરાજય દિગ્દર્શન** પૃષ્ઠ ૪૮, મૂલ્ય લખ્યું નથી. **આત્મોન્નતિદિગ્દર્શન** પૃષ્ઠ ૨૪, મૂલ્ય ૦-૩-૦. **દેવકુલ પાટક** પૃષ્ઠ ૩૨, મૂલ્ય લખ્યું નથી. **હિન્દી ભાષાનાં** પુસ્તકો-**જૈનતત્ત્વ દિગ્દર્શન** પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦-૨-૦. **પુરૂષાર્થ દિગ્દર્શન** પૃષ્ઠ ૪૪, મૂલ્ય ૦-૪-૦. **અહિંસા દિગ્દર્શન** પૃષ્ઠ ૧૧૬, મૂલ્ય લખ્યું નથી. સર્વ પુસ્તકોનું કદ ડેમી આઠ પેજી હોઇ સારા ગ્લેજ કાગળપર છાપેલાં છે. શ્રી યશોવિજયજી ગ્રંથમાળા-ભાવનગર એ ઠેકાણેથી ઘણાં ખરાં મળે છે.

**મુખ લક્ષણ શાસ્ત્ર** અથવા ચહેરા ઉપરથી મનુષ્યનું ચારિત્ર્ય જાણવાની વિદ્યા (સચિત્ર)-લેખક તથા પ્રકાશક નર્મદાશંકર બાલા-

શંકર પંડ્યા, **નાંદોદ.** રૉયલ સોળ પેજી પૃષ્ઠ ૨૫૬, કાગળ ગ્લેજ, પૂઠું પાકું સોનેરી નામવાળું મૂલ્ય રૂ. ૨–૦–૦.

**મસ્તક શાસ્ત્ર** ( સચિત્ર )–લેખક તથા પ્રકાશક નર્મદાશંકર બાલાશંકર પંડ્યા, **નાંદોદ.** રોયલ સોળ પેજી પૃષ્ઠ ૧૫૮, કાગળ ગ્લેજ, પૂઠું સાદું કાગળનું, મૂલ્ય ૦–૧૦–૦.

**અંત્યજ સ્તોત્ર**–લેખક અમૃતલાલ સુંદરજી પઢીયાર, પ્રકાશક અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર, હિન્દ સેવક સમાજ, ગિરગામ, **મુંબાઇ.** પૃષ્ઠ ૨૦, મૂલ્ય ૦–૧–૦.

**શ્રી વિદ્યાવિજય મુનિકૃત પુસ્તકો–અહિંસા** પૃષ્ઠ ૭૨, મૂલ્ય લખ્યું નથી. **ઐતિહાસિક સજ્ઝાય માળા** ભાગ ૧ લો, પૃષ્ઠ ૧૩૬, મૂલ્ય લખ્યું નથી. હિન્દી ભાષામાં **આદર્શ સાધુ,** પૃષ્ઠ ૨૨૪, મૂલ્ય ૧–૪–૦. દરેકનું કદ ડેમી આઠ પેજી હોઇ સારા ગ્લેજ કાગળપર છાપેલાં છે. શ્રીયશોવિજયજી ગ્રંથમાળા–**ભાવનગર,** એ સ્થળેથી મળે છે.

**મહાન સિકંદર**–લેખક માણેકલાલ કાલિદાસ ભટ્ટ, પ્રકાશક સોમચંદ ભગવાન શાહ–**અમદાવાદ.** પૃષ્ઠ ૧૦૪, મૂલ્ય ૦–૨–૦

**બોધોદય**–લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૬૪, ૦)=

**બુદ્ધિપ્રકાશ્રય**–લેખક પ્રકાશક ઉપર પ્રમાણે પૃષ્ઠ ૩૨, ૦)–।

**પિતાનો પુત્ર પ્રત્યે ઉપદેશ**–પત્રો રૂપે. પ્રકાશક શ્રાવક ભીમસિંહ માણેક, **માંડવી, મુંબઈ.** પૃષ્ઠ ૫૨, ૦)≈

**વિદ્યાર્થી બન્ધુ**–ઉપર પ્રમાણેજ, પૃષ્ઠ ૫૨, **મૂલ્ય** ૦)=

**શ્રીરામલહરિ–લ્હેર પાંચમી,** લેખક પ્રભુલાલ પ્રીતમલાલ પઢીયાર વગેરે. પૃષ્ઠ ૪૪, અમૂલ્ય. ઠેકાણું પુરુષોત્તમ નાનજી–**કેશોદ.**

**કલાધરનો સંવાદ**–પ્રસિદ્ધ કરનાર સુત્રધાર ઇશ્વરભાઇ ગિરધરભાઇ, વિશ્વકર્મા મંડળ, ડાકોર. પૃષ્ઠ ૧૬, ૦)=.

**સર્વ પ્રાણીની સેવા, શ્રી અધ્યાત્મ મહાવીર, પાગલનાં** કાવ્યો દ્વિતીય ખંડ; લેખક પ્રકાશક ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી, રાજકોટ. જિજ્ઞાસુને ભેટ મળે છે.

**માંદાની માવજત** તથા **શ્રી સદુપદેશ માળા.** પૂજ્યશ્રી લાધાજી સ્વામીના શિષ્ય મુનિશ્રી છોટાલાલજી પ્રેરિત, મળવાનું ઠેકાણું: ચુનીલાલ વર્ધમાન શાહ, સારંગપુર–અમદાવાદ.

**ચાર જાતના માણસો**–એ. એમ. ઠાકોર, **શુકલતીર્થ** પૃષ્ઠ ૧૬, ૦)=.

**નીતિની શિખામણો**–સંગ્રહ કરનાર ચુનીલાલ બાપુજી મોદી, પ્રકાશક નવનીતલાલ સુખલાલ મોદી, **સુરત.** પૃષ્ટ ૨૪, ૦)=

**શ્રી સદ્બોધસિંધુ**–લેખક અને પ્રકાશક નરોતમભાઇ ધનજીભાઇ પટેલ, મુ. **સાંઢીએર**, વાયા સાયણ. પૃષ્ટ ૨૪, રૂા. ૦ા.

**શ્રીરત્નાકર પચીશી**–શ્રીમદ્ રત્નાકર સૂરિ વિરચિત, પ્રકાશક શ્રી જૈનધર્મપ્રચારક સભા–ભાવનગર પૃષ્ઠ ૩૨, મૂલ્ય પઠન પાઠન પ્રતિજ્ઞા.

## રિપોર્ટો વગેરે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો સને ૧૯૧૭ ની સાલનો રિપોર્ટ.

ચરોતર એજ્યુકેશન સોસાઇટીનો બીજા વર્ષનો (૧૯૧૭–૧૮) નો રિપોર્ટ

ભગુપુર હિંદુ અનાથાશ્રમનો દશમા વર્ષનો રિપોર્ટ.

વાઘોડીઆ સેવા મંડળનો ( સં. ૧૯૭૪ નો ) વાર્ષિક અહેવાલ.

શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોતેજક સભાનો પ્રથમ વાર્ષિક વૃતાન્ત.

સરસ્વતી પુસ્તકાલયનો પ્રથમ વર્ષનો રિપોર્ટ.

ધી યંગ ભાટીઆ લાઇબ્રેરીનો સને ૧૯૧૭ ના વર્ષનો રિપોર્ટ.

શ્રી રામકૃષ્ણ મિશન સેવાશ્રમ–હરદ્વારનો રિપોર્ટ. સને ૧૯૧૭

શ્રી રામકૃષ્ણ મિશન–બનારસનો રિપોર્ટ. સને ૧૯૧૭

( સ્થળાભાવને લઇને મરાઠી તથા હિંદી પુસ્તકો હવે પછી. )

# નિવેદન

વિવિધગ્રંથમાળાના આ ૯૨-૯૩મા પુસ્તકમાં ભારતના વર્તમાન કવિસમ્રાટ્ ડૉ. સર રવીન્દ્રનાથ ઠાકુરનાં પૂર્વ સમયનાં-તેમની ૨૫ વર્ષની વય સુધીનાં સંસ્મરણો અપાયલાં જણાશે.

સર રવીન્દ્રનાથની સ્વદેશસેવામાં તેમની લેખન પ્રવૃત્તિ પણ ખાસ અગત્યનું સ્થાન લે છે. તેમની કલમ જનવૃત્તિને કાંઇ ઓરજ રીતે જગવે છે. લેખકગણને માટે તેઓ એક નિષ્કામ,* પ્રતિભાશાળી અને અસામાન્ય કુદરતી લેખકનો આદર્શ પુરો પાડે છે. "અંગ્રેજી સિવાય લખવું કે બોલવું ગમે નહિ અને આવડે પણ નહિ" એવા સહસ્રાવધિ સાહેબશાઇ-માતૃભાષા ભ્રષ્ટ ભારતીયજનોને માટે પણ ઠાકુરજીની સ્વભાષાભક્તિ શિક્ષાસ્પદ છે. તેમનું પેલું જગપ્રસિદ્ધ ઇનામ અપાવનાર અંગ્રેજી "ગીતાંજલી" કાવ્યગ્રંથની કવિતાઓ પણ પ્રથમ તેમણે પોતાની માતૃભાષા-બંગાળીમાંજ રચેલી હોઇ, અંગ્રેજી તો તેનો સ્વકૃત અનુવાદ માત્રજ છે.

આ 'સંસ્મરણો' પણ તેમણે બંગાળીમાંજ લખેલાં હોઇ અંગ્રેજીમાં તો પાછળથી અનુવાદ રૂપેજ તે લખવામાં આવ્યાં હતાં§ અને સાંભળવા પ્રમાણે ઠાકુરજીના બધાં નહિ તો ઘણાં પુસ્તકો આ પ્રમાણે

---

* કેમકે તેઓને મળેલા જગવિખ્યાત ઇનામની રકમ ઉપરાંત તેમના ગ્રંથોમાં થતી બચત પણ તેમના 'શાન્તિ નિકેતન' નામક સાર્વજનિક વિદ્યાલયનેજ તેઓ આપી દે છે.

§ આ ગુજરાતી ભાષાન્તર પણ બંગાળી ઉપરથીજ કરાવાયું હોત, પણ એ તૈયાર થવાની ખબર, અંગ્રેજી ઉપરથી તૈયાર થઈ ચૂકયા પછીજ પડી હતી. અનુવાદક બન્ધુ પાછળથી તેને બંગાળી સાથે મેળવી તો ગયા છેજ.

પ્રથમ સ્વદેશવાસીઓની સેવા માટે સ્વભાષામાં રચાયા પછીજ અંગ્રેજી પાઠક વર્ગને માટે અનુવાદિત થયેલાં છે.

વૉઇસરાયના પ્રમુખપણાવાળી મહાસભામાં ભારતના વીરપુત્ર ગાંધીજીએ પોતાનું વક્તૃત્વ પ્રથમ દેશભાષામાં કર્યા પછીજ અંગ્રેજીમાં અનુવાદ કર્યાનું ઘણાકોને યાદજ હશે. આપણા ભરઉન્હાળે કોટ પાટલુનમાં બફાઇ મરનારા ફેશનદાસોને તો એ ઉપકારક સ્વદેશીયતા પણ ભાગ્યે સમજાઇ હશે!

રવીન્દ્રબાબુના દરેક ઉપયોગી પુસ્તકનો લાભ સ્વલ્પ મૂલ્યે ગુર્જર પાઠકગણને મળે એવા હેતુથી તેના અનુવાદ કરાવી છપાવવાની ઇચ્છા તેઓ સમક્ષ દર્શાવવામાં આવતાં તે વિષેની પરવાનગી તેમણે આનંદ અને નિસ્કામતા પૂર્વક આપી હતી, જેને માટે આ સ્થળે તેમના પ્રત્યે આ સંસ્થા તરફથી તેમજ ગુર્જર પાઠક બન્ધુઓ તરફથી અનેક ધન્યવાદસઃ કૃતજ્ઞતા દર્શાવવામાં આવે છે. પરમાત્મા, એ અસામાન્ય ભારતપુત્રને અધિકાધિક પ્રતિભાવાન બનાવી, ભારતીય પ્રજામાં તેની વર્તમાન દીન સ્થિતિનો અને તેને દૂર કરનાર આત્મશ્રદ્ધાદિ સદ્‌ગુણોનો દિવસાનુદિવસ વિશેષ પ્રચાર કરવાને દીર્ઘાયુ કરે, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

વિવિધગ્રંથમાળાદ્વારા દરવર્ષે એકાદ પુસ્તક પણ રવીન્દ્રનાથનું નીકળતું રહી પરિણામે તેમનાં બધાંજ ઉપયોગી પુસ્તકો ગુર્જર પાઠકોનાં ગૃહને શોભાવે એવી ભાવના છે.

કોઇ કોઇ અપવાદની પેઠે આ પુસ્તકને પણ (પ્રેસમાં અપાવા પૂર્વે) જાતે વાંચી ઠીકઠાક કરવા-કરાવવાની જરૂર અમે માની નહતી; પરન્તુ છપાઇ રહ્યા પછી તેમાં અસ્પષ્ટતા વગેરે રહી ગયેલું જોવામાં આવતાં એ માન્યતા અઠીક નિવડેલી જોઇ દિલગીર છીએ, બીજી આવૃત્તિ સમયે એ ન્યૂનતા દૂર કરાશે અથવા મૂળપરથી નવુંજ ભાષાન્તર અપાશે.

મહાશિવરાત્રી-વિ. સં. ૧૯૭૫.<br>
ફેબ્રુઆરી-ઇ. સ. ૧૯૧૯.

ભિક્ષુ-અખંડાનંદ.

૭૯૯૧

# પ્રસ્તાવના

ઈ. સ. ૧૯૧૪ ના "મોડર્ન રીવ્યુ" માં My reminences ના મથાળા નીચે રવીન્દ્રનાથ ટાગોરનું "જીવન સ્મૃતિ" નું ભાષાન્તર આવવા લાગ્યું ત્યારથી જ તેની ભાષા અને વિચારોની સુંદરતાથી મારૂં મન આકર્ષાયું, અને ત્યારથીજ અવકાશને સમયે તેનું ભાષાન્તર તૈયાર કરવા માંડયું, તે ૧૯૧૫માં સંપૂર્ણ થયું હતું; પરંતુ છપાવવાના કાર્યમાં કેટલીક મુશ્કેલીઓ હોવાને લીધે તુરત બહાર પાડવાનું બની શકયું નહોતું. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી માગણી થતાં તેને સ્વાધીન કરવામાં આવ્યું છે.

આ પુસ્તક ફરીથી લખવાનું કાર્ય બીજી રોકાણો આડે ઉતાવળથી કરવું પડેલું હોવાથી કેટલીક નજીવી ભૂલો રહી ગઇ છે તે માટે વાંચક વર્ગ ક્ષમા આપશે તેવી આશા છે.

સર રવીન્દ્રનાથનાં "સંસ્મરણો" ગુજરાતી પ્રજા સમક્ષ સસ્તું સાહિત્ય જેવી લોકોપયોગી સંસ્થા તરફથી મુકાય છે તે ઘણું હિતકારક છે. સર રવીન્દ્રનાથનાં સાહિત્યનાં પુસ્તકો ઘણી આતુરતાથી હિંદુસ્થાનની અન્ય ભાષાઓમાં મુકાવા માંડયાં છે. વિશ્વવિજયી "ગીતાંજલી" મરાઠી, ગુજરાતી, હિંદી વગેરે ભાષાઓમાં બહાર પડી ચુકી છે, અને એમનાં બીજાં પુસ્તકોને પણ લોકો ખુણામાંથી શોધી તેનું અંગ્રેજી તથા અન્ય ભાષાઓમાં ભાષાન્તર કરવા લાગ્યા છે. મેકમીલન એન્ડ કંપનીએ પરદેશની મોટી માગણીને પહોંચી વળવા માટે તેમનાં અંગ્રેજી પુસ્તકો પ્રસિદ્ધ કરવા માંડયાં છે.

લોકમાન્ય બાળ ગંગાધર તીલકે શ્રીમદ્ ભગવદ્ ગીતા માટે કહ્યું છે તેજ આપણા દેશની ઘણી બાબતોને લાગુ પડે છે. એમણે

કહ્યું છે કે કોહીનુરનો હીરો જ્યારે વિલાયત લઇ જવામાં આવ્યો અને તેને ફરીથી પહેલ પાડવામાં આવ્યા ત્યારેજ તેની કીંમત ચાર ગણી અંકાઇ અને જગતમાં તે સર્વોત્તમ ગણાયો. શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુર પણ પ્રથમ પંક્તિના કવિ છે, એ સત્ય જ્યારે યુરોપની પ્રજાએ હિંદુસ્થાનને જણાવ્યું ત્યારેજ તેમની કદર અહીં થવા લાગી. સમસ્ત સુધરેલી દુનિયાએ નોબેલ પ્રાઇઝ આપી કદર કર્યા પછીજ ઇંગ્લાંડની પ્રજાએ પણ એમની કદર બુઝી અને સમ્રાટ્ પંચમ જ્યોર્જે એમને "એશિયાના રાજકવિ" તરીકે સંબોધન કરી અભિનંદન કર્યું. ત્યાર પછી હિંદુસ્થાનની સરકારે એમને સરનો ખીતાબ આપ્યો અને કલકત્તાના વિશ્વવિદ્યાલયે Doctor of Literature ની પદવી આપી એમનો પુરસ્કાર કર્યો. અહીં એટલું તો જણાવવુંજ જોઇએ કે બંગાળની પ્રજાએ તો એમનું સન્માન સર્વના પહેલાંજ કર્યું હતું. બંગ સાહિત્ય પરિષદે એમને બંગાળના સર્વોપરી કવિવર તરીકે સ્વીકાર્યા હતા. ઉપરોક્ત ઇનામ મળ્યા પછી અમેરીકાની પ્રજાએ એમને હિંદુસ્થાનના તત્વજ્ઞાનપર વ્યાખ્યાનો આપવા માટે ખાસ આમંત્રણ કરી અમેરીકા બોલાવ્યા હતા. જાપાનમાં તેઓ જ્યારે મુસાફરીએ ગયા ત્યારે ત્યાંની પ્રજાએ પણ તેમનું ઘણું સન્માન કર્યું હતું. શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુરનું નામ આખા હિંદુસ્થાનના કેળવાયલા વર્ગમાંજ નહિ પણ સમસ્ત સુધરેલી દુનિયાના શિક્ષિત વર્ગમાં પણ પરિચિત છે. કવિતાને માટે આખી દુનિયાની સઘળી પ્રજાઓની હરીફાઇને માટે ખુલ્લું મુકાયલું નોબેલ પ્રાઇઝ એમણે જીત્યું ત્યારથીજ હિંદુસ્થાનના સર્વે ભાગોમાં એમની કીર્તિ પ્રસરી ગઇ છે.

એમના જેવી વિશ્વમાન્ય વ્યક્તિનાં અન્ય લખાણો હિંદુસ્થાનના બીજા ભાગોને જાણવાની ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે. તેમનાં સંખ્યાબંધ પુસ્તકોમાંથી પણ એમના જીવન વિષે, કુટુંબ વિષે તેમજ

બંગાળની તે સમયની પરિસ્થિતિ વિષે કોઈ પણ પુસ્તક વધારે માહીતી આપે તો તે જરૂર હિંદુસ્થાનના બીજા ભાગોને વધારે આકર્ષક ગણાય. હજુ એમનું જીવન ચરીત્ર પુસ્તક રૂપે બહાર પડયું નથી. પડે તો પણ તે રવીન્દ્રનાથના પોતાના દ્રષ્ટિ બિંદુથી લખાવાનો સંભવ ઓછો છે. એમણે પોતાનાં સંસ્મરણોરૂપે લગભગ પંચાવન વર્ષે દોરેલી એમના પચીસ વર્ષ સુધીના જીવનની આ રૂપરેખા જોકે જીવન ચરીત્રની ગરજ તો નજ સારે, તો પણ કવિનું પોતનું દ્રષ્ટિબિંદુ અને વિચારો તો તે જરૂર આપણને દર્શાવે છે, અને તેટલા માટે પણ તે આપણને જાણવા યોગ્ય છે.

શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુર ઉપર જણાવ્યા પ્રમાણે એક વિશ્વમાન્ય કવિ હોઇ બંગાળી સાહિત્યના સહૃદય સેવક છે એટલુંજ એમના વિષે બસ નથી. ભાષાની ખીલવણીમાં તેમણે જે મોટો ફાળો આપ્યો છે તે બાદ કરતાં પણ તેઓ બંગાળના એક ધાર્મિક નેતા તરીકે આદિ-બ્રહ્મસમાજ ચલાવવામાં એમના પિતા મહર્ષી દેવેન્દ્રનાથ ઠાકુરની પેઠે ઘણો આગળ પડતો ભાગ લે છે. સ્વદેશી હીલચાલના સ્વદેશી મેળામાં શ્રીયુત્ ઠાકુર ભારતના ગૌરવ ઝાડ તળે ઉભા રહી ગાન કરતા હતા. ત્યારથી સ્વદેશભક્તિનાં રોપાયલાં બીજ વૃક્ષના રૂપમાં ઉગી નીકળ્યાં છે. કવિયો ભાવનામય સૃષ્ટિમાં વસે છે, અને લાગણીમય જીવન ગુજારી વ્યવહાર પ્રત્યક્ષ જીવનને માટે નાલાયક હોય છે, એવું સાધારણ રીતે જોવામાં આવે છે; પરંતુ રવીન્દ્રનાથ ઠાકુરની રાષ્ટ્રિયતા, સ્વદેશભક્તિ, ઇશ્વરોપાસના, એ સઘળું કોઇ અપૂર્વ ભાવનામય હોવા છતાં વ્યવહાર જીવનથી તે વિભક્ત નથી. એમની રાષ્ટ્રિયતામાં દ્વેષ અને વૈરનો જેટલો અભાવ છે તેટલોજ ખુશામત, ના હીંમત અને પરાવલંબીપણાનો પણ છે. હિંદના હીતની એમની ઇચ્છા જેટલી પ્રબળ છે તેટલીજ હિંદની ખામીઓની જાણ એમને તાદૃશ્ય થયેલી છે.

સ્વમાન અને પ્રજામાનની એમની લાગણી ઘણી તીવ્ર છે. અમેરીકા અને જાપાનનો દાખલો જોઈ કેનેડાએ જ્યારે એમને આમંત્રણ કર્યું ત્યારે હિંદીઓ સામે ત્યાં જે અન્યાયી કાયદાઓ પ્રચલીત છે તે દુર થાય નહિ ત્યાંસુધી "હું ત્યાં પગ મુકનાર નથી" એમ કહી તે સ્વીકારવાની એમણે ના પાડી હતી. રાષ્ટ્રિય કેળવણી આપવાના હેતુથી એમણે બોલપુરમાં "શાંતિનિકેતન" નામની એક સંસ્થા ઘણા સમય પહેલાં સ્થાપી છે. તેમાં હાલ આશરે ત્રણસો વિદ્યાર્થીઓને શીખવે છે, એટલુંજ નહિ પણ તેમના ખર્ચનો ઘણો મોટો ભાગ જાતે ઉપાડે છે. નોબૅલ પ્રાઇઝનો મોટો ભાગ તથા અમેરીકાનાં વ્યાખ્યાનો માટે મળેલા પૈસા એમણે એ સંસ્થાને અર્પણ કર્યા છે, અને એમનાં પુસ્તકોની ઉપજનો ઘણો મોટો ભાગ પણ એ સંસ્થા અર્થેજ વપરાય છે. એમની વિશેષ ઓળખાણ કોઇ ભવિષ્યને સમયે વાંચકવર્ગને આપી શકાશે એવી શ્રદ્ધા રાખી હમણાં તો આટલેથીજ વિરમું છું.

પુરાણી અંબાલાલ બાલકૃષ્ણ.



# અનુક્રમણિકા.



## सर रविन्द्रनाथ ठाकुरनां

# संस्मरणो.

### પ્રાથમિક બે બોલ.

સ્મૃતિપટપર જીવનનાં વિવિધ ચિત્રો કોણ ચીતરે છે તે તો હું જાણતો નથી; પણ એટલી વાત તો નક્કી છે કે તે ચિત્રકાર જે આલેખે છે તે બધી છબીઓ છે. અર્થાત્ તે ચિત્રકાર તેની આસપાસ જે કાંઇ બનાવો બને છે તેની નકલ કરવામાં રોકાયલો નથી; તે પોતાની મરજી પ્રમાણે કેટલીક વસ્તુઓ લે છે અને બાકીની છોડી દે છે. ન્હાની વસ્તુઓ મ્હોટી કરે છે અને મ્હોટી વસ્તુઓ ન્હાની કરી મૂકે છે. તે તરણાનો મેરૂ અને મેરૂનું તરણું કરી મૂકે છે. આગળની વસ્તુઓને પાછળ અને પાછળની વસ્તુઓને આગળ લાવી મૂકતાં એને જરાપણ સંકોચ થતો નથી. ટુંકામાં, ચિત્રકાર ચિત્રો ચિતરે છે, કાંઇ ઇતિહાસ લખતો નથી.

આ પ્રમાણે બાહ્યજીવનમાં કર્મની ઘટના થયા કરે છે, ત્યારે સાથે સાથે આંતર જીવનમાં ચિત્રો ચિતરાયાં જાય છે. બન્ને એક બીજાને મળતાં આવે છે ખરાં, પણ કાંઇ એક નથી.

આપણા અંતરમાં આવેલા ચિત્રપટનું અવલોકન કરવાને આપણને સંપૂર્ણ અવકાશ પણ મળતો નથી. કોઇ કોઇવાર તેમાંના કેટલાક ભાગોની આપણને ઝાંખી થાય છે, પણ તેનો મ્હોટો ભાગ તો અગાધ અંધકારમાંજ પડયો રહે છે અને આપણી નજરે સુદ્ધાં ચઢતો નથી. ચિત્રકાર આ પ્રમાણે સતત શા માટે ચિત્ર—આલેખન કર્યા કરે છે? એ બધાં ચિત્રો ક્યારે પૂરાં કરી રહેશે? કઇ ચિત્રશાળામાં મૂકવા

માટે એ બધાં તૈયાર થાય છે ? એનો પાર કોણ પામી શકે ?

કેટલાક વર્ષો પૂર્વે મારા ભૂતકાળના જીવન વિષે મને પૂછવામાં આવ્યું ત્યારે આ ચિત્રમંદિરમાં મારે જવાનો પ્રસંગ આવ્યો. તે સમયે એ ચિત્રોમાંનો કેટલોક ભાગ મેં મારા જીવનવૃત્તાંત માટે લેવાનો વિચાર રાખ્યો હતો; પણ દ્વાર ઉઘાડાને જોતાં મને જણાયું કે **જીવનનાં સંસ્મરણો કાંઈ જીવનનો ઇતિહાસ નથી;** પણ તેઓ કોઇ અદૃશ્ય ચિતારાની પીંછીની પ્રતિભા છે. ચિત્રના વિવિધ રંગો કોઇ બાહ્ય તેજનાં પ્રતિબિંબ નથી, પણ ચિતારાના પોતાના ભંડારનાં જ છે. એ ચિત્રોમાંના રંગો ચિતારાની અંતરની લાગણીઓમાંથી પોતાના રંગો ગ્રહણ કરે છે; પણ તે ઉપરથી ચિત્રપટપર જે છબીઓ પડેલી છે તે કાંઇ કચેરીમાં સાક્ષી તરીકે રજુ કરી શકાય નહિ.

સ્મરણ શક્તિના ભંડારમાંથી સત્ય ઇતિહાસ વાંચી જીવનકથા ઉપજાવી કાઢવી એ કાર્ય કદાચ અશક્ય અને વ્યર્થ પણ હશે, તોપણ ચિત્રો જોવામાં જ એક પ્રકારનો મોહ રહેલો હોય છે. અને મને પણ તે મોહ લાગ્યો. જીવન પ્રવાસના માર્ગની બન્ને બાજુએ આવી રહેલા વિસામાઓ કે રસ્તાઓ વગેરે જ્યાં સુધી આપણે મુસાફરી કરતા હોઇએ છીએ ત્યાં સુધી કાંઇ આપણને ચિત્રો જેવાં લાગતાં નથી, એ બધાં તો પથિકને તદ્દન જરૂરી અને પ્રત્યક્ષ રૂપે જ જણાય છે; પણ જ્યારે તે બધાનું પ્રયોજન સંપૂર્ણ થઇ રહે છે, જ્યારે આપણ તે બધાને વટાવીને પાર જતા રહીએ છીએ, ત્યારેજ આપણને તે બધાં ચિત્રવત્ લાગે છે. રાત્રિએ વિસામો લેવાનાં વિશ્રાંતિગૃહમાં પેસતાં પહેલાં સંધ્યા સમયના અંધકારની સમીપમાં જીવનની પ્રભાતમાં જોયેલાં શહેરો, સરિતાઓ અને પહાડો વગેરે તરફ જ્યારે દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યારે બધું બરોબર એક ચિત્રના જેવુંજ દેખાય છે. જ્યારે મારા જીવનનો સાયંકાળ પાસે આવ્યો ત્યારે મ્હેં પાછળ નજર નાખી

અને ચિત્રો જોવામાં ગુંથાઇ ગયો.

મનમાં સાધારણ શંકા થાય છે કે ભૂતજીવનપરનાં સ્વાભાવિક મમત્વને લીધેજ એ ચિત્રો જોવામાં મને આટલો બધો રસ પડયો હશે. અલબત્ત, કાંઇક વ્યક્તિગત લાગણી પણ ખરી; પણ તે ચિત્રગૃહના ચિત્રામાં પણ કાંઇક જાદુઇ આકર્ષણ હોવું જોઇએ; એટલે કે ચિત્રોની અંદર કાંઇક વિશેષ ખૂબી પણ ખરી.

મારાં સંસ્મરણોમાં હમેશને માટે સાચવી રાખવા જેવી તો એકે બાબત નથી. પણ વિષયની મહત્તા એજ તેની નોંધ કરવા માટે લાયકી ઠરાવી શકે નહિ. જે અનુભવ એક માણસને થયો હોય તે જો બીજા મનુષ્યોને જેવોને તેવો ગમ્ય કરી શકાય તો તે ઉપયોગી છે; સ્મૃતિના પટપર આલેખાયેલાં ચિત્રો જો કથારૂપે શબ્દોમાં મૂકી શકાય તો તેઓને સાહિત્યમાં સ્થાન આપવું અયોગ્ય નહિજ ગણાય.

મારા સ્મૃતિપટપરનાં ચિત્રો પણ સાહિત્યની સામગ્રી તરીકેજ હું બહાર પાડું છું, એમને જીવનવૃત્તાંત તરીકે ગણી લેવાં એ તો મ્હોટી ભૂલ થશે. જીવનવૃત્તાંત તરીકે તો આ સંસ્મરણો તદ્દન અપૂર્ણ અને અનાવશ્યક જણાયા વગર રહેશેજ નહિ.

## શિક્ષણનો પ્રારંભ.

અમારા કુટુંબમાં અમે ત્રણ જણા સાથે ઉછરતા હતા. તેમાંના બે જણા મારાથી બે વર્ષે મ્હોટા હતા. એ બે જણાનું શિક્ષણ મહેતાજી પાસે શરૂ થયું એટલે એમની સાથે મારો પણ શિક્ષણક્રમ શરૂ થઇ ગયો; પરંતુ તે સમયનું મને હમણાં કાંઈ પણ યાદ રહેલું નથી.

મનમાં માત્ર એટલું યાદ છે કે "જલપડે પાતાનડે". (વરસાદ પડે છે અને પાદડાં હાલે છે.) જોડણીના વાવાઝોડાથી ભરપૂર પ્રદેશ વટાવીને હું "જલપડે પાતાનડે" એટલું વાંચવા સુધી આવી પહોંચ્યો હતો. જ્યારે જ્યારે તે દિવસોનું મને સ્મરણ થાય છે ત્યારે

ત્યારે કવિતાને અનુપ્રાસ કેટલો અગત્યનો છે તેનું પણ મને ભાન થાય છે. પ્રાસને લીધે કથાનો છેડો આવવા છતાં પણ આવતો નથી. શબ્દો અટક્યા છતાં અર્થ ચાલ્યા કરે છે; ઉચ્ચાર બંધ થાયછે ખરો, પણ ધ્વની નહિ. ને કર્ણ તથા મન એક બીજાપર કવિતાની ફેંકાફેંક કરી મૂકે છે. એ પ્રમાણે કર્ણ અને મનની ફેંકાફેંક આખો દહાડો મારા ચૈતન્યમાં વરસાદ વરસાવતી અને પાંદડાંને હલાવી મૂકતી.

વળી તે સમયની એકવાત ઘણી સચોટ રીતે સંસ્કાર કરી રહેલી છે. અમારા કુટુંબી જેવોજ થઇ ગયલો એક 'કૈલાસ' કરીને અમારો ખજાનચી હતો. તે સ્વભાવે ઘણોજ રમુજી અને હસમુખો હતો. બધાંની જોડે એ હસતો અને બધાંની મશ્કરી કરતો. તેમાં પણ નવા સવા જમાઇરાજને તો તે બહુ જ બનાવતો. તેના મોત પછી પણ તેનો ટીખળી સ્વભાવ તેને છોડી ગયો નહતો એમ મેં સાંભળ્યું છે. એકવાર મારા વડીલોએ પરલોક સાથે પત્ર વ્યવહાર ચલાવવાનો પ્રયત્ન કરેલો, તેમાં કાગળનાં પરબીડીયાં ઉપર 'કૈલાસ'નું નામ પેન્સીલથી લખેલું દેખાયું. " તું હાલમાં ક્યાં છે ? તુ જે સ્થાને રહેછે તેની વ્યવસ્થા કેવી છે ? બોલ જોઇએ. " એણે જવાબ આપ્યો કે જે જાણવા માટે મારે મરવું પડ્યું તે શું હું તમને એમને એમ જણાવી દઇશ એમ તમે ધારો છો ? એ તો બનેજ નહિ.

કૈલાસ બાલ્યાવસ્થામાં મારૂં મનરંજન કરવા માટે પોતે બનાવેલી કવિતા ઘણી ઝડપથી મને ગાઇ સંભળાવતો. એ કવિતાનો નાયક હું પોતે હતો અને તેમાં ભાવી નાયિકા સાથે થનાર નિઃસંશય સમાગમની ઉત્કંઠા ઘણીજ ઉજ્જવલ રીતે વર્ણવવામાં આવેલી હતી. એ સમયે ઉત્સાહ તો માતોજ નહિ. તે કન્યાને શણગારવાનાં પગથી માથા સુધીનાં ઘરેણાં અને ઝવેરાતની જે યાદી કરી હોય તો ડાબા

માણસનું તો મગજ ફર્યુંજ ના કરે ! પણ મારા બાલ મનપર એ ઘરેણું કે ઝવેરાતની કિંમતની અસર થતી નહિ. મારા મનમાં તો કવિતામાં આવતી પ્રાસની ઝમક અને સંગીતના ઢાળને લીધે થતા આનંદનાં ચિત્રો દૃષ્ટિ સમીપ ખડાં થતાં હતાં.

આ બે આનંદના વિષયો હજી પણ મારા મનમાં વાસ કરી રહ્યા છે, અને તેની સાથે બાળકોનો મહાન્ પ્રાચીન લેખ "વરસાદ આવે ટપટપ અને નદીએ આવે પૂર" "વૃષ્ટિ પડે ટપૂર ટપૂર નદેય એલવાન્"), એ પણ યાદ રહી ગયો છે.

મારા વિદ્યાર્થી જીવનની શરૂઆતનો એક બીજો બનાવ હજી મને યાદ આવે છે. મ્હારા મ્હોટાભાઇ અને ઉમ્મરે મ્હારાથી સહજ મ્હોટો મારો ભાણેજ સત્યેન્દ્ર એક દિવસ મને ઘેર મૂકીને નિશાળે જતા રહ્યા. હું એ પ્રમાણે નિશાળે જવાને માટે નાલાયક ઠર્યો. પણ જ્યારે સત્યાએ સાંજે આવીને રસ્તામાં બનેલાં સાહસોનું મીઠું મરચું ભભરાવીને વર્ણન કર્યું ત્યારે મને લાગ્યું કે મારાથી ઘેર કેવી રીતે રહી શકાય ? અમારા મહેતાજીએ મ્હારૂં નિશાળે જવાનું અજ્ઞાન દૂર કરવા માટે ઘણીજ અગત્યની શીખામણ એક તમાચા સાથે મારે ગળે ઉતારવાને પ્રયત્ન પણ કર્યો હતો. વધારામાં કહ્યું હતું કે, "હમણાં તો તું નિશાળે જવા માટે રડેછે, પણ આગળ જતાં નિશાળેથી છૂટવા માટે ત્હારે આથી પણ વધારે રડવું પડશે." એ માસ્તરની આકૃતિ કે ચાલવાની ઢબનો પૂરતો ખ્યાલ મને હાલમાં આવતો નથી; પરંતુ તેની ગંભીર સલાહ અને તેથીએ વધારે ગંભીર તેના હાથની અસર હજી ગઇ નથી. ભાખેલું ભવિષ્ય અક્ષરે અક્ષર સાચું પડયું છે, મેં પોતે રડીને નિશાળે જવાનું મારે માથે ઘણુંજ વ્હેલું વ્હોરી લીધું.

એ નિશાળમાં હું શું શીખ્યો તે તો મને બીલકુલ યાદ નથી, પણ

ત્યાં આગળ શિક્ષા કરવાની એક રીત હતી તે મને હજી યાદ છે. જે છોકરાને પાઠ મ્હોડે આવડતો નહિ તેને પાટલીપર ઉભા કરીને તેના હાથ પહોળા કરાવવામાં આવતા અને તેની બન્ને હથેળીઓ ઉપર પાટીઓ-સ્લેટો ખડકવામાં આવતી. આ પ્રકારનો પ્રયોગ છોકરા પર કરવાથી તેની ગ્રહણ શક્તિ વધે કે કેમ અને વધે તો તે કેટલી, એતો માનસશાસ્ત્રીઓ જાણે!

અમારા ઘરના ચાકરોની ઓરડીઓમાં વપરાતી ચોપડીઓદ્વારા મ્હેં પહેલ વહેલો સાહિત્યના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. તેમાં ચાણક્યના સૂત્રોનું બંગાળી ભાષાંતર અને કૃતિવસાનું રામાયણ એ બે મુખ્ય પુસ્તકો હતાં.

એક દિવસ મ્હેં રામાયણનું વાંચન કરેલું તે મને બરાબર યાદ છે. આકાશ વાદળાંઓથી છવાયલું હતું, એટલામાં સત્યો મને બ્હીવરાવવા માટે કે કોણ જાણે શાથી 'પોલીસ' 'પોલીસ' એમ બોલી ઉઠયો. પોલીસની ફરજ વિશે મારા વિચારો તદ્દન અચોક્કસ હતા. મને તો એવી ખાત્રી હતી કે ગુન્હેગાર માણસ જો એકજવાર પોલીસના હાથમાં આવે તો મગરની પકડમાં આવેલા માણસની પેઠે નીચે અદ્રશ્ય થઇ જાય અને ફરી પાછો દેખા દેજ નહિ. આના સખ્ત હાથમાંથી મારા જેવો નિર્દોષ બાળક કેવી રીતે બચે તેનું મને જરા પણ ભાન હતું નહિ. એટલે હું તો અંદરના ઓરડા તરફ દોડયો અને પાછળ આવતા પોલીસની ખોટી બ્હીકને લીધે મારી કમ્મરમાં કેટલીએ કંપારી છૂટી. મારા ઉપર આવી પડેલા મહાન્ સંકટના સમાચાર મ્હેં મ્હારી બાને કહ્યા; પણ તેને કાંઇ બીક લાગી નહિ. છતાં મને બારણે પાછા જવાનું સલામતી ભરેલું લાગ્યું નહિ તેથી હું મ્હારી માના ઓરડાના ઉમરાપર એક નિશાની મૂકેલું રામાયણ વાંચવા બેઠો. તે રામાયણ આરસપહાણના જેવા કાગળવાળું હતું

અને અંદરના ચોકની ચારે બાજુએ આવી રહેલી ફરસબંધી દેખાતી હતી, તેનાપર વાદળાંવાળા આકાશનો યત્કિંચિત્ પ્રકાશ પણ પડતો હતો. રામાયણમાંનો કોઇ એક કરૂણાજનક બનાવ વાંચીને મને રડતો જોઇ મારાં વૃદ્ધ માશીએ આવીને મારી પાસેથી ચોપડી લઇ લીધી!

# ઘરમાં અને બ્હાર.

અમારી બાલ્યાવસ્થામાં મોજશોખનું તો અમે નામ પણ જાણતા ન હતા. તે સમયનો જીવન વ્યવહાર હાલના કરતાં ઘણોજ સાદો હતો. વધારામાં અમારા કુટુંબનાં બાળકો તો વડીલ તરફના ધાકની વિટંબનાથી તદ્દન મુક્તજ રહેતાં. ખરૂં જોતાં તો બાળકોની સંભાળ લેવી એ કાર્ય કદાચ વડીલોને પોતાનો સમય ગુજારવાનું એક સાધન થઇ પડતું હશે ખરૂં; પરંતુ બાળકોને મન તો તે હંમેશાં એક મ્હોટી અડચણ રૂપજ લાગે છે!

અમે નોકરોના સામ્રાજ્યમાં ઉછર્યા હતા. ચાકરોએ એમની પોતાની સગવડની ખાતર અમારો સ્વેચ્છાએ વર્તવાનો હક્ક છીનવી લીધો હતો. પણ આ બંધનની સખ્તાઇનો બદલો અમે વડીલોના લાડમાંથી મુક્ત હોવાને લીધે પૂરેપૂરો વળી જતો, કારણ કે અમારૂં મન સતત મદદ અને અવ્યાહત લાડ–કાળજી, એ બન્નેમાંથી તદ્દન મુક્ત રહી શકતું. અમારા ખોરાકમાં પણ સ્વાદ કે ચટાકા જેવું કાંઇ જ હતું નહિ. અમે તે વખતે જે કપડાં પહેરતા તેની જો હું યાદી આપું તો હાલના છોકરાઓ તેનો તિરસ્કાર કર્યા વગર રહેજ નહિ. અમે દશ વર્ષના થયા ત્યાં સુધી મોજાં કે જોડા કોઈ પણ કારણસર પહેરતા જ નહિ. શિયાળામાં એક બદનપર એક વધારાની સુતરાઉ બંડીથી કામ ચાલતું હતું અને કપડાં ઓછાં મળવાને લીધે અમને કદી અસંતોષ થતો નહિ. જ્યારે અમારો ઘરડો દરજી અમારા બદ-

નને ગજવાં મૂકવાનું ભૂલી જતો ત્યારે જ અમે બબડતા, કારણ કે જેને પોતાના ગજવામાં કાંઇ પણ મૂકવાનું ન હોય એવો ગરીબ છોકરો અત્યાર સુધી કદી થયો જ નથી. વળી દયાળુ પરમેશ્વરની કૃપાથી ગરીબ કે તવંગર માબાપના છોકરાઓની ગજવામાં મૂકવાની દોલતમાં કાંઇ ફેર જ હોતો નથી. અમને દરેકને એક સાદી જોડાની જોડ આપવામાં આવતી હતી ખરી, પણ જ્યાં અમારા પગ ત્યાં અમારા જોડા એવું તો કોઇ દિવસ બને જ નહિ ! પગથી જોડાને ઉંચે ઉછાળીને પાછા ઝીલી લેવાની ટેવને લીધે, જોડા અપાવવાનો હેતુ જરા પણ પાર પડતો નહિ, છતાં પણ અમારી ટેવથી જોડાને પહેરવા જેટલોજ ઘસારો લાગતો હતો.

અમારા વડીલોનો પહેરવેશ, તેમનો ખોરાક, તેમની રહેણી કરણી, રમત ગમત, વાર્તાલાપ વગેરે સઘળું અમારાથી તદ્દનજ જુદું હતું. કોઇ કોઇ વખતે એ બધાંની અમને ઝાંખી થતી હતી ખરી; પરંતુ તે સઘળું અમારે માટે દુર્લભ જેવુંજ રહેતું.

આજકાલ તો વડીલો બાળકો માટે ઘણા જ સોંઘા થઇ પડયા છે, એટલે બાળકો પોતાના વડીલોને સહેલાઇથી પહોંચી શકે છે, અને તેથી કરીને તેમને જોઈતી બધી વસ્તુઓ અત્યંત સુલભ થઈ પડી છે. અમને તો એમાંથી એકે વસ્તુ સ્હેલાઇથી મળી શકતી નહિ. ઘણી નજીવી વસ્તુઓ પણ અમારે માટે દુર્લભ હતી અને ઘણી વસ્તુઓ ભવિષ્યમાં મ્હોટા થઇશું ત્યારે આપણને મળશે એવી આશા ભરી દૃષ્ટિએ જોઇને અમે અમારા દિવસો નિર્ગમન કરતા. આ પ્રકારની સ્થિતિનું પરિણામ એ થતું કે જે કાંઈ થોડું ઘણું અમને મળતું તેનો ઉપભોગ અમે પૂરેપૂરો કરતા. બીજ કે છોડાં કશું બાકીજ રહેતું નહિ. પૈસાદાર કુટુંબોમાં બાળક ઉપર ઘણોજ ખર્ચ કરવામાં આવે છે અને ઘણી વસ્તુઓ બાળકને માટે હાજર રાખવામાં આવે છે. એવાં

બાળકો પોતાને મળતી અનેક વસ્તુઓમાંથી મહાપરાણે અડધું ખાધું ન ખાધું કરી આમ તેમ બચકાં ભરે છે. વસ્તુઓનો મ્હોટો ભાગ તેવાં બાળક સંબંધે અફળ જાય છે, કારણ કે તેમાંની એકે વસ્તુનો તે સંપૂર્ણ ઉપભોગ કરી શકતો નથી.

બ્હારના ઓરડાના ( અગ્નિ ) ખૂણામાં આવી રહેલી ચાકરોની ખોલીઓમાં અમારા દિવસો નિર્ગમન થતા હતા. અમારા ચાકરોમાં એક શ્યામ કરીને હતો; તે રંગે કાળો, ગઠ્ઠો અને વાંકડીયાવાળવાળો હતો. તે ચાકર મને એક જગોએ બેસાડીને મારી આસપાસ એક ચાકની આડ કરી લેતો અને પછી ગંભીર મ્હોં કરી આંગળી બતાવી એ કુંડાળું ઓળંઘીને બ્હાર આવ્યા પછી થનારા અનિષ્ટ પરિણામોની મને બીક આપતો હતો. તે નુકસાન શારીરિક કે આધ્યાત્મિક હતું તેનો મને બરાબર ખ્યાલ નથી; પરંતુ મારા મનમાં એક પ્રકારની બ્હીક પેસી જતી. મારી આસપાસ કરેલી કુંડાળાની આડના સત્ય વિષે મને જરાપણ સંશય થતો નહિ; કારણ કે લક્ષ્મણજીએ કરેલી આડનું ઉલ્લંઘન કરવાથી સીતાજી પર ગુજરેલી વિપત્તિઓ મ્હેં વાંચી હતી !

અમારા ચાકરોના ઘરની ખોલીની બારી નીચેજ એક હોજ હતો. તેની ચારે બાજુએથી છોના ઓવારાનાં પગથીયાં છેક પાણી સુધી જતાં હતાં. એ હોજની પશ્ચિમ બાજુએ એક વિશાળ ઘટાદાર વડનું વૃક્ષ હતું. તેની દક્ષિણ દિશાએ નળીએરીની હાર આવી રહી હતી. એ બારીની પાસેજ કુંડાળું કરી મને શ્યામો પૂરી રાખતો, એટલે બધો વખત હું બારીના પડદાઓમાંથી એકાદ પુસ્તકનાં ચિત્રની પેઠે બ્હારનો બધો દેખાવ જોયાજ કરતો હતો. સવારથી અમારા પડોશીઓ એકપછી એક ત્યાં આગળ ન્હાવાને આવવા માંડતા. દરેક પાડોશીને આવવાનો ચોક્કસ સમય પણ મને બરાબર યાદ હતો.

દરેકનાં લૂગડાં પહેરવાની અને વાળ ઓળવાની ખાસીયતથી પણ હું બીલકુલ અજાણ્યો નહતો. દરેક જણની ન્હાવાની ઢબ પણ મારા ધ્યાનમાં રહેતી. એક માણુસ તો પોતાના કાનને આંગળીઓથી દબાવીને પછી રોજનાં ઠરેલાં ડૂબકાં પાણીમાં મારીને ચાલવા માંડતો. બીજો એક માણુસ માથાબોળ ડૂબકું ખાવાની હિંમતજ કરતો નહિ, પણ પોતાના માથાપર ભીનો ટુવાલ નીચોવ્યા કરતો. ત્રીજો માણુસ પોતાના હાથ ઝડપથી હલાવીને પાણી ઉપરની સપાટીનો મેલ દૂર કરી નાંખી પછી એકદમ ડૂબકું મારી લેતો. વળી એક તો કાંઇપણ વિધિ કર્યા વગર એકદમ ઉપલે પગથીએથીજ ભૂસ્કો મારી દેતો. બીજો એક માણસ ધીમે પગલે પાણીમાં આગળ વધતો અને મ્હોડેથી મંત્રોચ્ચાર કરતો હતો. વળી એક તો એવો ઉતાવળીઓ હતો કે જેવો ડુબકાં ખાઇ રહેતો કે તુરતજ ઘર તરફ ચાલવા માંડતો. પણ બીજો એક માણુસ આવતો હતો તેને તો સદા શાંતિજ રહેતી–તે પોતાનું કાર્ય શાંતિથી કરતો. નાહ્યા પછી ઘસીને શરીર લૂછતો પછી ભીનાં કપડાં બદલીને કોરાં પહેરતો. વળી તે બદલેલા ધોતીયાની પાટલી પણ ચીપીને વાળતો. પછી બ્હારના બાગમાં એક બે ચક્કર મારી ફૂલ ભેગાં કરીને છેવટ પોતાના શરીરમાંથી સંતોષ પ્રસારતો ધીમેધીમે ઘર તરફ જતો. આ પ્રમાણે બપોર સુધી ક્રમ ચાલ્યા કરતો. ત્યારપછી ન્હાવાની જગો સુનકાર થઇ શાંત પડી રહેતી. માત્ર બતકો પાણીમાંનાં જીવડાં પાછળ તર્યા કરતાં અથવા પાંખો ફફડાવી સાફ કરી આખો દિવસ તેમાં પડી રહેતાં. જ્યારે બધે શાંતિ પ્રસરતી ત્યારે મારૂં મન વડની છાયા તરફ આકર્ષાતું. એ ઝાડની કેટલીએ વડવાઇઓ નીચે આવી જમીનમાં ઉંડાં મૂળ નાંખી રહી હતી અને તેનાં મૂળીયાંઓ આગળ ગુંચવણ ભર્યું ગુંથણ કર્યું હતું. વિશ્વનિયમો હજી તે ભેદી સ્થાનમાં પ્રવર્તતા નહિ એમ મને લાગ્યા કરતું. જાણે કોઇ પુરાતન જગતની સ્વપ્નમય

સૃષ્ટિ પ્રભુની સર્વ સાક્ષી દૃષ્ટિની બ્હારજ રહી ગઇ હોય નહિ એમ લાગતું હતું! ત્યાં તે છાયામાં હું કોને જોતો હતો? તેઓ બધા શું કરતાં હતાં એ બધું મ્હારાથી સમજી શકાય એવી ભાષામાં મૂકાય તેમ નથી. મ્હોટા થયા પછી આ વડને વિષેજ મ્હેં લખ્યું હતું કે,

"નિશિદિશિ દાંડિએ આછ માથાય લપે જટ,
છોટે છેલેટિ મને કિ પડે, ઓગો પ્રાચીન વટ?"

જેની ડાળીઓમાંથી જાળી જેવી ગુંથાએલી વડવાઇઓ લટકી રહેલી છે એવા હે પ્રાચીન વડવૃક્ષ! (તું અહોરાત્રિ હાલ્યા ચાલ્યા વગર ધ્યાનસ્થ યોગિની પેઠે રહે છે.) પણ તારા છાંયડા જોડે જેની કલ્પના રમ્યા કરતી તે છોકરો તને સાંભરે છે ખરો?"

હાય! તે વડનું વૃક્ષ આજે તો હતું નહતું થઈ ગયું છે! તે જંગલના રાજાને પ્રતિબિંબીત કરતું તે ન્હાનું તળાવ પણ હવે નથી. તે હોજમાં સ્નાન કરનારાઓમાંના ઘણા ખરા પણ વડની છાયા ભેગાજ ભૂલાઇ ગયા છે. તે ન્હાનો બાળક હવે મ્હોટો થયો છે, અને તેણે પોતાની આસપાસ નાંખેલાં મૂળીયાંઓએ તેને ઘેરી લીધો છે! તેમાં આવી રહેલાં તેજ અને તિમિરની તે બાળક ગણત્રી કરે છે!

ઘરની બ્હાર જવાની અમને મના હતી, એટલુંજ નહિ પણ તેની અંદરના બધા ભાગોમાં ફરવાની પણ અમને છૂટ નહતી. તેથી અમે કુદરત તરફ અમારા પડદા પાછળથી ડોકીયાં કરી લેતા. બાહ્ય સૃષ્ટિ નામની એક અનંત વસ્તુ અમારાથી ઘણીજ વેગળી હતી. તે બાહ્ય સૃષ્ટિના તેજનો ચમકાર અથવા તો કવચિત્ તેનો ધ્વનિમાત્ર કોઇવાર તો તેનો પરિમળ ક્ષણ માટે આવીને અંતર સૃષ્ટિનાં જાળીયાંદ્વારા અમારી ઇન્દ્રિયોને સ્પર્શ કરતો. જાળીની પેલી કોર રહીને—સળીઆઓમાંથી તેની મારી સાથે રમવાની મરજી હોય નહિ એમ મને લાગતું હતું! પણ બાહ્ય સૃષ્ટિ સ્વતંત્ર હતી અને હું તો બંધનમાં

હતો, તેથી અમે એ કોઇ રીતે પણ મળી શકીએ એમ તો હતુંજ નહિ, અને તેથીજ આકર્ષણ વધારે ને વધારે લાગતું. મારી આસપાસ આવી રહેલું તે ચાકનું કુંડાળું હવે જો કે ભુસાઇ ગયું છે, છતાં પણ તેની આડ હજી મારી આસપાસ રહેલી છે. દૂરની વસ્તુઓ હજી પણ તેટલીજ દૂર છે, બાહ્યસૃષ્ટિ હજી પણ મારાથી પર છે. મ્હેં મ્હોટા થયા પછી લખેલું એક કાવ્ય અહિં યાદ આવે છે.

"ખાંચાર પાથી છીલ શોનાર ખાંચાટિતે વનેર પાથી છિલ વને !
એકદા કિ કરિયા મિલન હલ દોંહે, કિ છિલ વિધાતાર મને !"
વનેર પાથી બલે, "ખાંચાર પાથી આય, વનેતે યાઈ દોહે મિલે !"
ખાંચાય પાથી બલે" "વનેર પાથી આય, ખાંચાય થાકિ નિરિવિલે"
વનેર પાથી બલે "ના, આમિ શિકલે ધરા નાહિ દિવ."
ખાંચાય પાથી બલે "હાય, આમિ કેમન વને બાહિરિવ !"

"એક પાળેલું પક્ષી સોના પાંજરે ઝૂલતું અને છૂટું પંખી રહેતું જંગલમાં; નશીબ જોગે તેઓ એક સ્થળે મળ્યાં. તે વનના પક્ષીએ કહ્યું: "અહો ! આવ ! આપણે જંગલમાં ઉડી જઇ વસીએ." તે પાંજરામાંનું પંખી બોલ્યું: "અહિંજ આવને ! આપણે બે આ પાંજરામાં રહીએ." "પહેલે જવાબ દીધો:" પાંજરામાં પૂરાયા પછી ઉડવાનું કયાંથી મળે ? "અફસોસ ! તડકામાં ઉડીને બળતાં બેસવાનું સ્થાન કયાં મળશે ?" બીજાએ ઉત્તર આપ્યો: "

અમારા ઘરપરની અગાશીનો ઘોરો મારા કરતાં ઉંચો હતો. પણ જ્યારે હું ઉંચો વધ્યો અને અમારાપર નોકરોનો કાબુ જરા શિથિલ થયો તથા ઘરમાં નવી વહુ આવવાને લીધે મને તેની સાથે વાતચીત કરવાની સ્વતંત્રતા મળી અને ઘરમાં મ્હારૂં વજન પણ જરા વધ્યું; ત્યારે કોઇ કોઇવાર બપોરને સમયે હું આ અગાસીમાં આવતો. ઘરનાં બધાં માણસો જમી પરવારેલાં હોય, ઘરનું કામકાજ પણ મંદ પડતું, અંતઃપુરમાં

પણ બપોરની શાંતિનું આવરણ વીંટાઇ વળતું. ઘરનાં બૈરાંઓનાં લુગડાં પર પરયાં પડયાં સૂકાતાં હોય, વાડાના એક ખૂણામાં નાંખેલા એંઠામાં કાગડાઓ એમની ચાંચ ધોચતા હોય, એવે શાંતિને સમયે પાંજરામાંનું પક્ષી ધોરાનાં બાકોરાંમાં સ્વતંત્ર પક્ષી જોડે ચાંચ મેળવી લેતું! હું તો નિશ્ચલ થઇ ટગર ટગર જોયાંજ કરતો. અંદરના બાગમાં આવી રહેલી નાળીયેરીની હારપર મારી નજર સૌથી પહેલી પડતી. એ નાળીએરીઓની હારની પેલીમેર સીંધીનો થોડાક ઝાડનાં ઝૂંડ અને હોજવાળો બાગ દેખાતો હતો. તે તલાવને કાંઠે અમારી દૂધ-વાળી તારાની ઝુંપડી આવેલી છે. તેની પણ પેલીકોર નજર નાંખતાં—વૃક્ષોની ટોચ સાથે મળી જઇને ડોકીયાં કરતાં જુદા જુદા આકાર અને જુદી જુદી ઉંચાઇવાળાં કલકત્તાનાં અગાસીવાળાં મકાનો, મધ્યાન્હ સૂર્યનો પ્રકાશ પ્રતિબિંબીત કરતાં ભૂરા નિર્મળ આકાશમાં મળી જતાં—દૃષ્ટિમર્યાદામાં અદૃશ્ય થઇ જતાં હતાં. એ દૂર નજરે પડતાં ઘરોની અગાશીમાં જવાની છાપરાંથી ઢાંકી લીધેલી નીસર-ણીઓ અને દાદરો પણ નજરે પડતાં હતાં. જાણે તે ઘર આંગળી ઉંચા કરીને નેત્રના પલકારાથી પોતાની અંદર આવી રહેલા ઉંડા રહસ્યની સૂચના કરતાં હોય નહિ! જેમ કોઇ ભીખારી રાજ-મહેલ અથવા હવેલી આગળ ઉભો રહી ઘરની અંદર અઢળક દોલત હશે એમ ધારે છે, કારણકે તે પોતે અંદર જઇ શકતો નથી; તેજ પ્રમાણે હું પણ મ્હારા ઘરની અગાશીમાંથી બીજા ઘરોમાં છોકરાઓ માટે કેટલીએ રમત ગમત અને છૂટ રહશે એમ ધારતો હતો. મને તો એમજ લાગતું કે આ અજાણ્યા ઘરોમાં તો રમત ગમતનો પાર જ નહિ હોય! ઉન્હા સૂર્યના તાપની ઉંડામાં ઉંડી જગોએથી સમ-ડીનો તીણો અવાજ મારે કાને પડે, અને સીંધીના ઘરની પાસેની ગલીમાંથી બપોરની શાંતિમાં નિદ્રાવશ ઘરો પરથી "બંગડી લો

બંગડી!" એવું બંગડીવાળાનું ગાન આવે. એટલે મારૂં મન ઉદાસ થઇ જતું!

મારા પિતાનું ઘરમાં રહેવાનું લગભગ નહિ જેવુંજ હતું. મને તો હમેશાં ફર્યાજ કરવાની ટેવ હતી. ત્રીજા માળ ઉપરનો એમનો ઓરડો હમેશાં બંધ રહેતો. મારો હાથ તે ઓરડાના બારણામાંથી અંદર નાંખીને સાંકળ ઉઘાડી હું અંદર જતો અને આખી બપોર સોફાપર હાલ્યા ચાલ્યા વગર પડી રહી ગાળતો. મૂળ તો એ ઓરડો હંમેશનો બંધ રહેતો અને તેમાં છૂપો પ્રવેશ કરવાની તક મળતી એટલે પછી એમાં કાંઇ ઓર મઝા આવતી! એ મારા છૂપા પ્રવેશમાં અને તે ઓરડામાં રહસ્યની સુવાસ પ્રસરેલી જણાતી. વધારામાં દક્ષિણે આવેલી વિશાળ સૂર્યના તેજમાં ઝગઝગતી અગાશી મને જાગૃત સ્વપ્નાવસ્થામાં લાવી મૂકતી.

તેમાંએ વળી એક વધારે આકર્ષણ કરનારી વસ્તુ પણ હતી. કલકત્તામાં નળ નવાજ દાખલ કરવામાં આવ્યા હતા અને તેના વિજયી આગમનના આરંભના જુસ્સામાં હિંદુવસ્તીવાળા લત્તાઓને પણ પૂરતું પાણી મળતું. નળના પાણીનો જ્યારે સત્યયુગ હતો ત્યારે તે મારા ઘરના ત્રીજા માળ સુધી—મારા પિતાના ઓરડા સુધી ચઢી શકતું! ન્હાવાના નળની ચાવી ફેરવી તેના ફૂવારા નીચે બેસી હું અયોગ્ય સમયે નિરાંતે સ્નાન કરવાનો શોખ કરી લેતો. નહિ કે ન્હાવાથી મને ઘણો સંતોષ થતો હતો; પણ મરજીમાં આવે તેમ તરંગ પ્રમાણે ચાલવાના આનંદને માટેજ હું તે પ્રમાણે કરતો. સ્વતંત્રવર્તન અને પકડાઇ જવાની બીક એ બન્ને એક પછી એક મનમાં આવવાથી તે નળની સેરો મારા શરીરમાં આનંદનાં તીરો રોમાંચિત કરી નાંખતી.

બાહ્ય જગત સાથે સંસર્ગ થવાની શક્યતા ઘણી જ ઓછી

હોવાને લીધે કદાચ તેવા સંસર્ગોનો આનંદ આટલો બધો વધારે મને લાગતો હતો. જ્યારે બાહ્ય સાધનો પૂરતાં હોય છે ત્યારે મન આળસુ થઇ જાય છે અને બધું બાહ્ય સાધનોપરજ નાંખી દે છે; પરંતુ આનંદની ખરેખરી મઝા લૂંટવા માટે તો બાહ્ય કરતાં આંતર સાધનોની તૈયારીની જરૂર વધારે છે. બાલ સ્વભાવમાંથી મનુષ્ય માત્રે આ મહાન્ સિદ્ધાંત ગ્રહણ કરીને શીખી લેવાનો છે. બાલ્યાવસ્થામાં માલિકીની વસ્તુઓ એક તો થોડી અને તે પણ નજીવી હોય છે, છતાં બાળકના આનંદમાં કાંઇજ ખામી રહેતી નથી. તેને વધારે સાધનની જરૂર પડતી નથી. જે ભાગ્યહીન બાળકને મનમાન્યાં રમકડાં આપવામાં આવે છે તે રમતગમતની ખરેખરી મઝાજ ગુમાવે છે; તેને માટે તો રમતગમતનું બધું સુખ નષ્ટ જ કરવામાં આવે છે.

અમારા અંતરગૃહના બગીચાને બગીચો એવું નામ આપવું એ અતિશયોક્તિ કર્યા જેવું છે. તે બાગ એટલે તેમાં મીઠાલીંબુનું એક ઝાડ, કેટલીક જાતનાં આલુનાં વૃક્ષો અને નાળીયેરીની એક હાર, એટલામાં બધું આવી જતું. તેની વચ્ચોવચ એક ગોળાકૃતિ બનાવવામાં આવેલી હતી, તેમાં ચીરાઓ પડેલા હતા, તેમાં અનેક જાતનાં ભાતભાતનાં ઘાસોએ ચઢાઇ કરીને પોતાના વિજયી વાવટા ફરકાવી દીધા હતા. જે ફૂલના છોડવાઓ સતત બેદરકારીથી પણ મૃત્યુને વશ થવાની ના પાડતા તેઓજ માત્ર પોતાનું કર્તવ્ય ફરિયાદ વગર બજાવ્યા જતા અને માળીને કદી પણ શાપ દેતા નહિ. આ બાગને ઉત્તર ખૂણે ડાંગર ખાંડવાનો એક સંચો હતો. તે તરફ બૈરાંઓ કામને પ્રસંગે ભેગાં થતાં. ગામડીયાની જીંદગી છેલ્લામાં છેલ્લી યાદગીરી પણ છેવટે હામ હારી ગઈ છે, અને પોતાનો પરાજય કબુલ કરી શરમાઇને છૂપી રીતે નાશી છૂટી છે!

અમારો અંદરનો બાગ ઉપર વર્ણવ્યા પ્રમાણે હતો. છતાં મને ખાત્રી છે કે આદમ અને ઇવનો બાગ અમારા અંદરના બાગના કરતાં વધારે સારો નહિજ હોય, કારણકે આદમ અને તેનું સ્વર્ગીય ઉદ્યાન બંને નાગાં હતાં અને તેમને બાહ્ય સાધનોની કાંઇજ અપેક્ષા નહોતી. માત્ર જ્ઞાનવૃક્ષનું ફળ ખાધા પછીજ મનુષ્યને બાહ્ય આડંબર અને શોભા તથા સરસામાનની જરૂર પડે છે. અમારો અંદરનો અંતર ઉદ્યાન એજ અમારો સ્વર્ગીય બાગ હતો અને એટલો બાગ અમારે માટે પુરતો હતો. પાનખર રૂતુમાં સવારના પ્હોરમાં ઉઠતાં વારનેજ હું ત્યાં દોડી જતો તે મને યાદ છે. તે વખતે ઝાકળવાળા ઘાસની અને પ્રભાતના પુષ્પોની સુગંધી મને મળવાને ધસી આવતી અને પ્રભાત પણ તેના શાંત—ઠંડા સૂર્યમાં તેજની સાથે બાગની દક્ષિણ ભીંત ઉપર ચઢી તાડનાં ઝુલતાં પાદડાંની નીચેથી ડોકીયાં કરી લેતું.

ઘરના ઉત્તર ભાગમાં ઉઘાડો—પડતર જમીનનો ટુકડો છે. તેને હજુપણ અમે ગોલાભરી કહીએ છીએ. તેના નામ ઉપરથી એમ જણાય છે કે ભૂતકાળમાં કોઇ એક સમયે અમે એ જગાએ અમારા આખા વર્ષનો કોઠાર ભરતા હોવા જોઇએ. તે જૂના સમયમાં ભાઇ અને બ્હેન વચ્ચે ન્હાનપણમાં જેમ સરખાપણું હોય છે તેમ શહેર અને ગામડા વચ્ચે પણ સરખાપણું જણાઈ આવતું. પણ હમણાં તે બન્ને એકજ કુટુંબના હોય તેમ ભાગ્યેજ જણાય છે. આ ગોલાભરી મારે ફરવાની એક જગો હતી. એ સ્થળે હું ઘણી-વાર રમવા માટે જતો હતો. તે સ્થળમાં કાંઇ ખાસ આકર્ષણ હતું એમ તો નહતું, પણ તે સ્થળને માટે મારૂં આકર્ષણ શા માટે થતું તેનો ખુલાસો હું આપી શકું તેમ નથી. તે સ્થળ તદ્દન નિર્જન ખૂણે પડતર જગામાં હોવાને લીધે કદાચ મને તેમાં આનંદ લાગ્યો હશે. આ જગો અમારી રહેવાની જગોએથી તદ્દન વેગળી હતી અને

તેનાપર ઉપયોગિતાનું જરા પણ ચિન્હ હતું નહિ. જેટલું તે સ્થળ બીન ઉપયોગી હતું તેટલું જ તે અલંકાર રહિત હતું, કારણ કે કોઇએ પણ ત્યાં કાંઇ પણ વાવેલું હતું નહિ. જ્યારે જ્યારે મારા પહેરેગીર નોકરોની નજર ચૂકાવીને હું 'ગોલાભરી' આગળ પહોંચી જતો ત્યારે ત્યારે જાણે મને ખરેખર રજા મળી હોય તેમ લાગતું !

અમારા ઘરમાં એક બીજી પણ જગો હતી, તે હું હજી પણ શોધી કાઢી શકયો નથી. મારી સાથે રમનાર એક છોકરી એ જગોને "રાજાનો મહેલ" કહેતી. તેણી મને ઘણી વાર કહેતી કે "હું હમણાંજ તે પરીઓના મુલકમાંથી આવું છું !" પરન્તુ તેણી મને પોતાની જોડે ત્યાં લઇ જાય એવું એકે મૂહૂર્ત કોણ જાણે કેમ આવ્યું નહિ ! એ સ્થળ ઘણુંજ આશ્ચર્યકારક હતું અને ત્યાં રમવાનાં રમકડાં પણ તેવાંજ સુંદર અને ત્યાંની રમતો પણ અજબ હતી ! મને એમ લાગતું કે એ જગો ઘણીજ પાસે હોવી જોઇએ—આશરે પહેલે કે બીજે માળે હશે. પણ પીડા માત્ર એટલીજ હતી કે ત્યાં કોઈ પણ માણસ જઇ શકતું નહિ. મારી સાથે રમનાર તે છોકરીને હું ઘણીવાર પૂછતો કે "સાચેસાચું કહે! હેં! એ જગા આપણા ઘરમાં જ છે કે બ્હાર ?" ત્યારે તેણી હમેશાં ઉત્તર આપતી કે, "ના ! ના ! આ ઘરની અંદરજ છે !" એ વખતે હું આશ્ચર્યમાં ગરક થઇ જતો અને વિચાર કરતો કે, "એ જગો કયાં હોઇ શકે ! શું હું ઘરના બધા ઓરડાઓ જાણતો નથી ?" ત્યાંનો રાજા કોણ હશે તે જાણવાની મને જરાએ પરવા નહતી. એ મહેલ આજદિન પર્યંત મને જડયો નથી. માત્ર એટલી ખાત્રી મને છે કે રાજાનો તે મહેલ અમારા ઘરમાંજ હતો !

બાલ્યાવસ્થાના દિવસો તરફ નજર નાંખતાં સૌથી વધારે આગળ પડતી કોઇ પણ બાબત હોય તો તે મનુષ્યજીવન અને વિશ્વ—જગત

એ બન્નેમાં જણાતી અપૂર્વ ભેદની લાગણી–ગૂઢતાની લાગણી છે! સ્વપ્ને પણ નહિ જોયેલું એવું કાંઇક બધે આસપાસ પ્રસરી રહ્યું હતું, લપાઇ રહ્યું હતું, અને રોજ મનમાં એ પ્રશ્ન થતો કે “આપણને તે ભેદ ક્યારે ખુલ્લો થશે?” બાલ્યાવસ્થામાં કુદરત પોતાની મૂઠી બંધ કરીને જાણે હસ્તે મ્હોંડે અમને પૂછતી ન હોય કે “બોલ! મારા હાથમાં શું છે?” એમ જણાતું હતું. કુદરતથી અપ્રાપ્ય એવી કોઇ પણ વસ્તુનો અમને વિચાર પણ આવી શકતો ન હતો. કુદરતના હાથમાં ન હોય એવી એક પણ વસ્તુ હોઇ શકે જ નહિ એમ અમને લાગતું.

મેં સીતાફળનું બી મારા દક્ષિણબાજુના ઓટલા પાસેના એક ખૂણામાં વાવેલું અને તે બીને હું રોજ પાણી પાતો. તે વાત મને હજી સારી રીતે યાદ છે. તે બીમાંથી કદાચ ઝાડ થશે એ વિચારથી મારૂં મન વિસ્મય અને ઉત્સુકતાથી ચકિત થઇ ઉઠતું. હાલમાં પણ સીતાફળના બીને અંકુરો ફૂટે છે, પણ મારા મનમાં તે વિસ્મય કે ઉત્સુકતાનો અંકુર હવે ફૂટતો નથી. તેમાં વાંક બીનો નથી પણ મનનોજ છે. અમારા મ્હોટા ભાણેજના કૃત્રિમ ખડકોપરથી કેટલાક ખડકો ચોરી લઇને અમે અમારા ખડકો બનાવ્યા હતા. તે ખડકોની વચ્ચેની ફાટોમાં અમે છોડવા રોપેલા હતા અને તેમની એટલી બધી સંભાળ લેવામાં આવતી કે એ બિચારા વનસ્પતિ હોવાને લીધે અકાળ મૃત્યુને વશ થયા ત્યાં સુધી મૂગે મ્હોંડે અમારૂં કૃત્ય સહન કરી શકયા! બાલ્યાવસ્થાના પર્વતની ટોચપર અમને જે અનન્ત આનંદ અને આશ્ચર્ય થતાં તેને દર્શાવવાને શબ્દોમાં શક્તિ નથી! અમને ખાત્રી હતી કે અમારૂં આ મહાન કાર્ય અમારા વડીલોને પણ એક આશ્ચર્યરૂપ થઇ પડશે! પણ જે દિવસે અમે તે પ્રશ્નનું નિરાકરણ કરવા માટે તત્પર થયા તેજ દિવસે અમારા ઓરડાના ખૂણામાં આવેલો પર્વત, તેની ઉપરના ખડકો

અને વનસ્પતિઓ સાથે નાશ પામ્યો. શેશન કરવાના ઓરડાનું ભોંયતળીયું પર્વતનો પાયો થવાને લાયક નથી તે જ્ઞાન અમને એવી કર્કશતાથી અને ઓચિંતું આપવામાં આવ્યું કે તેનાથી અમને ઘણો આઘાત થયો અને અમારા તરંગો તથા વડીલોની મરજી એ બન્નેનો વિચાર કરતાં કરતાં અમારા ઓરડામાંથી ખસેડેલા પથરાઓનો બધો ભાર અમારા મનપર પડયો.

બાહ્ય જગત પણ ધબકારા ભર્યું જીવન ગુજારતું હોય એમ અમને લાગતું. બાહ્ય જગતનું જીવન પણ જીવનના ધબકારાથી પૂર્ણ છે એમ અમને લાગતું. પૃથ્વી, જળ, ફળ, ઝાડ, આકાશ, બધાંએ અમારી સાથે વાતો કરતાં અને અમે પણ તેમની અવગણના કરતા નહિ. આપણે પૃથ્વીના પડના પહેલા મજલાનુંજ જ્ઞાન ધરાવીએ છીએ એવું ભાન થવાથી મને ઘણોજ અસંતોષ થતો. જો આપણે એક પછી એક વાંસડાઓ જમીનમાં નાંખ્યાજ કરીએ તો જરૂર આપણે તેના ઉંડામાં ઉંડા પડનો પણ સ્પર્શ કરી શકીએ.

મહા મહિનામાં ઉત્સવના દિવસોમાં ઝૂમ્મરો અને હાંડીઓ લટકાવવા માટે જમીનમાં લાકડાના થાંભલાની હારો ઉભી કરવામાં આવતી. મહાસુદ પડવાને દિવસે થાંભલાઓ દાટવા માટે ખાડાઓ ખોદવામાં આવતા. કોઇ પણ ઉત્સવને માટે તૈયારી કરવી એ બાળકોને મન તો ઘણુંજ રસભર્યું હોય છે. તેમાં મારે મન તો ખાડા ખોદવાનું કામ ઘણુંજ આકર્ષક લાગતું. દરેક વર્ષે આ ખાડાઓ ખોદાતા હું જોયા કરતો અને ખાડો ખોદતાં ખોદતાં માણસ દેખાતો બંધ થઇ જતો; પણ તેમાંથી આશ્ચર્યકારક રાજા કે યોદ્ધાને પ્રાપ્ત કરવા લાયક એવું અસાધારણ કાંઇજ નીકળતું નહિ. હું એ કામ દરવર્ષે જોતો હતો અને તે પ્રત્યેક સમયે કોઇ ભેદી પેટીનું ઢાંકણું હમણાં ઉઘડી જશે—હમણાંજ ઉઘડશે એમ મને લાગ્યા કરતું. જરા વધારે ખોદે એટલી વાર, એટલે

બધું જ જણાઇ આવશે એમ જણાતું. પણ તે જરાનો કદી પણ પાર આવતો નહિ! પૃથ્વીના રહસ્યને ઢાંકી રાખનાર પડદાને આચકાઓ વાગતા પણ તે ઉઘડતો નહિ. મને એમ લાગતું કે "મારા વડીલો જો ધારે તો તેઓ તેમ કરી શકે, છતાં તેઓ આટલું ઓછું ખોદીને કેમ બેસી રહેતા હશે?" અમારા હાથમાં જો એ કામ આવે તો અમે તો પૃથ્વીનું બધું ગૂઢ રહસ્ય બ્હાર ખેંચી કાઢીને ઉપરના માટીના પડને એ રહસ્યને ઢાંકી રાખવા દઇએજ નહિ.

વળી આકાશના દરેક ભાગમાં આકાશનું રહસ્ય રહેલું છે એ વિચાર અમારી કલ્પનાશક્તિના ઘોડાઓને દોડાવી મૂકતો. બંગાલી વિજ્ઞાનપાઠ શીખવતાં જ્યારે પંડિતે અમને જણાવ્યું કે આપણાપર આવેલો ભૂરો ઘુમ્મટ ખરો નથી—કોઇ વસ્તુનો બનેલો નથી ત્યારે અમે કેવા સજ્જડ થઇ ગયા હતા! કેવા સ્તબ્ધ થઇ ગયા હતા! વળી એમણે અમને બીજી પણ વાત કહી હતી કે, "નીસરણીપર નીસરણી મૂકયાંજ કરો તો પણ તમારૂં માથું કદી આકાશને અડકી શકશે નહિ!" તેમણે અમને એમ કહ્યું ત્યારે મ્હેં કહ્યું કે, "સાહેબ! નીસરણીઓ પૂરતી નહિ હોય!" અને પછી મ્હેં પૂછી જોયું કે વધારે ને વધારે નીસરણીઓ મૂકયા જ જઇએ તો શું થાય? તેના ઉત્તરથી જ્યારે મને એમ લાગ્યું કે નીસરણીઓ મૂકવાથી પત્તો લાગે તેમ ન હતું ત્યારે હું ગુપચુપ રહ્યો અને વિચારમાં પડી ગયો. મને તો લાગ્યું કે "આવી આશ્ચર્યકારક ખબર ખરેખર નિશાળના મહેતાજીઓ જ જાણતા હશે!"

## સેવક સામ્રાજ્ય.

હિંદુસ્તાનના ઇતિહાસમાં ગુલામવંશના રાજ્યનો સમય કાંઇ જાહોજલાલી ભર્યો કે સુખમય ન હતો. તેજ પ્રમાણે મારા જીવનમાં જે સમયે નોકરોનું રાજ્ય ચાલતું હતું તે સમયનું અવલોકન

કરતાં મને તેમાં પણ કાંઇ યશસ્વી કે આનંદમય લાગતું નથી. તે સમયે રાજાઓનો ફેરફાર ઘણીવાર થતો, પણ અમારાપર રાખવામાં આવતા સખ્ત જાપતામાં કે ક્રુર કાયદાઓમાં જરા પણ ફેરફાર કરવામાં આવતો નહિ. તે સમયે એ વિષય ઉપર વિચાર કરવાની તક સુદ્ધાં અમને મળતી નહિ. અમારા વાંસાઓ જેમ તેમ કરી તેમના પર પડતા ફટકાઓ સહન કરી લેતા. તે સમયે અમને એમ લાગતું કે મ્હોટાઓ દુઃખ દેવા માટે છે, અને ન્હાનાઓ દુઃખ ખમવા માટે સરજાયલા છે; એવોજ વિશ્વનો અનાદિ નિયમ હોવો જોઇએ. **પણ મ્હોટાઓ ખમે છે અને ન્હાનાઓ દુઃખ આપે છે એ ઉલટો સિદ્ધાંત શીખવા માટે મને ઘણો લાંબો સમય લાગ્યો છે.**

શિકારીના સદ્‌ગુણ અથવા દુર્ગુણને, શિકાર થઇ પડનાર પક્ષી પણ સદ્‌ગુણ કે દુર્ગુણરૂપે ગણી અથવા જોઇ શકતું નથી. તેથી કરીને જે ચાલાક પક્ષી અવાજ કરીને પોતાના જાતિ ભાઇઓને શિકારીની ગોળી છૂટતા પહેલાં ખબર કરીને સાવચેત કરે છે તે શિકારીને મન ઘણુંજ દુર્ગુણી ગણાય છે. અમને પણ જ્યારે શિક્ષા કરવામાં આવતી ત્યારે અમે તે શિક્ષા કરનાર સામે ઘુરકતા; પણ અમને શિક્ષા કરનાર અમારા વર્તનને સારી રીતભાતથી વિરૂદ્ધનું ગણી કાઢતા. વાસ્તવિક રીતે તો અમારૂં આવું વર્તન રાજદ્રોહમાંજ ગણાતું. અમારો રાજદ્રોહ દાબી દેવા માટે ઘણા ઉપાયો યોજવામાં આવતા હતા અને તેમાંનો એક એ હતો કે અમારા માથાઓને તે સમયે વપરાતા ઘડાઓમાં અમને રડતા છાના રાખવા માટે ઘોંચવામાં આવતાં હતાં, તે હું હજી પણ ભૂલી જઇ શકતો નથી. પ્રહાર કરનારને માટે રડવાની ક્રિયા ઘણીજ અપ્રિય થઇ પડે છે તે તો આપણે બધા જાણીએ છીએ.

મને હમણાં આશ્ચર્ય લાગે છે કે અમારા તરફ તે સમયે ચાકરો

આવી સખ્ત વર્તણુંક શા માટે ચલાવતા હતા ? અમારૂં તે સમયનું વર્તન મનુષ્યના સામાન્ય માયાળુપણા માટે તો લાયક હતુંજ, એમ મને ખાત્રીથી લાગે છે. ખરૂં કારણ તો મને એજ લાગે છે કે અમારો બધો ભાર ચાકરોપરજ નાંખવામાં આવ્યો હતો, એ ભાર નજીકનાં સગાઓને પણ અત્યંત દુઃસહ–અસહ્ય લાગે તોપછી ચાકરોનું તો પૂછવું જ શું ? જો બાળકોને બાળકોની પેઠે જ રહેવા દેવામાં આવે અને તેમને છૂટથી રમવા તથા કુદવા દઇ તેમની જીજ્ઞાસા તૃપ્ત કરવા દેવામાં આવે તો તેમને ઉછેરવાં અને સાચવવાનું કામ ઘણુંજ સરળ થઇ પડે છે, પણ આપણે જો તેમને ઘરમાં કેદ રાખવાનો પ્રયત્ન કરીશું અથવા તો તેમની રમત ગમતમાં આડે આવીશું, અથવા તો તેમને જકડી રાખીને શાંત કરવા મથીશું, તો નવી નવી મુસ્કેલીઓ આપણે જાતેજ ઉભી કરીશું. એવે પ્રસંગેજ બાળકનો ભાર કે જે સાધારણ રીતે તેની બાલ્યાવસ્થાને લીધે ઘણોજ હલકો રહે છે તે તેના વડીલપર બોજારૂપ થઇ પડે છે. જેવી રીતે પેલી વાતમાંના ઘોડાને પોતાને પગે નહિ ચાલવા દેતાં માથાપર ઉપાડી જતાં તેનો ભાર તેના માલિકને અસહ્ય થઇ પડયો હતો તેવીજ પરિસ્થિતિ બાળકને સંભાળતાં વડીલોની થઇ પડે છે. જો કે પૈસા ખરચવાથી ઘોડાનો ભાર ઉચકનાર પણ મળી આવે છે ખરા, પણ તેનો મિજાસ ઠેકાણે રહેતો નથી અને તે ઉચકનાર મજૂર પોતાની મુશ્કેલીનો બદલો પગલે પગલે તે પ્રાણીમાંથી વસુલ કરવાને પ્રયત્ન કરે છે !

બાલ્યાવસ્થાના અમારા જુલમગારોની કારકીર્દીમાં મને તેમની શિક્ષા–લાતો શિવાય બીજું કશું જ યાદ નથી. તે સમયનો એકજ માણસ મારા સ્મરણમાં છે.

તે માણસનું નામ ઇશ્વર હતું. તે પહેલાં ગામડામાં શિક્ષક તરીકે કામ કરતો હતો. તે પોતે ઘણો ચોકખો, ડાહ્યો અને સમજુ માણસ

હતો. તેને આ દુનિયા ઘણીજ ગંદવાડથી ભરેલી લાગ્યા કરતી અને પાણીનું પ્રમાણ તેને પૃથ્વીમાં એટલું તો ઓછું લાગતું કે તેથીજ પૃથ્વી શુદ્ધ રહી શકતી નથી એમ તે માનતો. પૃથ્વીની હંમેશની ગંદકીને અને ઇશ્વરને આદવેર હતું. ઇશ્વર એનો પાણી ભરવાનો ઘડો એવો તો વિજળીક ત્વરાથી પાણીની ઉંડાઇમાં ઝબકોળતો કે તેમાં સ્વચ્છ પાણીજ આવી શકે અને ઉપરનો કચરો તો કદી જવા પામેજ નહિ. પોતાના બન્ને હાથથી પાણીની સપાટીપરનો કચરો દૂર કરી નાંખી ડૂબકાં ખાઇ પોતે જાણે પાણી પર છાપો મારતો ન હોય એવી રીતે ન્હાવા પડનાર તે આ ઇશ્વરજ હતો. ચાલતી વખતે પણ તેનો જમણો હાથ તેના શરીર સાથે ખૂણો કરી બ્હાર નીકળી ઝૂલતો અને જાણે તે પોતાના પહેરેલાં કપડાંની સ્વચ્છતા ઉપર વિશ્વાસ મૂકી શકતો ન હોય એમ અમને લાગતું. તેનું બધું વર્તન કૃત્રિમતાથી ભરપૂર હોય એમ અમને લાગ્યાજ કરતું. અજ્ઞાત રીતે પૃથ્વીમાં, પાણીમાં અને મનુષ્યના જીવનમાં પેસી જતી અસ્વચ્છતા દૂર રાખવા માટે તે કૃત્રિમ પ્રયત્નો કરતો. વધારામાં તેની ગંભીરતા અગાધ હતી. જ્યારે તે બોલતો ત્યારે ડોકું જરા વાંકું રાખીને તેના તોળી કાઢેલા શબ્દો ધીમે ધીમે ગંભીર અવાજે બોલતો. તેનું સાક્ષરતામય બોલવું, તેની ગેરહાજરીમાં અમારા વડીલોનું એક હસવાનું રમુજી સાધન થઇ પડતું. તેનાં કેટલાંક ભારે વાક્યો તો અમારા કુટુંબની હાસ્ય-રસની ત્રિજોરીમાં હમેશના ખજાનારૂપ થઇ પડયાં હતાં.

મને તેનાં વાક્યો હાલમાં એટલાં બધાં આકર્ષક થઇ પડે કે નહિ તે હું કહી શકતો નથી, પણ એટલું તો જરૂર સિદ્ધ થાય છે કે તે વખતે લખવાની અને બોલવાની ભાષા વચ્ચે આસમાન જમીનનો ફેર હતો. આજકાલ તો એ બે ભાષાઓ એક બીજાની ઘણીજ પાસે આવેલી છે.

આ ગામડાના મહેતાજીએ અમને સાંજના શાંત રાખવાનો એક રસ્તો શોધી કાઢયો હતો. રોજ સાંજે તે દીવેલના કોડીઆના દીવાની આસપાસ અમને ભેગા કરીને મહાભારત કે રામાયણમાંથી કથાઓ વાંચી સંભળાવતો. ઘરના બીજા કેટલાક નોકરો પણ અમારી સાથે શ્રોતાગણમાં ભળતા. તે દીવાનો પડછાયો છેક ઓરડાના ભારવટીયા સુધી જતો. ઘરમાંની ન્હાની ધીલોડીઓ ન્હાનાં જીવડાં પકડવામાં રોકાયલી હોય અને બ્હારના ઓટલાની છતની આસપાસ ચામાચીડીયાં ચક્કર ચક્કર ગોળાકાર ફર્યા કરતાં હોય તેવે વખતે અમે આશ્ચર્યમાં ગરક થઇ જઇને વાર્તા સાંભળવામાં લીન થઇ જતા. અમે લવ અને કુશની વાર્તા સુધી આવી પહોંચ્યા હતા. તે વખતે તે બહાદૂર વીરપુત્રો પોતાના પિતા અને કાકાની આબરૂને ધૂળમાં મેળવવાને પ્રયત્ન કરતા હતા તે મને સાંભરે છે. એવા પ્રસંગો વાંચતી વખતે તે ઝાંખા દીવાવાળી ઓરડીની શાંતિ છલોછલ ભરાઇ જતી અને જાણે હમણાં ફાટું ફાટું–ઉભરાવાની તૈયારીમા આવી હતી! રાત પણ ઘણી થઇ ગઇ હતી, અમારો ઉંઘી જવાનો વખત પણ થઇ ગયો હતો, પણ વાર્તાનો અંત ઘણો દૂર હતો. એટલામાં મારા પિતાનો જૂનો નોકર કિશોરી અમારી સહાયે આવી પહોંચ્યો. તેણે બસુરાયના ઝડઝમકવાળી કવિતા વાંચી સંભળાવી. મેલટ્રેનની ઝડપે વાત પૂરી કરી! કૃતિવસાની ધીમી ચૌદ માત્રાવાળા છંદના સંસ્કારો, બસુરાયની અનુપ્રાસયુક્ત અને સવર્ણ શબ્દોની હેલીના પૂર આગળ તદ્દન ધોવાઈ ગયા અને છેવટે બસુરાયનો સંસ્કારજ મગજપર રહી ગયો!

કોઇ કોઇવાર અમારી કથાઓમાંથી શાસ્ત્રાર્થે અને વાદવિવાદ ઉપસ્થિત થતો. તે બધાનો નિવેડો ઇશ્વર પોતાના ગંભીર અને જ્ઞાની વચનોથી કરતો. છોકરાંઓને રાખનાર નોકર તરીકે તેનો દરજ્જો અમારા કુટુંબમાંના બીજા ઘણાખરા ચાકરો કરતાં ઉતરતો હતો, છતાં

પણ મહાભારતના ભીષ્મ પિતામહ પેઠે એનું વજન એનાથી ન્હાની ઉમ્મરનાં પણ ઉંચ્ચા દરજ્જાના માણસોપર પડયા વગર રહેતું નહિ.

અમારા ગંભીર અને માનવંત નોકરમાં એક ખોડ હતી. જેના તરફ ઐતિહાસિક ચોક્કસાઇ ખાતર ધ્યાન ખેંચવું જરૂરતું છે. છતાં તે હું ટુંકામાંજ પતાવીશ. ઇશ્વરને અજીર્ણ ખાવાનો મહાવરો હતો, તેથી તેને પૌષ્ટિક ખોરાક લેવાની જરૂર જણાતી. જ્યારે સવારના પહોરમાં તે અમારે માટે દૂધના પ્યાલાઓ લાવતો ત્યારે પોતાના મનનું એ દૂધ તરફનું આકર્ષણ ઘણુંજ વધી જતું ! અમે પોતે અમારી પોતાની જરા પણ નાખુશી દૂધ લેવાને બતાવીએ તો પછી બીજીવાર અમને પૂછવાની કે આગ્રહ કરી અમને દૂધ પીવરાવવાની તે જરા પણ તરદી લેતો નહિ ! અમારી પાચન શક્તિ વિષે પણ તે ઘણોજ હલકો અભિપ્રાય ધરાવતો ! જ્યારે અમે સાંજના જમવા બેસતા ત્યારે અમારી પાસે એક લાકડાની થાળી ભરીને પૂરીઓ મૂકવામાં આવતી. તેમાંથી થોડી થોડી પૂરીઓ દરેકને આપવાની તે શરૂ કરતો અને તે પણ પોતાની જાતને જરાપણ અસ્વચ્છતા લાગી ન જાય એટલી ઉંચાઇએથી તે અમારા ભાણામાં ફેંકતો ! જાણે કોઇ દેવની પાસેથી માગી લીધેલું વરદાન હોય તેમ તે પૂરીઓ અમારા ભાણામાં આવી પડતી ! તે એવી ચાલાકીથી અણગમાભરી પરોણાગત અમને આપતો કે જાણે કોઇ દેવના હાથમાંથી ખેંચી લીધેલી હોય તેમ પૂરીઓ અમારા ભાણામાં આવતી. પછી "બીજી પૂરી જોઇશે કે ?" એવી તપાસ કરવામાં આવતી. કયો જવાબ સૌથી વધારે સંતોષકારક થશે તેની અમને બધાને પહેલેથી જ ખબર હતી. એટલે વધારે પૂરીઓ માગી તેના ભાગમાંથી ઓછી કરવાની કોઇ હિંમત કરતું જ નહિ. વળી વધારામાં બપોરે અમને ચાવાણું આણી આપવા માટે પૈસા પણ ઇશ્વરને આપવામાં આવતા

હતા, તેથી બપોરે પણ "શું ખાવું છે?" એવો પ્રશ્ન અમને પૂછ. વામાં આવતો. સોંઘામાં સોઘું કહેવું એજ સૌથી ઉત્તમ ગણાશે એવી અમારી ખાત્રી હોવાથી અમે કોઇવાર ચણા, મગફળી અથવા પૌંઆ મંગાવતા. ઇશ્વર જેટલો શાસ્ત્રાર્થ અને વાદવિવાદમાં ઝીણવટવાળો હતો તેટલો અમારા ખોરાકની દરકારમાં હતો નહિ એ તો દેખીતુંજ છે.

## નોર્મલ સ્કૂલ.

જ્યારે હું ઓરીએન્ટલ સેમીનરીમાં હતો ત્યારે વિદ્યાર્થીપણાની હલકી સ્થિતિમાંથી છૂટવાનો મ્હેં એક રસ્તો શોધી કાઢ્યો હતો. મ્હારા ઘરના ઓટલાના એક ખૂણામાં મ્હેં એક વર્ગ કાઢ્યો હતો. ઓટલાના કઠેરાના ઉભા સળીયાઓ—ડાંડાઓ મારા નિશાળીઆઓ થતા અને હું હાથમાં નેતર લઇ સામે ખુરશીપર બેસી તેમનો શિક્ષક બનતો. કયા વિદ્યાર્થીઓ સારા અને કયા નઠારા હતા, તે પણ મ્હેં નક્કી કર્યું હતું; એટલુંજ નહિ પણ તોફાની અને શાંત, હુશિયાર તથા ઠોઠ વગેરેને પણ હું ચોક્કસ રીતે ઓળખી શકતો. તે કઠેરાનાં ખરાબ લાકડાંઓએ તો મારી નેતરોનો એટલો બધો માર ખાધો હતો કે જો તેઓ સજીવ હોત તો ભણવા કરતાં મરવાનું હજાર દરજ્જે પસંદ કરત. જેમ જેમ માર ખાઇને તેઓ વધારે ખરાબ બનતા ગયા તેમ તેમ મને તેમના પર વધારે ને વધારે ક્રોધ ચઢતો ગયો અને તે એટલે સુધી કે તેમને શિક્ષા કેવી રીતે કરવી તે પણ મને સૂઝતું નહિ. તે બિચારા મુંગા વર્ગપર મ્હેં જે અનહદ જુલમ ગુજાર્યો હતો તેની સાક્ષી પૂરવાને તેમાંનો એક પણ હયાત નથી. મારા લાકડાના શિષ્યોની જગો પોલાદના સળીઆઓથી પૂરવામાં આવી છે. હમણાંનાં બાળકોમાંથી કોઇએ તેમની કેળવણી જાતે ઉપાડી લીધી નથી. અને કદાચ તેમાંનો કોઇ પણ લે તો પણ મારા જેવા સંસ્કારો તે પાડી પણ શકે નહિ! ત્યાર પછી મ્હારી ખાત્રી થઈ કે કોઈ પણ

**સંગીન વસ્તુ મેળવવા કરતાં તેની બાહ્ય ટાપટીપ મેળવવી ઘણી સ્હેલી છે.** જરા પણ મહેનત લીધા વગર મ્હેં મ્હારા શિક્ષકો મ્હારા પ્રત્યે બતાવતા હતા તેમજ અધિરાઇ, ગરમ સ્વભાવ અને પક્ષપાત તથા અન્યાય શીખી લીધાં હતાં; પણ તેમના ગુણ હું ગ્રહણ કરી શકયો નહોતો. મને દિલાસો માત્ર એટલોજ છે કે મ્હારી આવી જંગલી વર્તણુંક મને સજીવ પ્રાણીઓ પર અજમાવવાની તક મળી નહોતી ! ખેર ! લાકડાના શિષ્યો અને અમારી નિશાળના છોકરાઓ વચ્ચે તફાવત હોવા છતાં મારૂં માનસશાસ્ત્ર અને નિશાળના માસ્તરનું મગજ બન્ને સરખાં થતાં કાંઇ અડચણ આવી નહોતી.

નોર્મલ સ્કૂલમાં હું વધારે વખત રહ્યો હોઇશ નહિ, કારણકે જ્યારે હું તે નિશાળમાં દાખલ થયો ત્યારે મારી વય તદ્દન ન્હાની હતી. તે નિશાળની ખાસ એક ખૂબી હજી મને યાદ રહી છે. નોર્મલ સ્કૂલના નિશાળીઆઓને કલાસ શરૂ થતા પહેલાં છજામાં હારબંધ બેસાડી કોઇ એકાદ કવિતા ગવડાવવામાં આવતી કે જેથી વર્ગનું નિરસ કાર્ય શરૂ થતાં પહેલાં છોકરાઓનાં મન પ્રસન્ન થાય. ત્યાં જે રાગમાં સંગીત કરાવતા તે રાગ પણ ત્યાંની શિક્ષણ ભાષાની પેઠે વિદેશીય હતો, એટલે અમે કયા પ્રકારનો મંત્ર ભણતા અથવા તો પ્રાર્થના કરતા તેનો અમને લેશ માત્ર પણ ખ્યાલ નહતો. વળી વધારામાં રોજ ને રોજ તે ક્રિયાની પુનરૂક્તિ થવાથી તે કાર્ય પણ અમારે મન તો વર્ગના લેશન જેટલું જ અર્થ વગરનું અને નિરસ લાગતું અને અમને તેમાં બીલકુલ આનંદ પડતો નહિ. તે છતાં અમારા શિક્ષક વર્ગમાં તો અમને ગમતનું એક આવું સાધન આપેલું છે એવી માન્યતાથી ઘણોજ આત્મસંતોષ થતો હતો. એ ગમ્મત વખતે અમારી જે ગંભીર સ્થિતિ રહેતી હતી તેની અમારા શિક્ષકો

પર જરા પણ અસર થતી નહિ. માસ્તરો તો અમારા આનંદને માટે યોજી કાઢેલા સાધનથી તેમને પોતાને થતા આત્મસંતોષમાં મગ્ન રહેતા, એટલે તેમને અમારી સ્થિતિનું ભાન હોયજ ક્યાંથી ? એમણે તો એમના પોતાના વિચાર પ્રમાણે અમારા આનંદનું એક સાધન કરી આપ્યું હતું, પણ અમારાપર મહેરબાની કરીને તેમણે આપેલા સાધનની શી અસર થાય છે તે જાણવાને તેઓ જરાપણ આતુર હતા નહિ. વિદ્યાર્થીઓ એ સંગીતની ક્રિયાને પોતાની એક ફરજ સમજીને તેમાં આનંદ લેતા નથી એમ જાણતાંવેંતજ તેઓ અમારી વર્તણુંકને એક અપરાધ રૂપ ગણી કાઢત. વર્ગનું કાર્ય શરૂ કરતાં પહેલાં આવું કાંઇક આનંદ ઉપજાવવાનું સાધન દાખલ કરવું જોઇએ એવો સિદ્ધાંત પ્રતિપાદન કરનાર કોઇ પુસ્તકમાંથીજ કવિતા શોધી કાઢી શબ્દે શબ્દ તેજ કવિતા અમારાપર તેઓએ ઝીકી આપી હશે. તે કવિતાના અંગ્રેજી શબ્દોના ઉચ્ચારો પણ અમારા મુખમાં એવા તો બની જતા કે શબ્દશાસ્ત્રીઓને પણ તેમાંથી ઘણું જાણવાનું મળે. એમ જાણી તેમાંની એક લીટી મને યાદ છે તે આપું છું:—“કાલોકી, પુલોકી, સંગીલ, મેલીલીંગ, મેલીલીંગ, મેલીલીંગ.” એ લીટીના કેટલાક શબ્દોનું શુદ્ધ અંગ્રેજી હું મહાન્ પ્રયત્ન કરીને ગોઠવી કાઢવામાં ફતેહમંદ થયો છું. ‘કાલોકી’ શબ્દ શેમાંથી અપભ્રંશ થઇને આવ્યો છે તે હજી પણ મને સમજાતું નથી, પણ બાકીની લીટી નીચે પ્રમાણે હતી:—
“Full of glee, singing merrily, merrily, merrily.”

નોર્મલ સ્કૂલની મારી ઝાંખી સ્મૃતિ જેમ જેમ વધારે સ્પષ્ટ અને સ્વચ્છ થતી જાય છે તેમ તેમ તેમાં ધ્યાન આપવા જેવું કે આનંદદાયી એવું કાંઇપણ નજરે પડતું નથી. જો તે સમયે હું બીજા વિદ્યાર્થીઓ જોડે સંબંધમાં આવી શક્યો હોત તો કદાચ ભણતરની મહાન આપદાઓ મને ઓછી અસહ્ય લાગત, પણ બીજા

છોકરાઓ જોડે મૈત્રીજ બંધાવી અશક્ય હતી. નિશાળમાં આવતા બીજા છોકરાઓ એવા તો ગંદા અને ખરાબ ટેવોથી ભરેલા હતા કે મને તેમની સાથે ગોઠતુંજ નહિ. આ કારણને લીધે બપોરની રજાનો વખત હું બીજે માળે ચઢીને એક બારીમાંથી રસ્તા તરફ જોયા કરવામાંજ ગાળતો. પછી હું એક, બે, ત્રણ, એમ મારે કેટલાંએ વર્ષો ગાળવાં પડશે તેનો વિચાર કરતો.

ત્યાંના શિક્ષકોમાંથી તો મને એકજ યાદ રહ્યો છે. તેની ભાષા એવી તો કટુ અને અપશબ્દોથી ભરેલી હતી કે તેને માટે મને અત્યંત તિરસ્કાર આવતો, અને તેથી કરીને હું તેના કોઇ પણ સવાલનો જવાબ આપતો નહિ. આવી રીતે આખું વરસ હું તેના ક્લાસમાં છેલ્લોજ પડી રહેતો. જ્યારે આખો વર્ગ લેશન કરવામાં રોકાયલો હોય ત્યારે હું મારા પોતાના મનમાં ગુચવણ ભર્યા પ્રશ્નનું નિરાકરણ કરવામાંજ ગુંથાઇ જતો. તે મહાન ગંભીર પ્રશ્નોમાંનો એક કે જેનાપર હું ઘણોજ ગાઢ વિચારમાં પડી જતો તે એ હતો કે આપણે હથિયાર વગર આપણા શત્રુને કેવી રીતે જીતી લેવો? બધા છોકરાઓના લેશનનો ગણગણાટ ચાલતો હોય ત્યારે આ મહાન પ્રશ્ન ઉપર વિચાર કરવાની સ્મૃતિ હમણાં પણ મને યાદ આવે છે. છેવટ હું એવા નિશ્ચયપર આવ્યો કે જો હું વાઘ, કુતરા અને એવાં બીજાં હિંસક પ્રાણીઓને બરાબર કેળવી શકું અને તેમની કેટલીક ટુકડીઓ મેદાનમાં મૂકી શકું તો પછી ઘણીજ ઉત્સાહભરી શરૂઆત થાય; અને પછી જો આપણે આપણું વીરત્વ બતાવી દઇએ તો વિજય કાંઇ અસંભવિત ન થઇ પડે. આ અત્યંત સાદી વ્યૂહરચના જેમ જેમ મારા મનમાં તાદૃશ્ય થઇ ખીલતી તેમ તેમ મારા પક્ષનો વિજય મને વધારે ને વધારે શક્ય અને સુગમ લાગતો. મને જ્યાં સુધી અનુભવ થયો નહોતો ત્યાં સુધી કોઇપણ લક્ષ્ય સા-

ધવાને ટુંકા રસ્તાઓ લેવાનું વધારે સ્હેલું લાગતું; પણ જ્યારથી મ્હેં કાર્યમય જીવનમાં પ્રવેશ કર્યો ત્યારથી મને સ્પષ્ટ જણાયું છે કે જે અઘરૂં છે તે તો અઘરૂંજ રહે છે. અલબત ! એ અનુભવ કાંઇ આનંદ આપે એવો નથી; પરંતુ ટુંકા રસ્તાઓ લેવાની દુઃખકર સ્થિતિ કરતાં વધારે સારો છે.

જ્યારે તે વર્ગમાં અમને એક વર્ષ પૂરૂં થયું ત્યારે મધુસુદન વાચસ્પતિએ અમારી બંગાળી ભાષામાં પરીક્ષા લીધી. બધા છોકરાઓમાં મને સૌથી વધારે માર્ક મળ્યા. મ્હારા વર્ગના શિક્ષકે વાંધો ઉઠાવ્યો કે મ્હારી પરીક્ષામાં પક્ષપાત બતાવવામાં આવ્યો છે ! તેથી પરીક્ષકની સાથે નિશાળનો સુપરિન્ટેન્ડન્ટ પણ બેઠો અને બીજીવાર મારી પરિક્ષા લેવામાં આવી ! આ વખતે પણ હું પહેલો નંબર આવ્યો !

## કવિતા કરવાની શરૂઆત.

આ વખતે મારી ઉમ્મર આઠ વર્ષ કરતાં વધારે નહિ હોય. મ્હારી બ્હેનનો દીકરો જ્યોતિ તે વખતે મ્હારા કરતાં ઘણોજ મ્હોટો ઉમ્મરનો હતો. તેણે અંગ્રેજી સાહિત્યમાં પ્રવેશ કરવા માંડ્યો હતો. તે હેમ્લેટનું આત્મ સંભાષણ ઘણી વખત અમને લાગણી ભરી રીતે ગાઇ-બોલી બતાવતો. મ્હારા જેવા બાળક પાસે કવિતા લખાવવાનું એના મનમાં કોણ જાણે શાથીએ આવ્યું હશે તે હું કહી શકતો નથી. એક દિવસ તેણે એની ઓરડીમાં મને બોલાવ્યો. અને મ્હને એક કવિતા બનાવવા કહ્યું તથા ચૌદ પદનું પ્રેયર રાગનું બંધારણ તેણે મને સમજાવ્યું.

અત્યાર સુધી મ્હેં કવિતા માત્ર છપાવલાં પુસ્તકોમાંજ જોઇ હતી, એટલે તે બધી એક પણ ભૂલ વગરની, સંશય કે મહેનતની જરા પણ નિશાની વગરની જ જોઇ હતી. મ્હારા પ્રયત્નથી એવી

કવિતા થઇ શકે એવી કલ્પના સુદ્ધાં કરવાની મ્હેં હામ ભીડી નહોતી. એક દિવસ અમારા ઘરમાં ચોર પકડાયો હતો. જિજ્ઞાસા અને કુતૂહલથી વ્યાકુળ થઇ થથરતાં થથરતાં બીકમાં પણ તેના તરફ એક વખત જોઇ લેવાનો વિચાર કરી જ્યાં તેને પકડી રાખ્યો હતો ત્યાં જવાનું મ્હેં સાહસ કર્યું ! જ્યારે હું ત્યાં ગયો ત્યારે તો ચોર માણસના જેવો માણસજ નીકળ્યો ! જ્યારે અમારા ઘરના દરવાને તેના તરફ કઠણ વર્તણુંક ચલાવી ત્યારે મને ઘણી દયા આવી. કવિતા જોડેનો મ્હારો પ્રથમ અનુભવ પણ એવોજ હતો. મ્હારી મરજી પ્રમાણે મ્હેં કેટલાક શબ્દો ગોઠવ્યા અને તે બધાએ 'પ્રેયર' રાગમાં ગોઠવાઈ ગયા ત્યારે કવિ થવાની મહાન પદવીની ઇંદ્રજાળ મારા મનમાંથી ઉડીજ ગઇ ! જ્યારે જ્યારે કવિતા તરફ સખ્ત અને અણુગમતી વર્તણુંક ચલાવવામાં આવે છે ત્યારે ત્યારે હજી પણ પેલા ચોરની પેઠે મને તેની દયા આવે છે ! છતાં પણ તેના ઉપર હૂમલો કરવાને ચળવળતા હાથને રોકી શકવાને હું સમર્થ થયો નથી ! ચોરોએ કવિતાનાં જેટલાં દુઃખો ભાગ્યેજ સહન કર્યાં હશે અને તેપણ આટલા બધા માણસો તરફથી !

જે પહેલી ક્ષોભની લાગણી હતી તે દૂર થઇ એટલે તો પછી હું અટકુંજ શાનો ? અમારી જમીનના વહીવટ કરનાર એક કારભારી પાસેથી મ્હેં એક ભૂરી નોટબુક મેળવી. મ્હારે પોતાને હાથે તેમાં પેનસીલથી ઉભી સીધી લીટીઓ દોરી લીધી અને તેમાં જ બાળપણના મ્હોટા મ્હોટા શીખાઉ અક્ષરે કવિતાઓ ચીતરવા માંડી. ન્હાના હરણને જ્યારે નવાં શીંગડાંઓ આવે છે ત્યારે તેઓ આમતેમ કુદે છે અને નાચે છે, અને શીંગડાંઓ ઘસે છે. કવિતાની ઉપાધિ તો મ્હેં જાતેજ વ્હોરી લીધી હતી અને તે લઇને ધમાલ મચાવી મૂકી ! મ્હારી કવિતા સાંભળવાને શ્રોતાજનોની શોધ કરવામાં મ્હારા કરતાં

પણુ મ્હારા મ્હોટા ભાઇ જ્યોતિન્દ્ર વધારે ઉત્સાહ ભર્યો ભાગ લેતા. તેઓ મારી બધી કવિતાઓમાં અભિમાન લઇ તેને માટે શ્રોતાઓની શોધમાં જતા. એક દિવસ અમારા ઘરને તળીએ આવેલી કચેરીમાં બેઠેલા અમારા કારભારીઓપર કવિતા લઇને એક વિજયી હૂમલો કરી અમે પાછા ફરતા હતા તેવામાં 'નેશનલ પેપર'ના અધિપતિ નવગોપાલ મિત્ર અમારા ઘરમાં દાખલ થયા. મ્હારા ભાઇએ કાંઇ પણુ ગરબડ કે વિધિ કર્યા વગર તેમને પંજામાં લીધા. "જુઓ, નવગોપાલ બાબુ! તમે રવીએ કવિતા બનાવી છે તે નહિ સાંભળો?" એમ કહી રહ્યા એટલામાં તો કવિતાનું વાંચન શરૂ પણુ થઈ ગયું હતું. હજી સુધી મારી કવિતા થોકડાબંધ થઇ નહોતી, કવિ પોતાની બધી કૃતિ પોતાના ખીસ્સામાં જ લઇ જઇ શકે તેમ હતું. લેખક, પ્રકાશક કે છાપનાર, જેમાં જુઓ તેમાં હું એકલોજ હતો! મ્હારી જાહેરખબર ફેલાવનાર મ્હારા ભાઇ મ્હારી જોડે સહકાર્યમાં રોકાયલા હતા! મેં કમળ ઉપર કવિતા બનાવી હતી તે ત્યાંની ત્યાં નવગોપાળ બાબુને સંભળાવી દીધી! અને તેનો છેવટનો ભાગ તો મ્હારામાં જેટલું જોર હતું તેટલા જોરથી ઉંચે સ્વરે ગાઈ બતાવ્યો. એમણે કવિતા સાંભળીને કહ્યું: "સારી છે." પણુ હસતાં હસતાં પૂછ્યું "દ્વિરેફ એટલે શું?" આ શબ્દ મ્હેં પોતે કયાંથી ઝડપી લીધો હતો તે મને યાદ નથી, પણુ આખા કાવ્યમાં મારી આશા મ્હેં એજ શબ્દ ઉપર બાંધી હતી. તે શબ્દને લીધે ધારેલી અસર કારભારીઓપર થઇ હતી, પણુ નવગોપાલ બાબુ તેમાં સપડાયા નહિ એ ઘણું જ આશ્ચર્યકારક હતું. ઉલટું તે તો હાસ્ય કરવા લાગ્યા! તે પરથી મારી ખાત્રી થઇ કે નવગોપાલ બાબુ પોતે સમજુ અને કદરદાન માણુસ નથી! ત્યાર પછી કોઇપણુ વાર મ્હેં એમને કવિતા ગાઇ સંભળાવી ન હતી. એ સમયને વીતી ગયે ઘણુાંએ વર્ષો થઇ ગયાં છે અને

મારી ઉમ્મરમાં પણ ઘણાં વર્ષો ઉમેરાયાં છે, પણ વાંચકવૃંદમાં કવિતાની સમજુતીનો પુરાવો તો હજી તેવોને તેવોજ રહ્યો છે. નવગોપાલ બાબુ ભલેને ગમે તેટલું હસે, પણ મારી કવિતામાંનો 'દ્વિરેફ' શબ્દ તો મધથી મસ્ત થયલા ભ્રમરની પેઠે ત્યાંનો ત્યાં ચોટીજ રહ્યો!

# વિવિધ જ્ઞાન.

નોર્મલ સ્કૂલના એક માસ્તરને અમને ઘેર ખાનગી અભ્યાસ કરાવવા માટે રાખ્યો હતો. તેનું શરીર પાતળું સોટી જેવું હતું અને તેનો અવાજ ઘણોજ તીક્ષ્ણ હતો. જાણે નેતરની સોટીનોજ નમૂનો! અમારો શીખવાનો સમય સવારના છથી સાડાનવ સુધીનો હતો, અને અમને શીખવવામાં આવતા વિષયો પણ ઘણા જુદા જુદા હતા. બંગાલી સાહિત્ય શિક્ષિકા, લેખનમાળા, વિજ્ઞાનની પાઠમાળાઓ અને 'મેઘનાદવધ' જેવાં પુસ્તકો પણ અમને શીખવવામાં આવતાં. અમારા ત્રીજા મ્હોટાભાઇ અમને વિવિધ જ્ઞાન અપાવવાને ઘણાજ આતુર હતા, તેથી નિશાળે થતું તેના કરતાં ઘણુંજ વધારે અમારે ઘેર વાંચવું પડતું. સૂર્ય ઉગતાં પહેલાં ધોતીયું, બદન પહેરી અમારા કડા કૂટીયા લેશનની અમારે તૈયારીઓ કરવી પડતી. અમારા ધૂળ ભર્યાં શરીર ઉપર અમે જલદી બદન પહેરી લેતા અને જેમ તેમ કરી સાહિત્ય, ભૂગોળ, ગણિત, ઇતિહાસ વગેરે વાંચવા માંડતા. વળી નિશાળેથી અમે ઘેર આવીએ કે કસરત શિક્ષક અને ડ્રોઇંગ શિક્ષક અમારે ઘેર હાજરજ હોય! સાંજે અઘોર બાબુ અમને અંગ્રેજી શીખવવા આવતા, એટલે અમે રાત્રે છેક નવ વાગે છૂટા થતા.

રવીવારે વિષ્ણુ અમને સંગીત શીખવતો અને સીતાનાથદત્ત અમને લગભગ દર રવીવારે વિજ્ઞાનના પ્રયોગો દેખાડવાને આવતા. તેમાંના છેલ્લા પ્રયોગો મને ઘણાજ રસ ભર્યાં લાગ્યા હતા. જ્યારે તેમણે

લાકડાના વહેરની જોડે પાણી મૂકીને ગરમી લગાડીને, ઉષ્માથી હલકું પાણી ઉપર અને ઠંડુ પાણી નીચે કેવી રીતે આવ જા કરી મૂકે છે તે બતાવ્યું ત્યારે મારૂં મન આશ્ચર્યની લાગણીઓથી પરીપૂર્ણ થઇ ગયું હતું. વળી જ્યારે મને ખબર પડી કે પાણી એ દૂધમાંથી છૂટો પાડી શકાય એવો તેનો એક ભાગ છે ત્યારે પણ મને ઘણોજ આનંદ થયો હતો. સીતાનાથ બાબુ જે રવીવારે આવે નહિ તે રવીવારની રજાની બધી મઝાજ જતી રહેતી!

વળી રવીવારે એક એવો પણ કલાક રાખવામાં આવ્યો હતો કે જ્યારે કેમ્પબેલ મેડીકલ સ્કૂલનો એક વિદ્યાર્થી આવીને અમને હાડપિંજર વિષે માહિતી આપતો. તેણે પોતાનો વિષય સારી રીતે સમજાવવાને તારથી બાંધેલું એક હાડપિંજર અમારા શીખવવાના ઓરડામાં લાવીને લટકાવી રાખ્યું હતું. પંડિત હેરમ્બ તત્વરત્ન અમને સંસ્કૃત વ્યાકરણના નિયમો ગોખાવવાને આવતા હતા. શરીરના હાડકાંનાં ક્લિષ્ટ નામો, ઉચ્ચાર કરવામાં ડાચાં દુખાડનારાં હતાં કે સંસ્કૃત વ્યાકરણના પારિભાષિક શબ્દો વધારે ગુંચવાડીઆ હતા તેની હમણાં તો મને ખાત્રી નથી; પણ હું ધારૂં છું કે એ એમાંથી સંસ્કૃત કૌમુદીના શબ્દો વધારે જડબાતોડ હતા! બંગાળી ભાષાદ્વારા અમે ઘણું સારૂં જ્ઞાન મેળવ્યું અને ત્યાર પછી અમે અંગ્રેજી શીખવા માંડયું. અમારા અંગ્રેજીના શિક્ષક અઘોર બાબુ મેડીકલ કોલેજમાં અભ્યાસ કરતા હતા. પુસ્તકોમાં કહ્યા પ્રમાણે તો અગ્નિની શોધ એ માણસની પહેલામાં પહેલી અને મ્હોટામાં મ્હોટી શોધ હતી, એ વાતની તો મને પણ શંકા નથી, પણ મને તો એમ લાગે છે કે પંખીઓને પોતાનાં બચ્ચાંઓને બોલતાં શીખવવા માટે રાત્રે દીવો બાળવો નથી પડતો, એથી તેઓ ઘણાંજ ભાગ્યશાળી છે. એમને તો એમની ભાષાનું બધું જ્ઞાન વહેલા ઉઠીને સવારના પહોરમાં કરા.

વવામાં આવે છે અને પંખીઓનાં બચ્ચાં પણ કેવાં આનંદભેર ઉલટથી તે શીખી લે છે તે પણ આપણે જાણીએ છીએ. અલબત્ત, પંખીઓને કાંઇ અંગ્રેજી ભાષા શીખવાની હોતી નથી તે આપણે ધ્યાનમાં રાખવું જોઇએ !

અમારા એ વિદ્યાગુરૂની તબિયત અમારે કમનશીબે એવી તો સારી રહેતી કે અમે ત્રણે વિદ્યાર્થીઓની અંતઃકરણપૂર્વક આશાઓ અને પ્રાર્થનાઓ હોવા છતાં તે એક પણ દિવસ ગેરહાજર રહી શકતા નહિ ! જ્યારે મેડીકલ કોલેજમાં હિંદુ અને ક્રિશ્ચિયન થઇ ગયલા વિદ્યાર્થીઓમાં એક બીજા વચ્ચે મારામારી થઇ ત્યારે તેમના ઉપર એક ખુરશી પડી હતી અને તેમનું માથું ફૂટયું હતું ત્યારેજ માત્ર એક દિવસ માટે તે ગેરહાજર રહ્યા હતા ! આ બનાવ ઘણોજ શોકજનક હોવા છતાં અમે અમારી પોતાની પીડાને લેખે આ વાત તો લેખામાં ગણતાજ નહિ ! ગમે તેમ હો, પણ તેની તબિયત અમે ધારી હતી તેના કરતાં ઘણીજ જલદી સુધરી આવી !

સાંજ પડી હોય, વરસાદની ધારાઓ ભાલાના ઝાપટાંની પેઠે ઝડીઓબંધ પડી રહી હોય, અમારી ગલીમાં લગભગ ઘૂંટણપુર પાણી વહી રહ્યું હોય, અમારૂં ન્હાનું તળાવ છલાછલ ભરાઇને બાગમાં વહેવા માંડયું હોય, અમારો આખો આત્મા કદમ્બના પુષ્પની પેઠે વરસાદમાં પોતાની કળીઓને આસપાસ પ્રસારી આનંદથી ઉભરાઇ જતો હોય, અમારા શિક્ષકના આવવાના સમય ઉપરાંત થોડીજ મીનીટો ગઇ હોય, માસ્તર આવશે કે નહિ તે હજી ખાત્રીથી અમે કહી શકતા ન હોય, અને અમે તે ગલી તરફ દયાપાત્ર થઇને નજર નાંખ્યા કરતા હોઇએ એટલામાં ઓચિંતી અમારા હૃદયને ધક્કો આપતી, રોજની પરિચીત છત્રી, આવી ઋતુમાં પણ હાર્યા વગર દૃઢ થઇ અમારા ઘર તરફ આવતી જણાતી ! અમારાં હૃદયો લે જોઇને

ટમટમી રહેતાં. અમને સંદેહ થતો કે "કદાચ કોઇ બીજું તો નહિ હોય ?" પરન્તુ તેમ બનતુંજ નહિ ! આ વિશાળ જગતમાં તેના જેવો ચીવટવાળો બીજો કોઇ મળી આવે, પણ અમારી ગલીમાં તો તેનો જોટો ક્યાંથીજ હોય !

તે સમયની પર્યાલોચના કરતાં અઘોર બાબુ કઠણ અથવા કડક માણસ હતો એમ તો હું અત્યારે કહી શકતો નથી. તે અમને નેતરથી કદીપણ વશ રાખતો નહિ. અમને તે ધાંટા કાઢતો અથવા વઢતો, અને જેને આપણે ઠપકાનું નામ પણ આપી શકીએ નહિ એવી રીતે તે વર્તતો. એનામાં બીજા ગમે તેટલા ગુણો હોય પણ અમારી દૃષ્ટિએ તો બે મહાન્ દોષો હતા. એક તો તે અમને શીખવવાને સાંજના આવતો અને બીજો તેનો શીખવવાનો વિષય અંગ્રેજી હતો ! આખા દિવસના નિરસ શિક્ષણ પછી સાક્ષાત્ દેવતા પણ આકાશમાંથી ઉતરી આવી દીવો ચેતાવી બંગાલી વિદ્યાર્થીઓને અંગ્રેજી શીખવવા બેસે તો તે પણ યમદૂતના જેવો લાગ્યા વિના રહેજ નહિ ! અમારા શિક્ષકે અંગ્રેજી ભાષાની આકર્ષક શક્તિ અમારા મનપર ઠસાવવાનો પ્રયત્ન કર્યો હતો તે મને હજી પણ યાદ છે. તેનો એ હેતુ સિદ્ધ કરવા માટે તેણે અમને એક અંગ્રેજી ગદ્ય કે પદ્યના પુસ્તકમાંથી કાંઇક વાંચી સંભળાવ્યું અને તેનાથી અમારા મનપર કાંઇ એવી અણધારી અસર થઇ ગઇ અને અમે એવા તો જોરથી ખડખડ હસી પડયા કે તે દિવસે તો તેણે અમને લેશન લીધા વગરજ હાંકી મૂકયા ! એની ખાત્રી થઇ હશે કે પોતાનો અંગ્રેજી ભાષાની તરફેણનો કેસ જીતવો કાંઇ સ્હેલી વાત નહોતી અને અમારો ચુકાદો તેની તરફેણમાં થવાને વર્ષોનાં વર્ષો સુધી કેસ ચલાવવો પડે તેમ હતું !

અમારા નિરસ અને બફારો ઉપજાવનારા સ્કૂલના લેશનમાં અઘોર બાબુ કોઇ કોઇવાર બ્હારના જ્ઞાનની ઠંડી લહેર લાવવાનો પ્રયત્ન

કરતા હતા. એક દિવસ તેમણે અમારી આગળ ગજવામાંથી એક કાગળનું બંડલ કહાડયું અને બોલ્યાઃ "આજે હું તમને પ્રભુની કૃતિનો અનુપમ નમૂનો બતાવું છું." એમ કહી તેના ઉપરનું કાગળનું પૂઠું કાઢી નાંખ્યું અને મનુષ્યની અવાજ કરવાની નળીનો બધો ભેદ અમને બતાવવા લાગ્યા અને તેના કાર્યની ખૂબી સમજાવવા લાગ્યા તે વખતે એ જોઇને મને જે ક્ષોભ થયો હતો તે હજી પણ મને યાદ છે. હું હંમેશાં એમજ ધારતો હતો કે આખો માણસજ બોલે છે, પણ બોલવાની ક્રિયા આવી સ્વતંત્ર રીતે જોઇ શકાતી હશે તેનો મને ખ્યાલ પણ નહોતો. એકાદ ખંડ અથવા વિભાગની રચના ગમે તેટલી સુંદર હોય તે છતાં તે સમગ્રના કરતાં તો વધારે આશ્ચર્યકારક હોય જ નહિ! મારી લાગણી તે વખતે હું આટલા બધા શબ્દોમાં દર્શાવી શકયો નહોત, પણ મને ક્ષોભ થવાનું કારણ તો ઉપર જણાવ્યું તેજ હતું. ઉપર જણાવી તે વાત અમારા શિક્ષક વિસરી ગયેલા હોવાને લીધે વિદ્યાર્થીઓ તેમના ઉત્સાહભર્યા શિક્ષણને યથા યોગ્ય રીતે ગ્રહણ કરી શકયા નહિ. વળી એક દિવસ તેઓ અમને કોલેજમાં વહાડકાપ કરવાના ઓરડામાં લઇ ગયા. ત્યાં એક ઘરડી ડોશીનું શરીર ટેબલ ઉપર નાંખેલું હતું પણ તેનાથી મારાપર જરા-પણ અસર થઇ નહતી; પણ એક કાપી કાઢેલો છૂટો પગ જોઇને મારૂં માથું ફરી ગયું અને મને ચક્કર આવી ગયાં! મનુષ્યને આવી રીતે છૂટો છૂટો જોવો એ મને એટલું તો ભયંકર અને મૂર્ખાઇ-ભરેલું લાગતું કે થોડા દિવસ સુધી તો તે અર્થ વગરનો કાળો પગ મારા મનમાંથી ખસ્યોજ નહિ!

પીયરી સરકારની પહેલી અને બીજી વાંચનમાળા પૂરી કરીને અમે મેકકલોથની વાંચનમાળામાં પ્રવેશ કર્યો. આખા દિવસની મહેનતને અંતે અમારાં શરીર થાકીને લોથ થઇ ગયાં હોય ત્યારે

અમારૂં મન તો અંદર જઉં જઉં કરી રહ્યાં હોય અને કાળી ચોપડી તો અઘરા શબ્દોથી ભરેલી અમારી સામેજ પડી હોય! વળી વાંચવાનો વિષય પણ ભાગ્યેજ રસ પડે તેવો હોય! કારણ કે તે સમયે સરસ્વતી માતાનો માતૃપ્રેમ એટલો બધો ઉઘાડો નહતો. વધારામાં દરેક પાઠમાં દાખલ થતાં દરવાજામાંજ શબ્દોની એક હાર પહેરો રાખીને ઉભી રહેલી હોય, અને છૂટા પાડેલા શબ્દોની ઉપર આવેલાં ભારનાં ઉભાં ચિન્હો રૂપી ભાલાઓ ઉંચા કરીને બાળકના મનને અંદર દાખલ થવામાં અંતરાય રૂપ થઇ પડતા! અમે તેમની હરોલપર કેટલાએ નિષ્ફળ હુમલાઓ કર્યાં હશે. અમારા શિક્ષક બીજા હુશિયાર વિદ્યાર્થી વીરનાં પરાક્રમ ગાઇગાઇને અમને શરમાવવાને પ્રયત્ન કરતા. અમને પણ ઘણી શરમ આવતી અને તે હુંશિયાર વિદ્યાર્થી તરફ અમે શનિશ્ચરની દૃષ્ટિએ જોતા! છતાં પણ એ સઘળા ઉપાયોથી તે કાળી ચોપડીમાંથી અમે અંધકારને દૂર કરી શકતા નહિ.

બધી કંટાળાભરી વસ્તુઓમાં, કાર્યોમાં ઇશ્વરે કૃપાવંત થઇ કોઇ ચમત્કારિક રીતે નિદ્રા ઉપજાવવાની અજબ શક્તિ મૂકેલી છે. અમારૂં અંગ્રેજી લેશન થાય કે અમારાં માથાં ઝોકાં ખાવાનું શરૂ કરતાં. આંખમાં પાણી છાંટવાની કે ઓટલાપર જઇ એક બે ચક્કર ફરી આવવાની દવા નિદ્રા સામે આપવામાં આવતી ખરી, પણ તેમની અસર ઘણીજ થોડી અને અલ્પ સમય માટેજ રહેતી! પણ એટલામાં દૈવયોગે જો મારા મ્હોટાભાઇ એ રસ્તે જતા હોય અને અમારી નિદ્રા પીડીત અવસ્થા તેમના જોવામાં આવી હોય, તો અમને તુર્તજ છૂટી મળી જતી! અલબત્ત, અમારી નિદ્રાને નાસી જવાને ત્યારથી એક ક્ષણ પણ વધારે વાર લાગતી નહિ! જેવી અમને સુઇ જવાની રજા મળતી કે અમારી ઉંઘ કોણ જાણે ક્યાંએ ઉડી જતી!

# બ્હાર યાત્રા.

એક વખત જ્યારે કલકત્તામાં તાવનો ઘણો વાવર હતો ત્યારે અમારા બહોળા કુટુંબમાંના કેટલાંક માણસો છાતુ બાબુના નદીપર આવેલા બાગવાળા બંગલામાં રહેવા ગયા. હું પણ તેમની સાથે ગયો હતો.

આ વખતે હું પહેલવહેલો ઘરની બ્હાર નીકળ્યો. ગંગાનો કિનારો જાણે પૂર્વજન્મનો સાથી હોય તેમ પોતાના ખોળામાં બેસવાને મને આમંત્રણ કરતો હોય તેમ લાગ્યું. એ બંગલામાં ચાકરોની ઓરડીઓની સામે જમરૂખીઓનાં વૃક્ષોનું ઝૂંડ હતું અને એ જમરૂખીઓની છાયાના ઓટલાપર બેસીને ઝાડનાં થડની વચ્ચેથી આગે વહેતી ગંગાનો પ્રવાહ નિહાળતાં નિહાળતાં મારા દિવસો વહી જતા. પ્રત્યેક નવો દિવસ જાણે સોનેરી કોરવાળું અને કાંઇ નવાઇ ભર્યા સમાચાર લઇને આવેલું પરબીડીયું હોય નહિ એવો મને લાગતો ! કાગળ ઉઘાડતાં વારમાંજ તે સમાચાર મળશે એમ મનમાં થયા કરતું. તેમાંથી રખેને કાંઇ રહી જાય એવી બીકે હું મારૂં ન્હાવા-ધોવાનું જેમ તેમ આટોપી લઇને બ્હારની ખુરશીપર ઝડપથી દોડી જતો ! દરરોજ એની એ, ગંગાના પ્રવાહની રમણીય ભરતી અને ઓટ ! દરરોજ એની એ જુદી જુદી જાતના વહાણોની ભિન્ન ભિન્ન ગતિ ! રોજ જમરૂખીના ઝૂંડના પડછાયાઓનું પશ્ચિમથી પૂર્વ તરફ અપસરણ ! રોજ ગંગાના સામા કિનારાપર આવેલા વૃક્ષોની હારોની અંધકારવાળી ટોચ ઉપર સાયંકાળના આકાશની ભેદાયલી છાતીમાંથી સુવર્ણ રંગના શોણિતની રેલમછેલ ! વળી કેટલાક દિવસો તો સવારથી જ વાદળાંથી છવાયલા રહેતા. સામે કિનારે આવી રહેલાં વૃક્ષો પણ કાળાં દેખાતાં અને નદીના પટપર પણ કાળા પડછાયાઓ ઝૂલતા. જોત જોતામાં તો ઓચિંતી સુસવાટ સાથે વરસાદની

ઝડીઓ આવવા માંડતી અને દૃષ્ટિ મર્યાદાને છેક ઝાંખી કરી નાંખતી અને સામા કિનારાની અસ્પષ્ટ કોર સજળ નયનથી દેખાતી બંધ થતી. નદીની છાતી ડૂસકાં ખાતી ઉંચી નીચી થતી અને ભીનો પવન ઉંચાં ઉંચાં વૃક્ષોના ઝૂંડની ટોચ સાથે ભળી તેમની સાથે છૂટથી રમતો !

અહિં મને તો જાણે ભીંત, ભારવટીઆ અને પીઢીઆંઓના આંતરડામાંથી જાણે મારો બીજો જન્મ જ થયો હોય તેમ લાગ્યું ! જ્યારે બાહ્ય પદાર્થો સાથે નવીન સંસર્ગ થાય છે ત્યારે પૃથ્વીના બધા પદાર્થોની આસપાસ ફરી વળેલું તુચ્છતા અને સામાન્યતાનું આવરણ સરી પડે છે. મારી ખાત્રી છે કે સવારના પહોરમાં નાસ્તો કરવા માટે અમને જે પૂરીઓ આપવામાં આવતી હતી તે પૂરી ઇન્દ્રના અમૃત કરતાં સ્વાદમાં જરા પણ ઉતરતી નહોતી ! **અમૃતત્વ કોઈ વસ્તુના સ્વાદમાં કે રસમાં હોતું નથી, પણ અમૃત તો તેના ખાનારમાં જ છે, અને તેથી જે માણસ તેની શોધમાં નીકળે છે તેને તે પ્રાપ્ત થતું જ નથી.**

ઘરની પાછળ ચારે બાજુએ ભીંતવાળું એક ચોગાન આવી રહેલું હતું. તેની વચ્ચે એક ન્હાનું તળાવ હતું. તે તળાવની પાળપર એક બાજુએ એક મ્હોટું જાંબુડાનું ઝાડ હતું અને તેની ચારે બાજુએ બીજાં ફળનાં વૃક્ષો ધાડી ઘટામાં આવી રહેલાં હતાં. તે બધાંની રંગીત છાયામાં તે તળાવ એકાંતમાં શાંતિથી થાક ખાતું આવી રહેલું હતું. આ અંદરના નાનકડા એકાંત બાગની સુંદરતા મને અજબ રીતે આકર્ષણ કરતી, કારણ કે તે મારી સામે આવી રહેલા ગંગાના કિનારાના વિશાળ વિસ્તારના કરતાં તદ્દન જુદાજ પ્રકારની હતી ! તે અંદરનો ઉદ્યાન-બાગ જાણે ઘરની વહુવારૂ મધ્યાન્હે એકાન્તમાં પોતે ગુંથેલી પચરંગી સાદડી-ચાદરપર પડી પોતાના હૃદયગત રહસ્યનું ધીમે ધીમે ગુંજન કરતી આરામ લેતી હોય નહિ, તેના જેવું

લાગતું ! તે જાંબુના ઝાડની નીચે કેટલોક બપોરનો વખત એકલા છાયામાં બેસીને તળાવની નીચે આવેલા યક્ષોના ભયંકર સામ્રાજ્યનાં સ્વપ્નાં જોવામાં મ્હેં ગાળ્યો હતો. મને બંગાળાનું ગામડું જોવાનું બહુ જ કુતૂહલ હતું. આવું જ એક ગામડું અમારા દ્વાર પાછળના બાગની પેલી બાજુ—બ્હાર જતાંજ આવેલું હતું. પણ અમને ત્યાં જવાની છૂટ નહતી. અમે ઘરની બ્હાર નીકળ્યા હતા, પણ હજી સ્વતંત્ર ન હતા. અમે પાંજરામાં પૂરાયલા હતા તેમાંથી બ્હાર આવીને બેઠા હતા, પણ હજી અમે સાંકળથી તો જકડાયલા હતા જ.

એક દિવસ સવારના પહોરમાં મ્હારા બે વડીલો પાસેના એજ ગામડામાં ફરવા માટે જવા નીકળ્યા. હું પણ મારી ઉત્કંઠા વધારે દાબી શક્યો નહિ અને છાનોમાનો બ્હાર નીકળી એમની પાછળ પાછળ થોડો રસ્તો ચાલ્યો. લીલાછમ ઘાસથી છવાયલી, તે તળાવના કિનારા પાસેની ગાઢ છાયાવાળી અને સીઓરાના કાંટાવાળી નેળીમાં થઇને જતાં જતાં ઉમંગના ઉમળકાથી મ્હેં એક પછી એક ચિત્ર મારા હૃદયમાં ઠસાવવા માંડયું. તે વખતે એક માણસ તળાવના કિનારાપર સ્નાન કરવામાં ગૂંથાયલો હતો. તે દાતણ કરતો હતો અને તેનું શરીર ઉઘાડું હતું. એટલામાં મ્હારા વડીલોને ઓચિંતીજ મારી હાજરીની ખબર પડી ગઈ! "ચાલ્યો જા!" "ચાલ્યો જા!" "એકદમ પાછો જા!" એમ મને કહ્યું. મ્હારા પગ ઉઘાડા હતા તથા બદનપર શાલ કે કોટ—ડગલો કાંઇ જ હતું નહિ, એટલે એમને શરમ લાગી! બ્હાર જવા માટે મારો પહેરવેશ લાયક ન હતો. જાણે તેમાં મ્હારો જ દોષ હોય નહિ! મ્હારી પાસે મોજાં કે એવાં બીજાં વધારે પડતાં કપડાં હતાં જ નહિ. તે દિવસે તો નિરાશ થઇને મ્હારે પાછા જતા રહેવું પડયું, એટલું જ નહિ પણ બીજે કોઇ પણ દિવસે મ્હારી નાલાયકી પૂરી પાડવાને અશક્ત હોવાથી બ્હાર નીકળવું દુર્લભ થઇ

પડયું. બાહ્ય જગતને મળવાની તક ઘરને પાછલે બારણેથી સાધવી અશક્ય હતી, તો પણ મારી સામે આવી રહેલી પવિત્ર ગંગા મને સઘળાં બંધનોથી મુક્ત કરી દેતી ! મારી મરજીમાં આવે ત્યારે મારૂં મન આનંદથી નદીપર તરતી હોડીઓમાં બેસી કોઈ પણ ભૂગોળમાં નહિ વર્ણવેલા અગમ્ય પ્રદેશમાં ઉપડી જતું !

આ સ્થિતિ ચાલીસ વર્ષો પહેલાં હતી. ત્યાર પછી તે ચંપકની છાયાવાળા બંગલામાં મેં કદી પણ પગ મૂક્યો નથી. તેનું તે જ જૂનું ઘર અને તેનાં તે જ જૂનાં વૃક્ષો હજી પણ ત્યાં હોવાં જ જોઇએ. પણ મારી ખાત્રી છે કે તે હતાં તેનાં તે તો રહી શકે જ નહિ ! કારણ કે તે આશ્ચર્યની લાગણી, જે એ બધા પદાર્થોને અપૂર્વ સુંદરતા આપતી હતી તે હવે હું ક્યાંથી લાવું ? અમે જારોસાન્કોમાં અમારે ઘેર પાછા આવી રહેવા લાગ્યા અને મારા દિવસો નોર્મલ સ્કૂલના વિશાળ મુખમાં જાણે કોળીઆઓ જાય તેમ વહી ગયા !

## કવિતાની તાલીમ.

મારી પેલી ભૂરી નોટબુક આડી અવળી લીટીઓની જાળીઓથી અને જાડા પાતળા અક્ષરોથી જાણે કોઇ જીવ કે જંતુનો મધપૂડો કે જાળું હોય તેમ જલદી ભરાઇ ગઇ ! બાળક લેખકના ઉત્સાહભર્યા દબાણથી તેનાં પતાંઓ જલદી વળી ગયાં અને પછી તેની કોરો ફાટી જવા લાગી ! છેવટે કોઈ પ્રાણીના પંજાની પેઠે કોરો વળી ગઇ અને જાણે અંદર લખેલા લખાણને જોરથી પકડતી ન હોય ! છેવટ વિસ્મૃતિ દેવીની દયાથી કઇ વૈતરણીમાં તે તણાઇ ગઇ તેની મને ખબર પણ નથી ! ગમે તેમ હોય, પણ તે અક્ષરો છાપખાનાના દુઃખમય અનુભવથી બચી જવા પામ્યા અને આ દુઃખમય સંસારમાં તેમનો પુનર્જન્મ થવાનો બીલકુલ ભય રહ્યો જ નહિ ! મારી કવિ તરીકે પ્રસરતી વિખ્યાતિ પ્રત્યે હું તદ્દન બેદરકારજ રહ્યો હતો એમ તો હું કહી શકતો

નથી. સાતકરીદત્ત બાબુ અમારા વર્ગનો શિક્ષક નહોતા, છતાં તેનો મારા પ્રત્યે વધારે સ્નેહ હતો. તેમણે 'પ્રાણીવૃતાંત' નામનું એક પુસ્તક પણ લખ્યું હતું. પણ તે કારણથી એ મને ચાહતો હતો એમ તો કોઇ માણુસ મશ્કરીમાં પણ માનશે નહિ! તેણે મને એક દિવસ બોલાવ્યો અને પૂછ્યું: "તું કવિતા લખે છે ખરૂં કે?" મ્હેં તે વાતનો ઇન્કાર કર્યો નહિ. ત્યાર પછી કેટલીક વાર તેની બનાવેલી કવિતાઓનું ચોથું ચરણ તે મારી પાસે પૂગવતા.

અમારી નિશાળમાંનો ગોવિંદબાબુ ઘણો કાળો અને બટકો માણુસ હતો અને વધારામાં જાડો પણ હતો. તે કાળો પહેરવેશ પહેરી બીજે માળે તેના હિસાબનાં કાગળીઆંઓ લઇ બેસતો. અમે બધા તેનાથી બહુ જ બ્હીતા હતા, કારણ કે તે ચૌદમું રત્ન વાપરીને જ ઇન્સાફ કરતો. એક દિવસ કેટલાક તોફાની છોકરાઓના હાથમાંથી છટકી જઇને હું તેના ઓરડામાં પેશી ગયો. મારી પાછળ મને માર-નારા પાંચ છ મોટા છોકરાઓ હતા. માત્ર મારાં આંસુ શિવાય મારી તરફેણમાં બીજો એક પણ મારો સાક્ષી હતો નહિ. છતાં હું મારો કેસ જીત્યો અને ત્યારપછી ગોવિંદબાબુને મારે માટે સારી લાગણી રહેતી.

એક દિવસ બપોરની છૂટીના વખતમાં તેણે મને પોતાના ઓરડામાં બોલાવ્યો. હું બ્હીતો બ્હીતો તેના ઓરડામાં ગયો. તેના ઓરડામાં પગ મૂકતાં વારને જ તેણે મને પ્રશ્ન કર્યો: "ત્યારે તું કવિતા લખે છે?" મેં તે વાત આનાકાની કર્યા વગર કબુલ કરી લીધી. તેણે મને નીતિના સિદ્ધાંતપર કવિતા લખવાનું સોંપ્યું. હાલ તે કવિતા મને યાદ નથી. ગોવિંદબાબુ જેવા માણુસ તરફથી આવી માગણી થાય એ કેટલી મહેરબાની અને કેટલી છૂટ ગણાય તેનો ખ્યાલ તો એકવાર જે લોકો તેના શિષ્ય થયા હોય તેજ કરી શકે! બીજે દિવસે જ્યારે મેં કવિતા લખીને તેને આપી ત્યારે તે મને સૌથી

ઉચ્ચા વર્ગમાં લઇ ગયો અને છોકરાઓ આગળ મને ઉભો કરી કહ્યું કે, "કવિતા ગાઇ સંભળાવ." મેં મ્હોટેથી કવિતા ગાઇ સંભળાવી. તે નીતિના કાવ્ય બાબત જાણવા જેવું કાંઇ પણ રહ્યું હોય તો એટલુંજ કે તે જલદી ખોવાઇ ગયું અને નિશાળના તે વર્ગ ઉપર નીતિના બોધની બીલકુલ અસર થઇ જ નહિ. તે કાવ્ય સાંભળીને કર્તા પ્રત્યે માનની લાગણી જરાપણ વધી નહિ. તેમાંના ઘણા ખરા છોકરાઓની તો ખાત્રીજ હતી કે એ કવિતા મારી બનાવેલીજ ન હતી! એક છોકરો તો મેં તે કવિતાનો જે પુસ્તકમાંથી ઉતારો કર્યો હતો તે સુદ્ધાં બતાવી આપવાને તૈયાર થઇ ગયો! પણ કોઇએ તેમ કરવાને તેને આગ્રહ કર્યો નહિ, કારણકે જે લોકને કોઇ પણ વાત જાતે માનીજ લેવી છે તેમને સાબિત કરવાનો માર્ગ ઘણોજ કપરો થઇ પડે છે! છેવટે કવિ થવાની આબરૂ મેળવનારા ઉમેદ-વારોની સંખ્યા બહુ ભયંકર પ્રમાણમાં વધવા માંડી. તેમણે દાખલ કરેલી કેટલીક રીતો નીતિમય તો ગણી શકાયજ નહિ. આજ-કાલના ન્હાના છોકરાઓ કવિતા લખે એમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. કવિતાની આસપાસ આવી રહેલું તેજનું બિંબ ઝાંખુ પડી ગયું છે. તે સમયે જે એક બે સ્ત્રીઓ કવિતા લખી જાણતી હતી તે બધી બ્રહ્માની ખાસ પ્રસાદી પામેલી હોય એમ ગણાતું હતું, એ વાત તો હજી પણ મને યાદ છે. પણ આજકાલ કોઇ સ્ત્રી કવિતા લખી શકતી નથી એમ જો આપણને જણાય તો તે વાત એકવાર તો આપણા ખ્યાલમાંજ ઉતરવી અસંભવિત છે, અને તેના ઉપર એકદમ તો કોઇ માણુસ વિશ્વાસ નહિ મૂકે! વળી હાલમાં તો બંગાળીના સૌથી ઉપલા વર્ગમાં આવતાં પહેલાં કવિતાનાં અંકુરો ફૂટે છે! એટલે આજકાલનો ગોવિંદબાબુ તો ઉપર વર્ણવેલા મારા કવિત્વના પરાક્રમ ઉપર બીલકુલ ધ્યાન આપેજ નહિ એ સ્વાભાવિક છે!

# શ્રી કંઠબાબુ.

આ વખતે કવિતાનો એક શ્રોતા મને મળ્યો હતો. તેના જેવો બીજો એક પણ મને કદી મળ્યો નથી અને મળવાનો પણ નથી. એવી મારી ખાત્રી છે. તેનામાં ખુશી થવાની શક્તિ એવી તો વૃદ્ધિ પામેલી હતી કે કોઇ પણ માસિકમાં સમાલોચક થવાને માટે તો તે તદ્દન નાલાયકજ ગણાત. તે વૃદ્ધ ડોસો પાકી આફૂસની કેરીના જેવો હતો. તેનામાં ખટાશનો તો અંશ પણ મળે નહિ. તેના મુખની અંદર તેને તસ્દી આપવાને એક પણ દાંત રહ્યો નહતો, અને તેની મુદ્રાપર એકપણ કરચલીની નિશાની સુદ્ધાં હતી નહિ. તેનો વાળ વગરનો મૃદુ ચહેરો તેના તાલવાળા માથાને મળી જતો હતો. તેનાં વિશાળ અને આનંદથી પ્રફૂલ્લિત નેત્રો, સતત હાસ્યથી ચળકતાંજ રહેતાં. અસલના ઘરડાઓની પેઠે તેને ફારસી આવડતું હતું અને અંગ્રેજીનો તો છાંટો સુદ્ધાં તેને આવડતો નહિ. તેના ખોળામાં ડાબી બાજુએ સતાર હમેશાં હોયજ. તેના કંઠમાંથી અવિરત સંગીતની ધારા વહ્યાજ કરતી. શ્રી કંઠબાબુને કોઇપણ અજાણ્યા માણસ જોડે ઓળખાણ કરવાને લાંબી ખટપટ કરી બાહ્યોપચારથી એક બીજાને પરસ્પર મેળવવા જેટલી વિધિ કરવાની જરૂર પડતીજ નહિ! કારણ કે તેના આનંદી સ્વભાવિક આકર્ષણ સામે કોઇ પણ ટકી શકતું નહિ. એક વખતે તે અમને એક મ્હોટી છબી પાડવાની અંગ્રેજની દુકાને લઇ ગયો. ત્યાં એણે પોતાની અકૃત્રિમ વાતોથી તે દુકાનના અંગ્રેજ માલીકને હિંદી અને બંગાળી ભાષાનો ખીચડો કરી વાતમાંજ આકર્ષી લીધો અને પછી તેને સમજાવ્યો કે "હું ગરીબ છું, પણ આ છબી પડાવવાનો મારો ખાસ આગ્રહ છે." તે અંગ્રેજે તેને હમેશનો દર ઘટાડીને છબી પાડી આપી! શ્રી કંઠબાબુ એવો તો સાહસિક અને ખુલ્લા દિલનો હતો કે તે અંગ્રેજની 'એકજ ભાવ' વાળી

દુકાનમાં આવી રીતે સોદો કરતાં તેને બીલકુલ અણુઘટતું લાગ્યુંજ નહિ. તેના વર્તનથી સામા માણુસને અપમાન લાગશે તેની શકયતા સુદ્ધાં તેના મનમાં આવતી નહિ. વળી કોઇ કોઇ વખત એક યુરોપીયન પાદરીને ઘેર તે મને લઇ જતો. ત્યાં પણુ રમતગમતથી અને સંગીતથી પાદરીની ન્હાની છોકરીને લાડ લડાવીને તથા પાદરીની સ્રીના બુટવાળા નાજુક પગનાં વખાણુ કરીને તે બધાંને હસાવી મૂકતો. બીજો કોઇ પણુ માણુસ આવી રીતે વર્તન કરે તો તે જંગલી અને અસભ્ય ગણાય, પણુ તેની અપૂર્વ સાદાઇ બધાંને આકર્ષણુ કરી લેતી અને બધાં તેની મઝામાં આનંદથી ભાગ લેતાં.

શ્રી કંઠબાબુને પોતાને અપમાન કે ઉદ્ધતાઇ કદી પણુ લાગતાંજ નહિ. અમારા ઘરમાં એક ગવૈયો અમે રાખ્યો હતો. જ્યારે તે ગવૈયો દારૂની લહેરમાં હોય ત્યારે શ્રી કંઠબાબુના સંગીતને તે ખરાબમાં ખરાબ શબ્દો વાપરીને ગાળો દેતો; પણુ શ્રી કંઠબાબુ તો તેને સામો જવાબજ આપ્યા વગર ઠંડે પેટે સહન કરતો! જ્યારે તે માણુસને તેની અસભ્ય વર્તણુંક બીલકુલ નહિ સુધારવાને લીધે નોકરીમાંથી કમી કરવામાં આવ્યો ત્યારે શ્રી કંઠબાબુ બિચારા તેની તરફદારી કરીને બોલ્યા કે, “એ કાંઇ તોફાન કરતો નહતો, એ તો દારૂ તોફાન કરાવતો હતો.”

કોઇ પણુ માણુસને શોકગ્રસ્ત સ્થિતિમાં જોઇને શ્રી કંઠબાબુને બહુ લાગી આવતું, એટલુંજ નહિ પણુ કોઇ પણુ માણુસ “દીલગીરીમાં છે.” એ શુદ્ધાં સાંભળી શકતો નહિ! એટલે જ્યારે કોઇ છોકરાઓ શ્રી કંઠબાબુને પજવવાને ઇચ્છતા ત્યારે વિદ્યાસાગરનો “સીતાનો વનવાસ” મ્હોટેથી વાંચતા. એનાથી તે ઘણોજ ગભરાઇને તે પોતાના બન્ને હાથ લંબાવી “ના” “ના” કહી તેમને બંધ રહેવાને વિનવતો.

આ ડોસો મારા પિતાનો—મારા મ્હોટા ભાઇનો અને અમારો બધાંનો મિત્ર હતો. તેની ઉમ્મર અમારા કુટુંબમાંના દરેકના જેવડી હતી. એક વખતે મ્હેં એક કવિતા બનાવી હતી તેમાં જગતનાં દુઃખ અને શોકનું પણ વર્ણન કરવાનું બાકી રાખ્યું ન હતું. શ્રી કંઠબાબુની ખાત્રી હતી કે મારા પિતા ભક્તિ કાવ્યના આવા અપ્રતિમ નમૂનાથી જરૂર ખુશીખુશી થઇ જશે. અતુલ ઉત્સાહથી તેણે જાતે તે કવિતા મારા પિતા પાસે ગાઇ બતાવવાનું માથે લીધું. સદ્‌ભાગ્યે જ્યારે એણે કવિતા સંભળાવી ત્યારે હું ત્યાં હાજર નહતો. પણ મેં પાછળથી સાંભળ્યું કે મારા પિતાને પોતાના ન્હાનામાં ન્હાના છોકરાને જગતનાં દુઃખો આટલાં બધાં જલદી લાગ્યાં અને તે પણ કવિતા કરવા સુધી વાત આવી તે જાણી ઘણોજ આનંદ થયો હતો. મને પણ ખાત્રી છે કે ગોવિંદબાબુને જો એ કવિતા આપી હોત તો તેમને મારા પ્રયત્ન માટે ઘણું માન ઉત્પન્ન થાત. કારણ કે કવિતાનો વિષય ઘણો ગંભીર હતો. સંગીતમાં હું શ્રી કંઠબાબુનો માનીતો શિષ્ય હતો. તેણે મને એક ભજન શીખવ્યું હતું કે "મય, છોડે વૃજકી વાસરી"—No more of વૃજ for me " હવે મારે વૃજને છોડવું રે." 'મ્હેં વૃજના વાસનો ત્યાગ કર્યો છે.' " પછી દરેક ઓરડીમાં મને ઘસડી જઇ બધાની પાસે તે ભજન ગવડાવતો. હું ગાતો ત્યારે શ્રી કંઠબાબુ પોતે તે ભજન સતારમાં ઉતારતો અને જ્યારે ટેક—ઝોક આવે ત્યારે તે પોતે પણ બોલવા લાગતો, અને ફરી ફરીને ઉથલાવી "મય છોડે" બોલતાં બોલતાં દરેકના તરફ વારા ફરતી જોઇ હસીને ડોકું હલાવતો! જાણે કે દરેકને વધારે કદર બુઝવાને પ્રેરણા કરતો ન હોય!

મારા પિતા માટે તેના હૃદયમાં ઘણુંજ માન હતું. એક બ્રહ્મસમાજના સંગીતમાં ભજન હતું. તેમાં પ્રભુ માટે કહ્યું છે કે, "અંતર તર અંતરતમ તિનિયે ભુલો નારે તાંય" " અંતર તર અંતરતમ

ભુલો ના તેને–" જ્યારે એ ભજન તે મારા પિતા આગળ ગાતો ત્યારે એટલો તો ઉશ્કેરાઈ જતો કે પોતાની બેઠકપરથી તે ઉભો થઇ જતો. તે ગાતાં ગાતાં સતાર વગાડી બોલતો: "અંતરનો" વગેરે, અને પછી મારા પિતાના મ્હોંઢાની આસપાસ આધેથી હાથ ફેરવી બોલતો: "અંતરતર અંતરતમ તુમિયે"–"અંતરનો અંતર તું સદા."

જ્યારે આ વૃદ્ધ ડોસાએ મારા પિતાની છેલ્લી મુલાકાત લીધી ત્યારે મારા પિતા પથારીવશ હોવાથી ચિન્સુરામાં નદીની પાર બંગલામાં હતા. શ્રી કંઠબાબુ પણ પોતાની છેલ્લી માંદગીને લીધે ટેકા વગર ઉઠી શકતા નહિ અને આંખોનાં પોપચાં ઉંચાં કરીને જ તે જોઇ શકતા હતા. આવી સ્થિતિમાં પોતાની છોકરીને સાથે લઇને તે બરભૂમિથી ચિન્સુરા સુધી આવ્યા. મહા મહેનતે તેણે મારા પિતાના ચરણની રજ લીધી અને ચિન્સુરામાં પોતાને ઘેર ગયો. ત્યાં થોડા જ દિવસ પછી તે મરણ પામ્યો. મેં ત્યારપછી તેની છોકરીને મ્હોંડેથી સાંભળ્યું કે, તે પોતે મુખેથી "કિ મધુર તવ કરૂણા, પ્રભો!"–'શી મધુર તુજ કરૂણા પ્રભો!' એ ભજન ઉચ્ચારતાં ઉચ્ચારતાં દેવલોક પામ્યો હતો.

## બંગાળી શિક્ષણનો અંત.

આ વખતે નિશાળમાં અમે સૌથી ઉપલા કલાસની નીચેના કલાસમાં હતા અને ઘેર અમે વર્ગના કરતાં ઘણા જ આગળ વધી ગયા હતા. અમે અક્ષયદત્તની "પદાર્થવિજ્ઞાન"ની ચોપડી પૂરી કરી હતી અને મેઘનાદવધ કાવ્ય પણ પૂરૂં કર્યું હતું. અમે પદાર્થવિજ્ઞાનનું પુસ્તક પદાર્થનું અવલોકન કર્યા વગર જ કર્યું હતું, એટલે અમારૂં બધું જ્ઞાન કેવળ પુસ્તકીયા હતું. તેનાપર ગાળેલો બધો વખત નકામા જેવો જ હતો. મને તો એમ લાગે છે કે તે જ સમય અમે કાંઇ પણ

નહિ કરવામાં આવ્યો હોત તો પણ વધારે સારૂં થાત! વળી 'મેઘનાદ વધ' પણ અમને બહુ આનંદદાયક નિવડયું નહિ. સ્વાદિષ્ટમાં સ્વાદિષ્ટ વસ્તુ પણ માણસના માથાપર પછાડવામાં આવે તો તેમાં તેને મઝા પડે જ નહિ. વીરરસ પ્રધાન કાવ્યનો ભાષા શીખવવામાં પ્રયોગ કરવો તે તલવારને હજામત કરવા માટે વાપરવા સરખું છે. તલવારને માટે તે કાર્ય ઘણું જ શોકજનક અને માથાને માટે તો અસહ્ય થઇ પડે! **કવિતા લાગણીના દૃષ્ટિબિંદુથી શીખવવામાં આવવી જોઇએ, પણ કવિતાને વ્યાકરણ અને શબ્દકોષ વગેરેનાં કાર્યો કરી લેવામાં યોજી દેવાથી સરસ્વતીદેવી કદી પ્રસન્ન થાય જ નહિ!**

નોર્મલ સ્કૂલનો અમારો અભ્યાસ ઓચિંતો જ બંધ કરવામાં આવ્યો અને તેના સંબંધમાં વળી એક બનાવ પણ છે. અમારી નિ. શાળના એક શિક્ષકને મિત્રની બનાવેલી, મ્હારા દાદાની જીંદગી વાંચવા માટે અમારા ખાનગી પુસ્તકાલયમાંથી જોઇતી હતી. મ્હારા ભાણેજ સત્યાએ આ વાત મ્હારા પિતા આગળ નિવેદન કરવા જવાની હિંમત કરી. તેણે નિશ્ચય કર્યો કે મ્હારા પિતાને એ વાત જણાવવા માટે સા. ધારણ બંગાલી ભાષા ચાલશે નહિ. એણે બંગાલી શૈલીમાં એવી તો જુની અસલી અને ચોક્કસાઇવાળી ભાષાનો ઉપયોગ કર્યો કે મ્હારા પિતાને જરૂર એમ લાગ્યા વગર રહ્યું નહિ હોય કે અમારો બંગાલી ભાષાનો અભ્યાસ જોઇએ તે કરતાં ઘણો વધારે થઇ ગયો છે અને તે હવે તો હદપાર જવાની ધાસ્તી હતી. પછી બીજે દિવસે રોજના નિયમ પ્રમાણે સવારના પહોરમાં દક્ષિણ બાજુના ઓટલાપર અમારૂં ટેબલ મૂકવામાં આવ્યું અને ભીંતપર એક ખીલા સાથે પાટીયું પણ લટકાવવામાં આવ્યું. નીલકમલ બાબુ પાસે ભણવાનું શરૂ કરવાની બધી તૈયારીઓ થઇ ગઇ હતી. એટલામાં મ્હારા પિતાએ અમને ત્રણે

જણાને એમની ઓરડીમાં બોલાવ્યા અને "તમારે હવે બંગાળીનો અભ્યાસ કરવાની જરૂર નથી." એમ એમણે કહ્યું. અમારાં હૃદયો તો આનંદથી ઉભરાઇ ગયાં!

નીલકમલ બાબુ નીચે વાટ જોતા બેઠા હતા. અમારી ચોપડીઓ ટેબલ પર ખુલ્લી પડી હતી. એમના મનમાં ફરીને "મેઘનાદ વધ" શીખવવાનો વિચાર ચાલી રહ્યો હશે. પણ જેવી રીતે મરણ પથારીએ પડેલા માણસને રોજનો કાર્યક્રમ ઘણોજ અસત્ય અને માય જેવો લાગે છે તેજ પ્રમાણે અમને પણ અમારા શિક્ષકથી માંડીને ભીંતપર પાટીયું લટકાવવાના ખીલા સુધી સઘળું જ મૃગજળ જેવું અસત્ય થઇ પડયું! અમારી મ્હોટામાં મ્હોટી મુશ્કેલી હવે એજ હતી કે આ સમાચાર નીલકમલ બાબુને સભ્યતાપૂર્વક કેવી રીતે કહેવા? છેવટે ઘણુંજ અચકાતા અને સંયમથી અમે તે કાર્ય પણ કર્યું. પાટીયાપરની ભૂમિતિની આકૃતિઓ અમારા તરફ આશ્ચર્યથી જોતીજ રહી અને 'મેઘનાદ વધ'ની અનુપ્રાસ વગરની પંક્તિઓ પણ અમારા તરફ ડોળા ફાડીને જોયા કરતી હતી!

અમારા શિક્ષક પંડિત નીલકમલ બાબુના છૂટા પડતી વખતના શબ્દો નીચે પ્રમાણે હતાઃ "મ્હારી ફરજ અદા કરતા મેં કદાચ તમારા પ્રત્યે સખ્ત વર્તણુંક ચલાવી હશે, પણ તે તમે તમારા મનમાં રાખશો નહિ. મેં તમને જે શીખવ્યું છે તેની કિંમત તમને ભવિષ્યમાં જણાશે."

**ખરેખર! હવે તે કિંમત મને બરાબર જણાઇ છે! અમને માતૃભાષામાં શિક્ષણ મળેલું હોવાને લીધે જ અમારાં મગજ જલદી આલુષ્ણ કરતાં શીખ્યાં. કેળવણીનું કાર્ય જેમ બને તેમ ખાવાનાં કાર્યની પેઠે થવું જોઇએ. જ્યારે પહેલ વહેલો કોળીઓ ખાતાં સ્વાદ આવે ત્યારે**

જઠર પર પચાવવાનો ભાર જઇ પડે ત્યાર પહેલાં જ તે પોતાનું કાર્ય શરૂ કરે છે, એટલે તેમાંથી ઝરતા પાચક રસો સંપૂર્ણ રીતે ઉપયોગમાં આવે છે. પણ જ્યારે બંગાળી વિદ્યાર્થીને અંગ્રેજીમાં શિક્ષણ આપવામાં આવે છે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે સ્વાભાવિક કાર્ય થતું નથી. પ્રથમ કોળીઓ લેતાં વારમાંજ તેના દાંતની બન્ને હારો ભાંગી જાય છે! તેને તો જાણે મ્હોંઢામાંજ ધરતીકંપ થયો હોય એમ લાગે છે! જ્યારે તેને એમ માલુમ પડે છે કે તેના મ્હોંઢામાં પથરો નથી પણ કાંઇ પચી શકે એવો પદાર્થ છે તે પહેલાં તો અડધી જીંદગી વ્યતીત થઇ ગઇ હોય છે! જ્યારે બાળક જોડણી અને વ્યાકરણથી મ્હોંઢામાં કુચો આવવાને લીધે ગુંગળાઇ ગયલું હોય છે ત્યારે તેના પેટમાં લાગેલી ભૂખ મરી જાય છે અને જ્યારે તેને સ્વાદ લાગવા માંડે છે ત્યારે રૂચિ જણાતી નથી. પહેલેથી જ જો માણસના મગજની બધી શક્તિઓને ખોરાક મળતો નથી તો પછી છેવટ સુધી તેની શક્તિઓ કાચીજ રહી જાય છે. ચારે બાજુએથી જ્યારે બધા અંગ્રેજી શીખવવાની બૂમો પાડી રહ્યા હતા, ત્યારે મારા ત્રીજા ભાઇએ હિંમતથી અમને બંગાળીજ શીખવવાનું જારી રાખ્યું. તેના આત્માને સ્વર્ગમાં મ્હારા નમ્ર પ્રણામ!

## અધ્યાપક—પ્રોફેસર.

નોર્મલ સ્કૂલ છોડયા પછી અમને બંગાળાની એક ક્રિશ્ચિયન થયેલા માણસોની નિશાળ હતી તેમાં મોકલવામાં આવ્યા. અમને પણ એમ લાગ્યું કે 'હવે આપણી સ્થિતિ વધારે માનવાળી થઇ

છે." અમે સ્વતંત્રતાને પહેલે મેંડે તો આવ્યા છીએ એમ મને લાગ્યું. આ નિશાળમાં અમે જો કાંઇ પણ પ્રગતિ કરી હોય તો તે માત્ર સ્વતંત્રતા તરફ જ હતી. ત્યાં જે કાંઇ શીખવવામાં આવતું તેનો અમે છાંટો પણ સમજતા નહતા. વળી અમે તે સમજવાનો પ્રયત્ન પણ કરતા નહિ. અમે નહોતા સમજતા તેની કોઇને ખાસ દરકાર કે કાળજી પણ નહતી. અહિં નિશાળના છોકરાઓ તોફાની હતા, પણ તિરસ્કાર ઉત્પન્ન કરે એવા નહતા. એટલું સારૂં હતું. તેઓ પોતાની હથેલીમાં "ass–ગધ્ધો" લખતા અને પછી 'કેમ છે ?' એમ ખબર પૂછી અમારા બરડાપર છાપી આપતા. કોઇની કુખમાં ચૂંટી ખણીને પછી નિર્દોષ રીતે બીજી બાજુએ જોયા કરતા. અમારા માથાપર કેળાનાં છોડાં મૂકી છાનામાના નાશી જતા. પણ આ સઘળું વર્તન જેમ ખડક પર ખાર નીકળે તેના જેવું હતું. અમને ગભરામણ થતી, પણ અમને ખરડાવાની બ્હીક ઓછી હતી. આ નિશાળમાં એક વાત મને બહુ ફાવતી આવી હતી. તે એ હતી કે, અમારા જેવા વિદ્યાર્થીઓ ભણવામાં કદી પણ આગળ વધશે એવી ખોટી આશા કોઇ પણ ધરાવતું નહિ. તે નિશાળ એક ન્હાની થોડી આવકવાળી સંસ્થા હતી, એટલે સ્કૂલના બાળકોની નજરે અમારી અગત્ય વધારે હતી, કારણ કે અમે અમારી ફી નિયમીત રીતે આપ્યા જતા હતા. લેટીન વ્યાકરણનો અભ્યાસ પણ અમને નડતો નહિ, મ્હોટામાં મ્હોટી ભૂલો કરવા છતાં અમારો બરડો સાબિત રહેતો, કારણ કે નિશાળના ચાલકોએ શિક્ષકોને અમારી બાબત ભલામણ કરી મૂકી હતી.

ગમે તેવી તોપણ છેવટે નિશાળ તે નિશાળજ ! તેના બધા ઓરડાઓ અંધારા હતા અને તેની ભીંતો ચારે બાજુએ પહેરેગીર પોલીસના જેવી દેખાતી હતી. નિ-

**શાળાનું મકાન માણસને રહેવા લાયક નહતું. તે તો એક કબૂતરખાના જેવું હતું. તે મકાનને શોભાવનાર એક પણ અલંકાર મળે નહિ—એકે ચિત્ર પણ નહિ. બાળકના હૃદયને આકર્ષે એવી એક પણ વસ્તુનું નામ પણ નહિ! બાળકના સ્વભાવમાં ગમવા ન ગમવાની વાત ઘણી જ અગત્યની છે. તે વાત તો કોઈના ધ્યાનમાં હતી જ નહિ.** એટલે પછી તેના સાંકડા દરવાજામાં થઇને અંદર ચોગાનમાં પેસતાંજ અમારાં હૃદય નિરાશ થઇ જતાં. હવે અમને નિશાળમાંથી ગેરહાજર રહેવાની અને ખોટાં બ્હાનાં કાઢી ગેરહાજર રહેવાની ટેવ પડી.

આ કાર્ય સાધવામાં અમને એક મળતીઓ સહાયભૂત થતો હતો. મ્હારા મ્હોટા ભાઇનો એક ફારસી શિક્ષક હતો. અમે બધા તેને મુનશી કહેતા. તે ઉમ્મરમાં આધેડ વયનો હતો. શરીરે તે તદ્દન હાડકાંને ચામડી જ જોઇ લેવો! જાણે તેના હાડપિંજર ઉપર કાળું ચામડું લોહી શિવાય જ જડી લીધું ના હોય એમ જણાતું! તેને ફારસી સારૂં આવડતું હશે અને અંગ્રેજી કામ ચલાઉ આવડતું, પણ તેનો અંગત ઉત્સાહ ફારસી કે અંગ્રેજીમાં આબરૂ મેળવવાનો નહતો. તેની એવી માન્યતા હતી કે તે પોતે સંગીતમાં ઘણો હુશિયાર હતો. તે પોતાની જાતને સંગીતમાં પ્રવીણ માનતો અને લાઠી ફેરવવામાં પણ પોતાની જાતને હુશિયાર ગણતો. અમારા ઘરના આંગણામાં તડકામાં ઉભો રહી આશ્ચર્યકારક રીતે તે લાઠી ફેરવતો. તેનો પોતાનો પડછાયો તેનો સમોવડીઓ થતો હતો. તેનો પડછાયો કદી પણ જીતવા પામતો નહિ એ અહિં જણાવવાની જરૂર નથી. છેવટે જ્યારે તે મ્હોટેથી બુમ પાડીને તેના માથાપર ઘા કરતો ત્યારે તે બિચારો તેના પગ આગળ લાંબો થઇને પડેલો જણાતો. તેનું સંગીત પણ નાકમાંથી બે સૂરું અને તાલ વગરનું, જાણે પ્રેતલોક-

માથી કોલાહલ આવતો હોય એવું કંટાળા ઉપજાવનારૂં હતું. અમારો સંગીત શિક્ષક વિષ્ણુ કોઇ કોઇ વાર એને મશ્કરીમાં ચઢાવતો અને કહેતો કે, "મુનશી સાહેબ! તમે આ પ્રમાણે તો કોઇ દિવસ અમારો રોટલો છિનવી લેશો!" તેના ઉત્તરમાં અમારો મુનશી તિરસ્કાર ભરી રીતે હાસ્ય કરતો.

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે સારાં સારાં વાક્યો અને ખુશામતથી મુનશી ખુશ થાય એવા હતા. એટલે અમારે જ્યારે જોઇએ ત્યારે નિશાળમાં નહિ જવાની ચિઠ્ઠી અમે મુનશી પાસે લખાવી મોકલાવતા. નિશાળમાં તો એ ચિઠ્ઠીની તપાસ જ કોણ કરે! કારણ કે કેળવણી કે ભણવાના દૃષ્ટિબિંદુથી તો અમે નિશાળમાં જઇએ કે ન જઇએ એ બધું સરખું જ હતું એમ તેઓ જાણતા હતા.

**હાલમાં મ્હારી પોતાની એક નિશાળ છે, તેમાં છોકરાંઓ દરેક જાતની મસ્તી કરે છે, કારણ કે છોકરાઓ તો હમેશાં તોફાની રહેવાના અને શિક્ષકો કડક થવાના. જ્યારે જ્યારે અમારામાંથી કેટલાકને તેમની વર્તણુંક ઉપર કંટાળો આવી શારીરિક શિક્ષા કરવાનું મન થઈ આવે છે ત્યારે ત્યારે મ્હારી નિશાળની કારકીર્દીમાં કરેલાં અડપલાંઓ અને તોફાનો મ્હારી નજર આગળ હારબંધ ખડાં થઈ જાય છે અને હસી પડે છે.**

**હવે મને જણાય છે કે છોકરાઓને મ્હોટા લોકની દૃષ્ટિએથી જોવામાં આપણી ભૂલ થાય છે. બાળક એક નદીના પ્રવાહ જેવું ગતિમાન અને ચંચલ છે તે સત્ય આપણે વિસરી જઇએ છીએ. એવા બાળકો કદાચ અ ર્ણ હોય તો તેમાં આપણે ચિંતા કરવા જેવું કાંઈ જ નથી,**

**કારણ કે પ્રવાહની ગતિથી જ પાણીની શુદ્ધતા—શુદ્ધિ સચવાય છે. જ્યારે પાણી વહેતું બંધ થાય ત્યારે ખરી હાનિ થવાનો સંભવ છે, એટલે શિષ્યના કરતાં શિક્ષકે પોતે નુકશાન ન કરી બેસે તેને માટે ખાસ સાવચેત રહેવું જોઇએ.**

ઓરીયન્ટલ નિશાળમાં બંગાળી છોકરાઓનાં જ્ઞાતિબંધનની સગવડ સચવાય તેટલા માટે એક જુદો ઓરડો નાસ્તો કરવા માટે આપવામાં આવેલો હતો. આ જગોએ અમે બીજા વિદ્યાર્થીઓ જોડે મૈત્રિ બાંધતા. તે બધાએ અમારા કરતાં ઉમ્મરે મ્હોટા હતા.

તે બધામાંથી એકના વિષે જરા વિસ્તાર કરવાની જરૂર પડે છે. તેનો ખાસ વિષય જાદુનો હુન્નર હતો અને તે એટલે સુધી તેમાં પ્રવીણ હતો કે તેણે એક ન્હાની ચોપડી પણ તે વિષયપર છપાવી હતી. તેનાં પૂઠાં પર તે છોકરાનું નામ 'પ્રોફેસર'ના ઉપનામ સાથે છાપવામાં આવ્યું હતું. અત્યાર સુધી અમને નિશાળમાં કોઇ પણ એવો છોકરો મળેલો નહિ કે જેનું નામ આ પ્રમાણે ચોપડીમાં છપાયું હોય! એટલે એ છોકરાને માટે એક જાદુગર તરીકે અમારા મનમાં ઘણું માન ઉત્પન્ન થયું. સીધી અને ઉભી છાપેલી લીટીઓમાં કાંઇપણ સંશયાત્મક અસત્ય હોઇ શકે એવો વિચાર સુદ્ધાં મને શી રીતે આવે? પોતાનું બધું લખાણ કદીપણ ન ભૂસાય એવી શાહીથી લખી રાખવું એ કાંઇ ન્હાની સૂની વાત કહેવાય કે? આખી દુનિયા આગળ છાતી ઠોકીને ઉભા રહેવું એનાથી કોઇને શ્રદ્ધા કેમ ના આવે? એક દિવસ મારા આખા નામના અક્ષરો છાપખાનામાંથી મંગાવીને શાહી લગાડી કાગળ પર મારૂં નામ પહેલ વહેલું પાડવામાં આવ્યું તે જોઇને મને કેટલું બધું આશ્ચર્ય થયું હતું?

કોઇ કોઇ દિવસ અમે અમારા સ્કૂલમિત્ર અને જાદુગર મિત્રને

અમારી ગાડીમાં બેસાડતા. આ પ્રમાણે વધારે પરિચયને લીધે આવવા જવાનો પણ મહાવરો વધ્યો. નાટક વગેરે ભજવવાનો પણ તેને ઘણો ઉત્સાહ હતો. તેની મદદથી અમે અમારા કુસ્તી કરવાના અખાડામાં એક રંગભૂમિ ઉભી કરી હતી અને ફાડેલા વાંસની કામડીઓથી બધી જગો ઢાંકી લઇ તેને રંગીન કાગળો લગાડી ચિત્ર કાઢ્યાં હતાં. પણ ઉપલે મેડેથી અચાનક આવી પડેલી 'ના' પાડનારી એક આજ્ઞાને લીધે અમારો બધો નાટક ભજવાતો અટકી ગયો !

પરંતુ થોડાજ વખત પછી કોઇ પણ રંગભૂમિની મદદ વગરજ એક પ્રહસન—હાસ્યરસ પ્રધાન નાટક—બન્યું તે જાણવા જેવું છે. આ રમુજી ભૂલનું ઉપાસન કરાવનાર મ્હારો ભાણેજ સત્યો હતો. જે લોકો હાલ એનો શાંત અને ગંભીર ચ્હેરો જુવે છે તેઓ જો એનાં ન્હાનપણનાં પરાક્રમો સાંભળે તો આશ્ચર્ય પામ્યા શિવાય રહેજ નહિ !

તે વખતે મ્હારી ઉમ્મર બારેક વર્ષની હતી. અમારા જાદુગર મિત્રે અમારી પાસે વસ્તુઓમાં રહેલી અદ્ભુત શક્તિઓનું વર્ણન કર્યું હતું એટલે મને તો એટલી બધી આતુરતા હતી કે ગમે તેમ કરીને તે બધી મારે જાતે નજરે જોવી. પણ જે વસ્તુઓનું તે વર્ણન કરતો તે બધી એટલી તો અગમ્ય અને અલભ્ય હતી કે સિંદબાદ ખલાસીની મદદ વગર તે મેળવી શકાયજ નહિ ! એકવાર પ્રોફેસરની ભૂલ થઇ ગઇ કે તેણે અમારાથી અખતરો કરી જોવાય એવી વાત કરી ! એક જાતનાં કેકટસના રસમાં જો આંબાનાં ગોટલાને એકવીસ વાર પલાળી સુકવવામાં આવે તો તેમાંથી એકજ કલાકમાં ઝાડ ફૂટે !

અમારા માળી કને અમે તે રસ જોઇએ તેટલો મંગાવ્યો અને એક રવીવારે બપોરને વખતે અગાશીના એક છૂપા ખૂણામાં કેરીનો ગોટલો લઇને તે પ્રયોગ કરવા માંડયો. હું તો ગોટલો બોળીને સુકવવાના

કાર્યમાં મશ્ગુલ હતો. હું ધારૂં છું કે સમજુ વાંચક મારા પ્રયોગનું પરીણામ જાણવાને જરા પણ આતુર હશેજ નહિ. પણ એટલામાં સત્યાએ એકજ કલાકમાં એક બીજી જગાએ પોતે પોતાનીજ બનાવટનું એક બીજ રોપીને ઉગાડી સુદ્ધાં દીધું હતું તેની મને બીલકુલ ખબર નહતી ! આ છોડનું ફળ આગળ જતાં ઘણુંજ વિચિત્ર આવવાનું હતું.

એક દિવસ તેણે અણધાર્યાજ આવીને સ્કૂલની પાટલીપર થઇને વારા ફરતી કુદવાને કહ્યું. "જુદા જુદા માણસોની કુદવાની રીતમાં શો ફેર પડે છે, તે મારે જોવો છે" એમ તેણે જણાવ્યું. જાદુના પ્રોફેસરમાં એવા પ્રકારની જીજ્ઞાસા અસ્વાભાવિક પણ ગણાય નહિ. દરેક છોકરો કુદ્યો તે પ્રમાણે હું પણ કુદ્યો; એટલે તેણે પોતાનું ડોકું 'હું' કરી ધુણાવ્યું. અમે તેને ઘણું પૂછ્યું, પણ તેણે શું તપાસ્યું તે તેણે અમને કહ્યુંજ નહિ !

તે દિવસથી પ્રોફેસર હમેશાં મારી જોડે અતડો રહેતો અને મારાથી આઘોને આઘો રહેતો. ગાડીમાં પણ મ્હારી જોડે એક બાજુએ બેસતો નહિ. વગેરે મને એના વર્તનમાં સ્પષ્ટ જણાઇ આવ્યું.

એક બીજે વખતે તેણે અમને જણાવ્યું કે "મારો એક મિત્ર તમારૂં ઓળખાણ કરવાને ઇચ્છે છે." અમને તેણે પોતાને ઘેર આવવા માટે આમંત્રણ કર્યું. અમારા વડીલોની કાંઇ ખાસ મના ન હતી એટલે અમે તેને ઘેર ગયા. તે ઓરડામાં બેઠેલી બધી મંડળી ઉત્સુકતાથી ભરપૂર દેખાતી હતી. તેમણે બધાએ મારૂં સંગીત સાંભળવાને ઇચ્છા બતાવી. મ્હારી ઉમ્મર ન્હાની હોવાને લીધે હું ભેંસની માફક બરાડી તો શકયો નહિજ હોઉં અથવા સિંહની માફક ગર્જના પણ ભાગ્યેજ કરી શકયો હોઇશ. છતાં તેમણે બધાંએ કબુલ કર્યું કે "અવાજ તો મધુર છે !" જયારે ખાવા માટે ટેબલ તૈયાર કરવામાં

આવ્યું ત્યારે તેમણે ચારે બાજુ ઉભા રહી અમને ખાતી વખતે બારી-ફીથી નિહાળ્યા. હું મૂળથી સ્વભાવે શરમાળ અને વળી તેમાં અજાણ્યાની જોડે વધારે સંસર્ગમાં આવેલો નહિ. વળી અધુરામાં પૂરું ઇશ્વર નોકરની અમને ખવડાવવાની રીતથી હું હમેશને માટે ઘણુંજ ઓછું ખાનાર થયો હતો. પણ તે બધી મંડળીને તો મ્હારી ખાવાની રીત કાંઇ ખાસ ધ્યાનમાં લેવા જેવી જણાઇ!

આટલે સુધી નાટક થયા પછી તેના પાંચમા અંકમાં અમારા પ્રોફેસર તરફથી મ્હારાપર કેટલીક પત્રિકાઓ આવી એટલે બધો ભેદ ખુલ્લો થઇ ગયો અને અહિંજ પડદો પડી નાટક સંપૂર્ણ થાય છે!

પાછળથી સત્યાએ મને કહ્યું કે જે દિવસે હું પેલા આંબાના ગોટલાપર જાદુ કરવામાં રોકાયલો હતો તેજ દિવસે તેણે પ્રોફેસરની ખાત્રી કરી આપી હતી કે "હું છોકરી હતો અને મને અંગ્રેજી શિક્ષણ મળે તેટલા માટેજ છોકરાનો વેશ પહેરાવી નિશાળે મોકલવામાં આવતો હતો!" જે લોકોને કલ્પિત શાસ્ત્રમાં શ્રદ્ધા હોય તેમને મારે અહિં જણાવવું જોઇએ કે છોકરીઓ હમેશાં ડાબો પગ આગળ મૂકી કુદે છે એવો સિદ્ધાંત છે. અમે જ્યારે નિશાળમાં બાસ્ટી કુધા હતા ત્યારે હું ડાબો પગ આગળ મૂકી કુદ્યો હતો. તે વખતે મને ખબર નહોતી કે મ્હેં કેટલું ખોટું પગલું ભર્યું હતું!

## પિતૃદેવ.

મ્હારો જન્મ થયા પછી થોડાજ વખતમાં મ્હારા પિતાએ મુસાફરી કરવાનું શરૂ કર્યું હતું, એટલે મારી બાલ્યાવસ્થામાં હું મારા પિતાથી તદ્દન અપરિચીતજ હતો, એમ જો કહું તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. તેઓ ઓચિંતા કોણ જાણે ક્યાંથી આવી પડતા અને તેમની સાથે એમના ચાકરો પણ નવા નવા આવતા હતા. તે બધાંની

સાથે ઓળખાણુ કરવાનું મને ઘણું મન થતું. એકવાર તેમની સાથે લેનુ કરીને એક પંજાબી જુવાન નોકર આવ્યો હતો. અમે તેને રણજીતસિંગને છાજે એવું માન આપતા. એક તો તે પરદેશી હતો અને તેમાંએ વળી પંજાબી, એટલે અમારા હૃદયનો માનીતો થાય તેમાં શી નવાઇ ? અમને મહાભારતના અર્જુન અને ભીમ ઉપર જેટલી શ્રદ્ધા હતી તેટલી શ્રદ્ધા બધા પંજાબીઓના બળને માટે હતી. પંજાબીઓ લડાયક છે અને જો કોઈ પણ લડાઇ તેઓ હારે તો બધો દોષ એમના દુશ્મનોનોજ હોય એવું અમે માનતા. પંજાબી ચાકર લેનુ અમારા ઘરમાં હોય તે તો અમે ઘણુંજ માન લેવા જેવું ગણતા. મ્હારાં ભાભી પાસે એક લડાયક જહાજ હતું. તે વહાણુ ચીતરેલાં ભૂરાં મોજાંઓવાળા દરિયામાં કુંચી આપવાથી ટંકટંક ઘંટડીનો અવાજ કરી ઝોલ્લાં ખાતું હતું. લેનુને આશ્ચર્યમાં ગરકાવ કરવા માટે હું એ જહાજ તેમની પાસેથી ઘણું જાચીને, પટાવીને, મીઠું મીઠું બોલીને માગી લાવતો. અમે ઘરકુકડીની પેઠે ગોંધાયલા હોવાને લીધે પ્રત્યેક બ્હારની વસ્તુને માટે અમારૂં મન ઘણુંજ આકર્ષાઇ જતું. લેનુ અમને બહુ મોટો લાગતો તેનું કારણુ પણ એજ હતું. વળી ગેબ્રાયલ કરીને એક યાહુદી અત્તર અને સુગંધી તેલો વેચવા માટે આવતો હતો તે પણ મ્હારૂં મન ઘણું ઉશ્કેરતો. મ્હોટા ઘાઘરા જેવા લેંઘા- વાળા, પોટલાં લઇને આવતા કાબુલીઓ પણ મ્હારા મનમાં ભય સાથે રહસ્ય જાણુવાની લાગણી ઉત્પન્ન કરતા. ગમે તેમ હોય, પણ જ્યારે જ્યારે મ્હારા પિતા ઘેર આવતા ત્યારે તેમના ઓરડાના બારણાની આસપાસ ફેરા ફરવામાં અને નવા ચાકરોની સાથે સોબત કરવામાં અમે સંતોષ માનતા. તેમની ખાસ હજુરમાં અમે પહોંચી શકતા નહિ. એક વખતે જ્યારે મ્હારા પિતા હિમાલયમાં ગયા હતા ત્યારે અંગ્રેજ સરકારનો જુનો દુશ્મન રૂશિયા હિંદપર ચઢાઇ કરશે

એવી બ્હીક લાગી અને તે વિષય ન્યુસપેપરોમાં ચર્ચાવો લાગ્યો. કોઈ પરોપકારી બાઇએ મારી મા આગળ આ વાતનું, મીઠું મરચું ભભરાવી કલ્પના શક્તિનો ઉપયોગ કરી વર્ણન કર્યું હશે. કયે વખતે ટિબેટના માર્ગેથી રૂશિયાની ફોજ ધૂમકેતુની પેઠે ઓચિંતી ઉતરી પડે તેની કોને ખબર? મારી બાને ઘણો ભય લાગ્યો. છતાં ઘરનાં બીજાં બધાં માણસોને તેના ભયમાં વિશ્વાસ નહિ આવ્યો હોય, એટલે મોટાં માણસોની મદદ મેળવવામાં નિરાશ થઇને તેણીએ મ્હારા જેવા બાળકની સહાય લીધી અને "રૂશિયનો વિષે તારા પિતાને તું નહિ લખે?" એમ તેણીએ પૂછ્યું.

મ્હારી બાની ચિંતાતુર સ્થિતિ વિષેનો મ્હારો લખેલો કાગળ એ મારા પિતાપર મારો પહેલવહેલોજ કાગળ હતો. મને કાગળ શરૂ કેમ કરવો અને પૂરો કેવી રીતે કરવો તેની પણ ખબર નહોતી. હું મારા કારભારી મહાનંદ પાસે ગયો. બેશક, કાગળની પદ્ધતિ અને સંબોધન તો બરાબર જ આવ્યાં, પણ કચેરીનાં કારકુનને બેસી ગયલી શૈલીમાંજ તે હોવાને લીધે તેમાંની લાગણીઓ અને વિચારો કારકુનીઆ સાહિત્યની અસરથી ભાગ્યેજ બચી જવા પામ્યા હશે.

મારા પત્રનો જવાબ આવ્યો. મારા પિતાએ મને જણાવ્યું કે, "તારે બીલકુલ ગભરાવું નહિ. જો રૂશિયનો આવશે તો તે બધાને હું એકલો હાંકી મૂકીશ." આવા ખાત્રીના શબ્દો આવ્યા છતાં મારી માની બ્હીક ઓછી થઇ હોય એમ જણાયું નહિ. પણ મ્હારા પિતાને વિષે મારા મનમાં જે શેહ હતી તેમાંથી હું તો મુક્ત થઇ ગયો! ત્યાર પછી તો મને રોજ કાગળ લખવાની મરજી થતી અને મહાનંદની પાસે જઇ કાગળ લખાવવા માટે હું તેને કાયર કરવા લાગ્યો. મારી સતત માગણીને લીધે તે પોતે ખરડો તૈયાર કરી મને ઉતારો

કરવા માટે આપતો, પણ કાગળ પહોંચાડવા માટે ટીકીટના પૈસા આપવા પડે છે તેની તો મને ખબરજ નહતી! મહાનંદના હાથમાં કાગળ આપ્યો એટલે પછી તે કાંઇ પણ લાંબી ખટખટ વગર પોતાને સ્થાને પહોચી જાય છે, એવી મારા માન્યતા હતી! મહાનંદ મારા કરતાં ઘણો અનુભવી હતો એટલે મારા કાગળો હિમાલયના શિખરો સુધી કદીપણ પહોંચવા પામતા નહિ એ અહિં ઉમેરવાની જરૂર નથી!

ઘણો વખત ગેરહાજર રહીને થોડા દિવસ માટે પણ જ્યારે મારા પિતા ઘેર આવતા ત્યારે આખા ઘરમાં તેમની હાજરી તરત જણાઇ આવતી. અમારા બધા વડીલો એક મુકરર કરેલે વખતે, ગંભીર ચાલે ચાલતા, મ્હોંઢામાંથી પાનસોપારી કાઢી નાંખી છોગા પહેરીને તેમના ઓરડામાં જતા. બધાં માણસો પોતપોતાના કામમાં સાવધાન રહેતા. બધું બરાબર થાય એટલા માટે મારી મા જાતે રસોઇપર ધ્યાન આપતી. મારા પિતાના ઓરડા આગળનો ઘરડો દીવાન કિનુ હાથમાં છડી લઇ છોગાવાળી પાઘડી પહેરીને બપોરે જ્યારે મારા પિતા આરામ લેતા હોય ત્યારે અમને સામેના ઓટલાપર અવાજ કરવાની મના કરતો. તેમના ઓરડા પાસેથી અમારે શાંત રીતે જવું પડતું અને એક બીજાના કાનમાં વાતો કરવી પડતી. ઓરડાની અંદર તો અમે ડોકીયું સુદ્ધાં કરવાની હિંમત કરતા નહિ.

એક વખત મારા પિતા અમને ત્રણેને જનોઇ દઇ—ઉપવીત સંસ્કાર કરવાને માટે આવ્યા. પંડિત વેદાંતવાગીશની મદદ લઇને તેમણે એ સંસ્કાર માટે વૈદિક ક્રિયાની શોધ કરી મૂકી. બેસારામ બાબુની સાથે પ્રાર્થના મંદિરના ઓરડામાં બેસીને અમારે દિવસોના દિવસો સુધી ઉપનિષદ્‌ના સુત્રોના શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચાર શીખી સ્વર સાથે વાંચવું પડયું. છેવટે માથાનું મુંડન કરાવી કાને સોનાની કડિઓ પહેરી અમે ત્રણે દ્વિજો ત્રીજા માળના એક ભાગમાં

ત્રણ દિવસ ધ્યાન કરવા માટે ગયા. ત્યાં અમને બહુ મઝા પડી! કાને પહેરેલી કડિઓ એક બીજાનો કાન ખેંચવા માટે ઉત્તમ સાધન રૂપ નિવડી! ત્યાં આગળ એક બીજા ઓરડામાં ઢોલ પડેલું હતું. અમે તે બારી આગળ લઇ જઇને ઉભા રહેતા અને નીચે કોઇ પણ ચાકર જતો અમને જણાય એટલે અમે તે ઢોલ ઉપર તાળ ઠોકતા, એટલે તે ચાકર ઉંચે નજર કરતો અને તરતજ ઝડપથી નીચું જોઇ પાછો ચાલવા માંડતો, કારણ કે શુદ્રે દ્વિજને એ સમયે જોવા ન જોઇએ, એટલે વાસ્તવિક રીતે અમારા આ ત્રણ દિવસો અમે ધ્યાનમાં ગાળ્યા એમ તો અમારાથી કહી શકાય નહિ! વળી મને એમ પણ લાગે છે કે અસલના રૂષિઓના આશ્રમોમાં પણ અમારા જેવા છોકરાઓની અછત નહિ જ હોય! જો કોઇ અસલના પુસ્તકમાં એમ લખ્યું હોય કે દસ કે બાર વર્ષનો શારંગ પોતાનો બધો વખત ધ્યાનમાં અને વેદ મંત્રો મ્હોંઢે કરવામાં અને અગ્નિને આહૂતિઓ આપવામાં ગાળતો હતો, તો મને તેમાં સંપૂર્ણ શ્રદ્ધા બેસતાં આચકો આવે છે, કારણ કે બાળ સ્વભાવનું પુસ્તક બધાંના કરતાં વધારે જૂનું છે અને વધારે પ્રમાણ ભૂત છે.

અમને જનોઇ દીધા પછી ગાયત્રીનો જપ કરવામાં હું ઘણોજ નિયમીત રહેતો અને મને જપ કરવાની ઘણી જ લત લાગી ગઇ હતી. ઘણીજ એકાગ્રતાથી હું તેના પર ધ્યાન ધરતો. મારી તે વખતની વયે ગાયત્રીનો સંપૂર્ણ અર્થ મને સમજણ ન પડે એતો સ્વાભાવિકજ છે અને થોડો પણ અર્થ હું સમજ્યો હતો એમ કહેવું પણ ભૂલભરેલું છે. છતાં ૐ **भूः भुवः स्वः**નો ઉચ્ચાર કરતી વખતે હું મારા ચૈતન્યનો વિકાસ કરવા માટે પ્રયત્ન કરતો હતો તે હજી પણ મને યાદ આવે છે. મને જેવી લાગણી અને જે ભાવના થતી તથા જે વિચારો આવતા તે બધા સ્પષ્ટ શબ્દોમાં મૂકવાનું કામ કઠણ થઇ

પડે અને હમણાં એ થઇ શકે તેમ પણ નથી, તો પણ એટલું તો નક્કી જ છે કે **મનુષ્યની સમજ શક્તિનું-ધારણા શક્તિનું સૌથી અગત્યનું કાર્ય માત્ર શબ્દોનો અર્થ જાણવામાં સમાયલું નથી. શિક્ષણ અથવા કેળવણીનો ઉદ્દેશ શબ્દો શીખવવાનો નથી, પરંતુ બાળકના મગજના દ્વાર પર આવેલી સાંકળ ખખડાવવાનો છે, કે જેથી તે દ્વાર ઉઘડીને તેનો વિકાસ થાય.** જો કોઇ બાળકને તેના મનમાં આવી રીતે જે જાગૃતિ થાય છે તેની વ્યાખ્યા કરવાનું કહેવામાં આવે તો તેનો ઉત્તર કાંઇ મૂર્ખાઇ ભરેલો જ મળશે, કારણ કે જે ક્રાંતિ અંતરમાં થાય છે તે શબ્દોમાં મૂકાય છે તેના કરતાં ઘણીજ મ્હોટી હોય છે. **જે લોકો આપણા વિશ્વવિદ્યાલયની કેળવણીનો બધો આધાર પરીક્ષાઓ ઉપર જ મૂકે છે અને કેળવણીનું માપ પરીક્ષાના પરીણામ પરથીજ બાંધે છે. તે લોકો ઉપર જણાવેલી બાબતને કેવળ કોરે જ મૂકે છે.**

મને બાલ્યાવસ્થાની એવી ઘણી વસ્તુઓ અને બાબતો યાદ છે કે જેનો અર્થ સમજ્યા વગર પણ તેઓ મને ઘણોજ ઉસ્કેરવાને શક્તિમાન થતી. એક વખતે નદી ઉપર આવેલા અમારા બંગલાની અગાસી ઉપર હું અને મારા સૌથી મોટાભાઇ ઉભા હતા એટલામાં વાદળાં ઘેરાઇ આવ્યાં. ત્યારે મારા મ્હોટાભાઇએ લાગણી સાથે કાળીદાસનું ‘ મેઘદૂત ’ ગાવા માંડયું. તે વખતે મને સંસ્કૃત સમજણ પડે તેમ નહતું અને ખરૂં જોતાં મારે તે સમજવાની જરૂર પણ નહતી, કારણ કે શબ્દોનો પ્રવાહ અને શબ્દ રચનાજ મારે માટે બસ હતાં. વળી હું અંગ્રેજી પૂરેપૂરૂં સમજતો થયો તે પહેલાં જ “ Old curiosity shop ” “ ઓલ્ડ ક્યુરીઓસીટી શોપ ” ની ડીકન્સની બનાવેલી નવલકથા મારા હાથમાં આવી ગઇ. તેમાં વાર્તાની

સમજુતિને માટે ઠામ ઠામ ચિત્રો પણ આપેલાં હતાં. હું તે ચોપડી આખી વાંચી ગયો. જો કે તેમાં નવ દશાંશ શબ્દો મને આવડે તેવા નહતા, છતાં પણ અનિશ્ચિત વિચારો અને મારી અટકળથી તે વાર્તાનું ખોખું મેં બનાવી કાઢયું અને અંદરનાં ચિત્રો હું તેને આધારે સમજવા લાગ્યો. વિશ્વવિદ્યાલયના કોઇ પણ પરીક્ષકે તો મારા જ્ઞાનને માટે મને શૂન્ય દોકડાજ આપ્યા હોત, છતાં તે વાંચન એટલું બધું શૂન્ય હતું એમ મને લાગતું નથી.

વળી એક બીજે વખતે હું મારા પિતા સાથે બોટમાં બેસીને ગંગા ઉપર એક આંટો લેવાને ગયો હતો. તેમની પાસે જે પુસ્તકો હતાં તેમાં જયદેવનું "ગીત ગોવિંદ" પણ હતું. તે બંગાળી લીપીમાં છાપેલું હતું. તેના શ્લોકો છુટા છુટા લખેલા નહતા, પરંતુ એક પૂરો થતાં જ બીજો તેને તે લીટીમાં શરૂ થઇ જતો. તે વખતે મને સંસ્કૃત આવડતું નહતું, પણ બંગાળીના જ્ઞાનને લીધે કેટલાક શબ્દો પરિચીત હતા. તે ગીત ગોવિંદ મેં કોણ જાણે કેટલીએ વખત વાંચી નાંખ્યું હશે! જયદેવ શું કહે છે તેની મને ખબર નહતી, છતાં પણ છંદ અને શબ્દો મળીને જે ચિત્રો મનમાં ઉભાં થતાં હતાં તે કાંઇ છેક નકામાં નહતાં. "નિભૃત નિંકુજ ગૃહં ગત યાનિશિ રહસિ નિલીય વસંતમ્" આ લીટી મારા મનમાં કોઇ અદ્ભુત સુંદરતાનો ઉદ્રેક કરી મૂકતી. એ લીટીનો પૂર્ણ અર્થ અનિશ્ચિત હતો, પણ "નિભૃત નિકુંજ ગૃહમ્" "એકાન્ત જંગલની ઝૂંપડી" એટલાથીજ મને સંતોષ થતો. જયદેવના ગુંચવાડા ભર્યા—ગુંચવણ ભર્યા છંદો મારે મારી જાતે જ શોધી કાઢવા પડતા; કારણ કે ચોપડી ગદ્યની પેઠે છાપેલી હોવાથી એમની વચ્ચે ફરક રાખવામાં આવ્યો નહતો. અલબત્ત, જયદેવની કવિતાનો સંપૂર્ણ અર્થ હું સમજી શકયો નહતો અને થોડો ઘણો પણ સમજ્યો હતો એમ ધારવું પણ ખોટું છે, છતાં શબ્દોના

અવાજની ઝમક અને રાગની લ્હેરથી મારા મનમાં સુંદર દશ્યો ખડાં થતાં હતાં અને તેથીજ એ ચોપડીની નકલ મેં હાથે કરી લીધી.

કાલીદાસના " કુમાર સંભવ "માંના એક શ્લોકનું પણ એજ પ્રમાણે હતું. તે શ્લોકથી મને ઘણીજ અસર થઇ. જો કે **"मंदाकिनी निर्झर शिकराणां वोढा मूहुः कंपित देवदारु । यद्वायु रन्विष्ट मृगैः किरातै रासेव्यते भिन्न शिखंडीबर्हः ॥** મંદમંદ વાયુની લ્હેર, પવિત્ર મંદાકિનીના પડતા પાણીના ધોધના શિકરને વહી જઇ, દેવદારૂ વૃક્ષોના પત્રો હલાવતી." આટલી લીટીને લીધે મને આખા કાવ્યની સુંદરતાનો સ્વાદ લેવાનું મન થયું. ભવિષ્યમાં જ્યારે એક પંડિતે મને બીજી લીટી સમજાવી અને તે વાયુની લ્હેર " મૃગનું અન્વેષણ કરવા તત્પર થયેલા કિરાતના માથાપર જે મોરનું પીછું હતું તેના બે ભાગ કરીને જતી હતી " એમ જણાવ્યું ત્યારે હું ઘણો નિરાશ થયો અને ઉલટું મને એમ લાગ્યું કે પૂરો અર્થ ન જાણ્યો હોત તો સારૂં થાત ! જ્યારે હું મારી કલ્પનાના ચિત્રમાંથીજ બીજી લીટી પૂરી કરી લેતો ત્યારે મને લાગે છે કે મારા મનમાં સારૂં દશ્ય ઉભું થતું !

પ્રત્યેક માણસ પોતાની બાલ્યાવસ્થા વિષે વિચાર કરતાં કબૂલ કરશે કે તેને પોતાને પૂરેપૂરી સમજણ પડેલી ત્યારેજ તેને સૌથી વધારે ફાયદો થયો હતો એ વાત તદ્દન સાચી નથી. **કેળવણી અને માનસિક વિકાસ સમજણ પડે છે તેના પ્રમાણમાં આગળ વધતો નથી.** આપણા કથા કરનારા ભટો અને ભાટ ચારણો આ સુત્ર સારી રીતે સમજે છે, અને તેથીજ કરીને તેમની વાર્તાઓમાં કર્ણપ્રિય સંસ્કૃત શબ્દોના રણકાર અને વિદ્વતા ભરી અઘરી ટીકાઓ આવે છે, જે શ્રોતાઓને સમજવાની હોતી નથી, પણ શ્રોતાઓના મનપર માત્ર સૂચક તરીકે અસર કરે છે. અને આવા

સૂચકની કિંમત કાંઇ ઓછી નથી!

જે લોકો કેળવણીની કિંમત નફા અને ટોટા ઉપરથી ગણત્રી કરીને કાઢે છે, તેઓએ આવા સૂચકની કિંમતને ધિક્કારવી જોઇએ નહિ. એવા લોકો હિસાબ ગણી સરવાયું કાઢે છે અને શિખવેલા પાઠમાંથી કેટલો સમજાયો છે તે જાણવા ઉપર ઘણો ભાર મૂકે છે; પરંતુ બાળકો અને જે લોકો કેળવાયલા હોતા નથી તે લોકો જ્ઞાનના એવા કોઇ પ્રાથમિક સ્વર્ગીય પ્રદેશમાં રહે છે કે જ્યાં માણસ સમજણની ક્રિયા કર્યા સિવાય જ્ઞાન મેળવી શકે છે. જ્યારે તે ભાગ્યવાન દિવસ જતો રહે છે ત્યારેજ કમનશીબે બધું સમજવાની જરૂર પડે છે. સમજણના નિરસ માર્ગને કોરે મૂકીને જે જ્ઞાન પ્રાપ્ત કરવાનો રસ્તો છે તે જ કેળવણીનો સરળ રાજમાર્ગ છે. જો તે માર્ગ બંધ થાય તો જગતનો બજાર આપ–લેનો વ્યવહાર ભલે ચાલ્યા કરે અને નફા તોટાનો હિસાબ કરી સરવાયાં ભલે કઢાય; પણ ખુલ્લો વિશાળ સમુદ્ર કે પર્વતનાં ઉન્નત શિખરો તો માણુસને ગમ્ય થશે નહિ!

તે ઉમ્મરે હું ગાયત્રીનો અર્થ સમજી શકયો નહતો, છતાં મને એમ લાગતું કે આપણામાં એવું કાંઇક છે કે જેને સંપૂર્ણ અર્થ જાણવાની જરૂર નથી. અત્યારે મને એક દિવસની સ્મૃતિ થાય છે. હું અમારા અભ્યાસ કરવાના ઓરડાના બ્હારના ઓટલાપર ટેબલના એક ખૂણા તરફ બેસી ગાયત્રીનું ધ્યાન કરતો હતો તે વખતે મારી આંખોમાં આંસુઓ ઉભરાઇ આવ્યાં. શા માટે મારી આંખોમાં આંસુ આવ્યાં તે હું અત્યારે કહી શકતો નથી અને કોઇએ મને આડાઅવળા સવાલો પૂછયા હોત તો તેનો જવાબ મેં ગાયત્રી સાથે જેને કાંઇ પણ સંબંધ ન હોય એવો જ આપ્યો હોત. વાસ્તવિક વાત એ છે કે ચૈતન્યના અંતર ફેરફારો થાય છે તે તેની સપાટીપર રહેનાર વાચા-વાળા મનુષ્યને પોતાને સંપૂર્ણ રીતે જ્ઞાત હોતા નથી.

# હિમાલય યાત્રા.

મારી જનોઇ પછી મારૂં માથું બોડું હોવાને લીધે મને ઘણી ચિંતા થતી હતી કે હવે નિશાળે કેવી રીતે જવું! ગાયોના સંબંધી ક્રિશ્ચિયન થયલા લોકો પક્ષપાત બતાવતા હશે પણ બ્રાહ્મણની બાબતમાં તો તેમને ઓછું માન છે એ વાત જગજાહેર છે. એટલે બીજી કોઇ પણ વસ્તુનો પ્રહાર—વર્ષાદ—માથા પર ન કરે તો પણ હાસ્યનો તો વરસાદ જરૂર વર્ષાવે. આ પ્રકારની ભાવી બ્હીક ઉપર હું વિચાર કરતો હતો, એટલામાં મારા પિતાએ મને એમના ઓરડામાં બોલાવીને પૂછ્યું કે, "મારી જોડે તને હિમાલયમાં આવવું ગમશે કે?" હિમાલય! ક્યાં બેંગાલ એકેડેમી અને ક્યાં હિમાલય? મને ગમશે કે નહિ? અહા! એ વાત મને કેવી ગમે છે તેનો ઉત્તર આકાશ ગજાવી મૂકે એવી એક બૂમ પાડીને મેં આપ્યો હોત!

જે દિવસે અમે જવાના હતા તે દિવસે દર વખતના નિયમ પ્રમાણે મારા પિતાએ પ્રાર્થના કરવાના ઓરડામાં બધાં કુટુંબને એકઠું કરી પ્રાર્થના કરી. મારા વડીલોને નમસ્કાર કરી તેમના ચરણની રજ લઇને હું મારા પિતા જોડે ગાડીમાં બેઠો. આખી જીંદગીમાં પૂરેપૂરો પહેરવેશ પહેલવહેલો આ પ્રસંગે મારે માટે કરાવવામાં આવ્યો હતો. લૂગડાંનો રંગ અને જાત મારા પિતાએ જ પસંદ કર્યાં હતાં. સોનેરી ભરતવાળી મખમલની ટોપી પણ મારે પહેરવા માટે કરાવવામાં આવી હતી. બોડા માથાનો જોડાજોડ તેનો દેખાવ કેવો થશે એવા સંશયને લીધે હું તે ટોપી હાથમાં જ રાખતો. હું ગાડીમાં બેઠો એટલે મારા પિતાએ કહ્યું, "ટોપી માથે પહેર" એટલે મારે તે પહેરવી પડી. જ્યારે મારા પિતા બીજી બાજુએ જોતા ત્યારે તે ટોપી ઉતારી હું હાથમાં લેતો અને જ્યારે તેમની નજર હું મારા તરફ જોતો એટલે તરત તે પોતાને ઠેકાણે આવી જતી!

ન્હાની મ્હોટી બધી વાતોમાં મારા પિતાને બધી ગોઠવણું અને વ્યવસ્થા રાખવાની ઘણી જ ચીવટ હતી. તેમને કોઇ પણ વાત અનિશ્ચિત રાખવી કે નિયમ વગરની કરવી ગમતી જ નહિ. વળી ગંદવાડ કે અદલાબદલી પણ તેમને ના પસંદ હતી. એમના પોતાના બીજા સાથેના અને બીજાના એમની સાથેના સંબંધ માટે ચોક્કસ નિયમો એમની પાસે સુનિર્દિષ્ટ રહેતા અને આ વાતમાં તેઓ હિંદુસ્તાનના બીજા ઘણા ખરા માણસોથી જૂદા પડતા. સામાન્ય રીતે આપણને થોડી ઘણી બેદરકારીનો કાંઇ હિસાબ હોતો નથી, એટલે મારે એમની સાથેના વ્યવહારમાં ઘણી જ કાળજીપૂર્વક અને ચોક્કસ રહેવું પડતું. થોડી બેદરકારી કે જરા આળસુપણા માટે એમને લાગતું નહિ; પણ જે સમયે જે જોઇએ તે પ્રમાણે કરવાની અશક્તિને માટે તેમને ઘણું લાગતું. વળી કોઇ પણ સંકલ્પ સિદ્ધ કરવાને જે જે સામગ્રી અને તૈયારીઓ જોઇએ તેનું પ્રત્યેક અંગ તેઓ મનમાં કલ્પના કરી ઉભું કરી જોતા. કોઇ પણ સંસ્કાર કે સામાન્ય મેળાવડા વખતે પણ એમનાથી હાજર રહેવાય એવું હોય નહિ તો પણ તેઓ દરેક બાબત કેવી રીતે કરવી તેની ચોક્કસ ગોઠવણ લખી મોકલતા. પ્રત્યેક પરોણાને કઇ જગો આપવી, કુટુંબના દરેક માણસે શું શું કામ કરવાનું, વગેરે સઘળું તેઓ નક્કી કરી આપતા. કાંઇ પણ બાકી રહી જતું જ નહિ! વળી તે પ્રસંગ વીત્યા પછી તેઓ દરેક માણસને પોતે કરેલું કાર્ય પૂછી લઇ આખા પ્રસંગનું ચિત્ર પોતે મેળવી લેતા. હું જ્યારે એમની સાથે મુસાફરીમાં ગયો ત્યારે મને મરજીમાં આવે તેમ આનંદ લેવાના માર્ગમાં આડે આવવાને તેઓ બીલકુલ રાજી નહોતા. તેઓ જ્યાં છૂટ આપતા ત્યાં આગળ કોઇ પણ પ્રકારનો બાધ કરતા નહિ અને જે બાબતમાં નિયમો બાંધતા તેમાં લેશ માત્ર છિદ્ર રાખતા નહિ.

હિમાલય જતાં પહેલાં થોડા દિવસ અમે ધોલપૂરમાં રોકાવાના હતા. સત્યો થોડા વખત પહેલાં એનાં માબાપ જોડે ત્યાં જઇ આવ્યો હતો. તેણે પાછા આવીને મુસાફરીનું જે વર્ણન મારી પાસે કર્યું તેના ઉપર ઓગણીસમી સદીનો કોઇ બાળક જરા પણ ભરોસો મૂકેજ નહિ! પણ અમારી વાત જૂદી હતી! શક્ય અને અશક્ય વચ્ચેનો ભેદ શીખવાની તક અમને મળી નહતી! અમારા મહાભારત કે રામાયણમાં એવું કાંઇપણ શીખવાનું મળે તેમ નહતું, તેમજ બાળકે કેવી રીતે વર્તવું, કયે માર્ગે જવું વગેરે દર્શાવવા માટે ચિત્રામણુથી ભરપૂર બાળ સાહિત્યનાં પુસ્તકો અમારા વખતમાં નહતાં, એટલે જગતના કડક અનિવાર્ય નિયમો અમે તેમની સાથે ભટકાઇનેજ શીખ્યા!

સત્યાએ તો મને કહ્યું હતું કે આગગાડીના ડબ્બામાં બેસવા માટે જો કોઇ માણસ ખાસ હુશિયાર ન હોય તો તે કાર્ય ઘણુંજ જોખમ ભરેલું હતું! જરાક જો ભૂલ થાય તો પતીજ ગયું! વળી એણે એમ કહેલું કે દરેક માણસને પોતાની બેઠક ઉપર બેસી રહેવા માટે પોતાનું સઘળું બળ અજમાવવાની જરૂર પડતી, કારણ કે જ્યારે ગાડી ઉપડતી ત્યારે એવો સખ્ત આંચકો આવતો કે માણસ ક્યાંનો ક્યાં ઉડી પડતો કે તેનો પત્તો પણ લાગે નહિ! જ્યારે હું સ્ટેશન પર ગયો ત્યારે તદ્દન ઉશ્કેરાયલી સ્થિતિમાં હતો; પણ અમે અમારા ડબ્બામાં એવી તો સહેલાઇથી બેઠા કે મને તો એમજ લાગ્યું કે હજી ખરેખરો આંચકો તો આવવાનો છે! જ્યારે ગાડી તદ્દન શાંતિથી અને ધીમેથી ચાલવા માંડી ત્યારે કાંઇ પણ સાહસ જેવું બન્યું નહિ તેટલા માટે હું નિરાશ થયો! ગાડી ઝપાટાબંધ ચાલી. લાંબાં ખેતરો, તેમની કોરે આવી રહેલાં ભૂરાં અને લીલાં વૃક્ષો અને તેમની છાયામાં આવેલાં ગાડાંઓ પણ બન્ને બાજુએ ઝરાની પેઠે વહેવા લાગ્યાં અને મૃગજળની પેઠે પાછાં ઓગળી

જઇ દેખાતાં બંધ થઇ ગયાં! જ્યારે અમે બોલપૂર પહોંચ્યા ત્યારે સાંજ પડી હતી. અમે પાલખીમાં બેઠા એટલે મેં મ્હારાં નેત્રો બંધ કર્યાં. મ્હારે સવારના પહોરમાં ઉઠીને મ્હારી દૃષ્ટિ આમળ તે દેખાવ તાજોજ જોવાનો હતો! વળી જે દૃશ્ય જોયલું તેને હુ સાચવી રાખ્વાને માટે યાદ કરવા લાગ્યો. સાંજના રોળીકોળી વખતના અસ્પષ્ટ અને અનિશ્ચિત દેખાવ જોવાથી મને લાગ્યું કે તે દૃશ્યની સુંદરતા બગડી જશે!

સવારના પહોરમાં ઉઠીને હું બ્હાર નીકળ્યો ત્યારે મારૂં હૃદય જોરથી ધબકારા મારતું હતું. મને સત્યાએ કહ્યું હતું કે બોલપૂરમાં એકચીજ એવી હતી કે જેનો નમૂનો આખી દુનિયામાં બીજે કોઇ પણ સ્થળે મળે તેમ હતું નહિ. તે ચીજ બંગલાથી ચાકરની ઓરડીઓ તરફ જવાનો રસ્તો હતો. તેના ઉપર કાંઇ પણ ઢાંકણુ કે છાપરૂં આવ્યું નહોતું, છતાં સૂર્યનું એકપણ કિરણુ કે વરસાદનો એક પણ છાંટો તે રસ્તે જનારને માલૂમ પડેજ નહિ! આ જાદુઇ રસ્તાની શોધમાં હું નીકળી પડયો. પણ આજદિન સુધી તે રસ્તો મને જડયો નથી એ જાણીને વાચકને આશ્ચર્ય તો નહિજ થાય!

શહેરમાં ઉછરેલો હોવાથી મેં કોઇ દિવસ ખેતર કે ડાંગરનો કયારો જોયો નહતો અને વાંચનપરથી માત્ર કલ્પનાના પટ ઉપર ગોવાળીઆના છોકરાનું સુંદર ચિત્ર પડેલું હતું. મને સત્યાએ કહ્યું હતું કે બોલપૂરનાં ઘરની આસપાસ બધે ડાંગરના કયારડાઓજ હતા—છે! વળી ગોવાળના છોકરાઓ જોડે રમવું એ તો બોલપૂરમાં રોજની મઝા છે. તેમાં એ ડાંગરનાં કણુસલાં ઉખાડી રાંધીને ખાવાની મઝા તો વળી ઓર હતી! વ્યાકુળતાથી ચારે બાજુએ મેં નજર નાંખી, પણુ મારવાડ જેવી સૂકી ભૂમિમાં વળી ડાંગરનો કયારો કયાંથી હોય! વળી ત્યાં આજુબાજુ ગોવાળના છોકરાઓ હશે ખરા, પણુ તેમને

બીજા છોકરાઓમાંથી શોધી કેવી રીતે કાઢવા ?

મને જે જોવાનું મળ્યું તે પૂરતું હતું, એટલે જે જડતું નહતું તેનો છાલ તો મેં જલદી છોડી દીધો. અહિં મ્હારાપર ચાકરોનું રાજ્ય બીલકુલ હતુંજ નહિ ! શાંતિદેવીએ દોરેલી ભૂરી આકાશની દૃષ્ટિ મર્યાદા શિવાય મ્હારી આસપાસ બીજું એકપણ કુંડાળું હતું નહિ ! એ કુંડાળામાં મારી મરજીમાં આવે ત્યાં ફરવાની મને છૂટ હતી.

હું છેક બાળક હતો તોપણ મ્હારા પિતા મ્હારી મરજી પ્રમાણે ફરવાની આડે આવતા નહિ. ત્યાંની રેતાળ જમીનમાં વરસાદ પાણીને લીધે જમીનમાં ઘસારો લાગી ન્હાનકડા ડુંગરો અને પર્વતો પણ બન્યા હતા. તેમનાપર વિવિધ રંગના અને આકારના પથરાઓ અને ચકમકો પડયા હતા. તેમની વચ્ચે થઇને ઝરાઓ વહી રહ્યા હતા. જાણે લીલી-પૂટના વેંતીયા લોકની ભૂગોળ હોય નહિ ! આ જગાએથી હું વિચિત્ર પથરાઓ વિણીને બદનમાં તથા ખોળામાં ભરીને બધું સંગ્રહસ્થાન મ્હારા પિતા પાસે લઇ જતો. તેઓ કદીપણ મ્હારા આવા બાલ્યા વ્યવસાયને તુચ્છ ગણી ઉપેક્ષા કરતા નહિ, એટલુંજ નહિ પરંતુ ઉલટા પોતે પણ ઉત્સાહથી બોલી ઉઠતા. " અહો ! કેવો ચમત્કાર ! આ બધા તું ક્યાંથી લાવ્યો ? " મેં પણ બૂમ પાડી કહ્યું, " હજુ તો બીજા હજારોને કરોડો પડેલા છે ! રોજ આટલા વિણી લવાય એટલા બધા છે ! " તેમણે જવાબ આપ્યો: " ત્યારે તો બહુજ સારૂં. મ્હારી પેલી ટેકરી છે તેને શા માટે એ બધાથી શણગારતો નથી ! "

તે બાગમાં એક તળાવ ખોદવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પણ ત્યાં પાણી ઘણું ઉંડું હોવાને લીધે અને માટી ત્રણીજ કઠણ હોવાને લીધે તે પ્રયત્ન પડતો મૂકાયો હતો. એ ખોદેલી માટી એક ટેકરીના આકારમાં પડી રહી હતી. મ્હારા પિતા આ ટેકરીપર સવા-

રના પહોરમાં ધ્યાન કરવા બેસતા. તે જ્યારે ત્યાં બેઠા હોય ત્યારેજ ધણું ખરૂં સાગરને પેલે કિનારે હાલતાં મોજાંઓમાંથી સૂર્ય ઉદય થતો! એમણે મને આ ટેકરી શણગારવાને કહ્યું. અમે જ્યારે બોલપુર છોડીને નીકળ્યા ત્યારે મ્હારા ભેગા કરેલા પથરાઓ ત્યાં મૂકી જતાં મને ધણું લાગ્યું અને હાલ પણ જે જે વસ્તુઓ ભેગી કરવાનો મેં પ્રયત્ન કર્યો છે તે તે વસ્તુઓને મ્હારી પાસે રાખવાનો સ્વતંત્ર હક્ક મને નથી એ વાત હજી પણ મને સંપૂર્ણ સમજાઇ નથી. જો દૈવયોગે પથરાઓ સાથે લઇ જવાની મારી ઇચ્છા ફળીભૂત થઇ હોત અને એ પથરાઓ રોજ હું મ્હારી સાથે લઇ જતો હોત તો આજ એમના પ્રત્યે હસવાની મ્હારી વૃત્તિ છે તે કદી પણ ઉત્પન્ન થાત નહિ!

આ ન્હાનકડા પર્વતની એક ખીણમાં થઇને ઝરાનું પાણી એક ખાડામાં ભેગું થતું હતું તે સ્થાન મને જડ્યું. એ ખાડામાં એકઠું થઇને પાણી એક ઝરાના રૂપમાં આગળ વહેતું હતું. એ ઝરામાં ન્હાની ન્હાની માછલીઓ તરીને ઝરાના વહેણની સામે જતી હતી. મેં મ્હારા પિતાને જઇ કહ્યું: "મેં એક સુંદર ઝરો શોધી કાઢ્યો છે. તેમાંથી આપણે ન્હાવાનું પાણી મંગાવીએ તો કેવું સારૂં?" તેઓ પણ મ્હારા આનંદમાં ભાગ લેતા બોલી ઉઠયાઃ "બસ બસ! બરાબર છે!" અને બીજે દિવસથી અમારૂં ન્હાવાનું પાણી ત્યાંથી મંગાવવાની ગોઠવણ કરી.

આ ન્હાની ટેકરીઓમાં ફરવાનો મને બહુજ શોખ હતો. એ બધા અગમ્ય–અણશોધાયલા સ્થળનો હું લીવીંગસ્ટન–શોધ કરનારો હતો. તે પ્રદેશની બધી વસ્તુઓ દુરબીનને ઉંઘાડીને જોવાથી સામાન્ય વસ્તુઓ ન્હાની દેખાય છે તેવી જણાતી. ત્યાંના ન્હાના તાડ, છોડવા જેવા પ્લમ્સ, ટુંકા ટુંકા જાંબુડાઓ વગેરે, ત્યાં આવેલા

ન્હાના પર્વતો, ઝરાઓ, ન્હાની ગુફાઓ, ખીણો અને ન્હાની માછલીઓના પ્રમાણમાંજ હતાં!

મને કાળજી પૂર્વક કામ કરવાની ટેવ પાડવા માટે મ્હારા પિતા મને થોડું પરચુરણ આપી તેનો હિસાબ રાખવાનું કહેતા. વળી તેમણે મને એમની પોતાની કિંમતી સોનાની ઘડીયાળને કુંચી આપવાનું કામ પણ સોંપ્યું. મ્હારામાં જવાબદારીની બુદ્ધિ ઉત્પન્ન થાય તેટલા માટે તેઓ નુકશાનની પણ પરવા કરતા નહિ. અમે સવારે ફરવા જતા ત્યારે રસ્તામાં ભીખારીઓને દાન મ્હારે હાથે કરાવતા. પણ છેવટે તેનો હિસાબ હું મેળવી શકતો નહિ. એક દિવસ તો હિસાબ ગણતાં શીલીક જોઇએ તે કરતાં વધારે આવી! મ્હારા પિતાએ કહ્યું: "ખરેખર! મારે તને મારો કેશીઅર બનાવવો જોઇએ. તારા હાથમાં આવીને પૈસા વધતા હોય એમ લાગે છે!"

પેલી ઘડીયાળને હું નિયમીત કુંચી આપતો, પણ તે પ્રયત્ન જરા વેગથી અને જોરથી થતો હતો! એ પ્રમાણે ઉત્સાહથી કુંચી આપવાને લીધે તેને કલકત્તામાં ઘડીયાળીને ત્યાં સમરાવવા માટે મોકલવાની ફરજ પડી!

મ્હોટા થયા પછી મને જ્યારે જમીનની વ્યવસ્થા કરવાનું સોંપ્યું ત્યારે પણ દરેક મહિનાની બીજી કે ત્રીજી તારીખે મ્હારે મ્હારા પિતા પાસે બધો હિસાબ વાંચવો પડતો હતો, કારણ કે તે સમયે એમની આંખ અટકી હતી. દરેક મુદ્દા નીચે આવેલા સરવાળાઓ મ્હારે પહેલા વાંચવા પડતા. એમને કોઇપણ બાબત ઉપર શંકા હોય તો તેઓ તેનો ફોડ કરવાનું કહેતા. તેમાં એકાદ બાબત એમને પસંદ ન હોય તે જો ઝડપથી વાંચી જાઉં અથવા પડતી મૂકું તો તે જરૂર પકડાઇ આવ્યા વગર રહેતીજ નહિ! ઉપર જણાવેલા કારણને લીધે દરેક મહિનાના પહેલા થોડા દિવસો મને ચિંતામય

લાગતા. ઉપર જણાવ્યા પ્રમાણે મ્હારા પિતાને પ્રત્યેક વસ્તુ પોતાના મનમાં સ્પષ્ટ રાખવાની ઘણીજ ચટ હતી. પછી તે બાબત હિસાબના આંકડા કે ધર્મશાસ્ત્રની ક્રિયા કે માલમિલ્કતમાં સુધારો વધારો કે ફેરફાર ગમે તે હોય; પણ બધે એની એ ટેવ લાગુ પડતી. તેમણે જાતે બોલપૂરમાં બંધાવેલું પ્રાર્થનામંદિર કદી જોયું નહોતું, પણ જે લોકોએ તે જોયું હતું તેમની પાસેથી બધું વર્ણન સાંભળીને તેઓ ત્યાંની ન્હાનામાં ન્હાની ગોઠવણથી પણ વાકેફ થયા હતા. એમની સ્મરણ શક્તિ અસાધારણ હતી. એક વાત સાંભળ્યા કે દીઠા પછી તે કદી પણ ભુલતાજ નહિ.

મ્હારા પિતાએ એમની ભગવદ્‌ગીતાની ચોપડીમાં પોતાને બહુ પ્રિય શ્લોકોને નિશાની કરી હતી. એ બધાનો તરજુમા સાથે ઉતારા કરવાનું કામ તેમણે મને સોંપ્યું. અત્યાર સુધી હું તદ્દન નકામો છોકરો ગણાતો હતો, પણ જ્યારે મને આવાં આવાં અગત્યનાં કાર્યો સોંપવામાં આવ્યાં ત્યારે મને મારી સ્થિતિને માટે માન ઉત્પન્ન થયું !

પેલી કવિતા લખવાની મ્હારી ભૂરી નોટ તો ખોવાઇ ગઇ હતી, પણ તેને બદલે 'લેટસ્ ડાયરી' મ્હારે હાથે ચઢી. મ્હારી કવિતાને માટે બ્હારના સાધનો પૂરેપૂરાં મળે તેટલા માટે હવે મેં કાળજી કરવા માંડી. હવે કાંઇ કવિતા લખવાની વાત એટલી બધી અગત્યની કે મ્હોટી નહતી, પણ મારી જાતને મારી પોતાની કલ્પના શક્તિ આગળ એક કવિ તરીકે જોવાની વાત હતી. બોલપૂરમાં હું જ્યારે કવિતા લખતો ત્યારે એક ન્હાના સરખા નાળિયેરીના ઝાડ નીચે બેસતો. કવિને માટે આવી પરિસ્થિતિ મને ઉત્તમ લાગી. આવી સ્થિતિમાં કઠણ અને ઘાસ વગરની પથરાવાળી જમીનમાં પડયા પડયા મ્હેં "પૃથ્વીરાજનો પરાજય" લખ્યો. એ કાવ્ય વીરરસ પ્રચુર હોવા છતાં પણ અકાળ મૃત્યુના હાથમાં પડતું બચી શકયું નહિ ! લેટસ્

ડાયરી પણ એની મ્હોટી બ્હેન ભૂરી નોટબુક જ્યાં છે ત્યાંજ ગઇ છે અને પાછળ કાંઇ પણ સરનામું કે પત્તો મૂકી ગઇ નથી !

શાહાબાજગંજ, દીનાપૂર અને અલાહાબાદ થોડો વખત અટક્યા પછી કાનપોર થઇને અમે છેવટે અમૃતસર આવ્યા.

રસ્તે ગાડીમાં બનેલો એક બનાવ મારા સ્મરણમાં હજી તાજો રહેલો છે. ગાડી કોઇ મ્હોટે સ્ટેશને ઉભી હતી, ત્યાંનો એક ટીકીટ તપાસનાર આવ્યો. તેણે મારી ટીકીટ તપાસી મારા તરફ કુતૂહલથી જોયા કર્યું. તે જતો રહ્યો અને થોડીવાર પછી એક બીજા ટીકીટ તપાસનારને લઇને આવ્યો. તે બન્ને જણા માંહોમાંહે કાંઈ વાત કરી પાછા જતા રહ્યા. છેવટે સ્ટેશન માસ્તર પોતે આવ્યો. તેણે મારી અડધી ટીકીટ જોઇને કહ્યું: "આ છોકરાને બાર વર્ષ પૂરાં થયાં નથી ?" મારા પિતાએ કહ્યું: "ના." તે વખતે હું અગીયાર વર્ષનો હતો, પણ મારી ઉમ્મર કરતાં મ્હોટો દેખાતો હતો. સ્ટેશન માસ્તરે કહ્યું: "તમારે એનું આખું ભાડું ભરવું પડશે." મારા પિતાની આંખો ક્રોધથી ચમકી ઉઠી અને તેમણે કોટમાંથી એક નોટ કાઢીને સ્ટેશન માસ્તરને આપી. જ્યારે તેણે પરચુરણ લાવીને મારા પિતાને પાછું આપ્યું ત્યારે મારા પિતાએ તે લઇને સ્ટેશનના પ્લેટફોર્મપર ફેંકી દીધું અને ત્યાંના પથરાઓપર ખન્ ખન્ અવાજ થઇ ઉઠયો. સ્ટેશન માસ્તર પોતે દર્શાવેલી શંકા કેટલી હલકી હતી તે જોઇ શિરમિંદો થઇ નીચું ઘાલી ચાલ્યો ગયો !

અમૃતસરનું સુવર્ણમંદિર મને હજી એક સ્વપ્ન જેવું યાદ આવે છે ! ત્યાં તળાવની વચ્ચે આવેલા ગુરૂ દરબારમાં હું ઘણીવાર મારા પિતા સાથે જતો. ત્યાં આખો દિવસ મંત્રના જપ થયાજ કરે છે. ભકતોનાં ટોળાંઓ બેસીને ગાતાં હતાં. ઘણી વાર મારા પિતા પણ ઝીલવા લાગતા. આ પ્રમાણે અજાણ્યા માણસને પોતાનામાં ભળેલ

જોઇ તેઓ પણ ઉલટભેર મ્હોટેથી અવાજ કરવા મંડી પડતા અને પાછા ફરતી વખતે મને સાકર તથા મિઠાઈ મળતાં.

એક દિવસ મારા પિતાએ ગુરૂગ્રંથની આજ્ઞાઓ અને ભજનો ગાનારાઓનાં એક ટોળાને ઘેર બોલાવી એમની પાસે ગવડાવ્યું અને તેમનો પુરસ્કાર કરવા માટે જે કાંઇ આપ્યું તેના કરતાં ઓછું આપ્યું હોત તો પણ ચાલત ! એ માણસોને ઘણો જ સંતોષ થયો. પરિણામે અમારે આત્મસંરક્ષણ માટે ચાંપતા ઉપાયો લેવા પડયા ! કારણ કે અમારા ઉપર ગાનારાઓએ સખત હુમલાઓ કરવા માંડયા. છેવટે જ્યારે અમારો બંગલો અજીત નીવડયો ત્યારે તેમણે અમારાપર બજારમાં હુમલાઓ કરવા માંડયા અને સવારમાં જ્યારે અમે ફરવા જતા ત્યારે ખભે નાંખેલા તંબુરાનો અવાજ સંભળાય કે અમારી સ્થિતિ બંદુકની નળી જોઇને જેવી પક્ષીની થાય છે તેવીજ થતી ! અમે પણ એવા તો ચાલાક અને કાગડા જેવા સાવચેત બની ગયા હતા કે તંબુરાનો અવાજ સાંભળતાં જ અમે દૂર જતા રહેતા !

જ્યારે સાંજ પડે ત્યારે મારા પિતા બાગ તરફ મુખ કરીને ઓટલા નીચે ખુરશીપર બેસતા અને પછી મને ગાવાને માટે બોલાવતા. ચંદ્ર ઉગ્યો હોય, તેનાં કિરણો ઝાડમાં થઇને ઓટલાપર પડી રહ્યાં હોય અને હું બિહાગ રાગમાં ગાતો હોઉં કે, “ તુમિ વિના પ્રભુ ! કે સંકટનિવારે, કે સહાય ભવ અંધકારે !” “હે પ્રભુ ! તારા વિના કોણ સંકટ નિવારણ કરશે. અમારો બીજો સહાય આ ભવ–અંધકારમાં કોણ છે ?” અને મારા પિતા મસ્તક નમાવીને હાથની અંજલિ કરી એક ચિત્તે ધ્યાનમાં સાંભળી રહ્યા હોય, એ દેખાવ તો હમણાં પણ મારી દૃષ્ટિ સમક્ષ ખડો થાય છે ! શ્રી કંઠબાબુ પાસેથી મ્હેં બનાવેલી ભક્તિરસની કવિતા સાંભળીને મારા પિતાએ હાસ્ય કરેલું તે ઉપર જણાવેલું છે, પણ પાછળથી મને જે બદલો મળ્યો તેનો

અહિં ઉલ્લેખ કરવાની ઇચ્છા થાય છે.

એક વખતે માઘ ઉત્સવમાં મ્હેં કેટલાંક ગાન તૈયાર કર્યાં હતાં. તેમાં એક ગાનની શરૂઆત નીચે પ્રમાણે હતીઃ–" નયન તોમાર પાયના દેખીતે રયેછ નયને નયને " " નેત્રો જુવે શી રીતે પ્રભુ ! વ્યાપી રહ્યો પ્રતિનેત્રમાં."

મારા પિતા આ સમયે ચિન્સુરામાં પથારીવશ હતા. તેમણે મને અને મારા ભાઇ જ્યોતિન્દ્રને બન્નેને બોલાવ્યા અને જ્યોતિદાદાને હારમોનિયમપર બેસાડી એક પછી એક મારાં ભજનો મારી પાસે ગવડાવ્યાં. તેમાંનાં કેટલાંક તો મારે બે વખત ગાવાં પડ્યાં હતાં. જ્યારે બધાં ભજનો પૂરાં થયાં ત્યારે એમણે કહ્યું, " દેશના રાજાને જો આપણી ભાષાનું જ્ઞાન હોત અને તેના સાહિત્યની કદર બૂજી શકે તેમ હોત તો જરૂર તે કવિને ઉત્તેજન આપત; પણ દુર્ભાગ્યે તેમ નથી. માટે હું ધારૂં છું કે મારે જ કવિની કદર કરવી જોઇએ." એમ કહી તેમણે પાંચસો રૂપિયાનો ચેક મારા હાથમાં મૂક્યો.

' પીટર પાર્લીની ટેલ્સ 'ની સીરીઝમાંનાં કેટલાંક પુસ્તકો મારા પિતા મને શીખવવા માટે લાવ્યા હતા. તેમણે શરૂઆતમાં બેન્જામીન ફ્રેન્કલીનનું જીવનચરિત્ર પસંદ કર્યું. એમણે ધાર્યું કે તે એક વાર્તાની ચોપડી જેવી રસમય લાગશે અને બોધદાયક પણ નીવડશે, પણ અમે તે ચોપડી શરૂ કરી કે થોડા જ વખતમાં તેમની ધારણા ખોટી જણાઇ. તેમને બેન્જામીન ઘણોજ હિસાબ કિતાબીયો માણસ જણાયો અને તેની નીતિ પણ ગણત્રીયુક્ત હોવાને લીધે મારા પિતાને તેના ઉપર કંટાળો આવતો. કેટલીકવાર તો તેની વ્યવહારકુશળ ગણત્રીથી એમને એટલો બધો કંટાળો આવતો કે તેઓ ઘણી સખ્ત ભાષા વાપર્યા વગર રહેતા નહિ !

આ સમય પહેલાં વ્યાકરણના નિયમો ગોખવા ઉપરાંત સંસ્કૃત ભાષાનો અભ્યાસ મેં કર્યો નહતો. મારા પિતાએ એકે તડાકે મને બીજી વાચનમાળા શીખવવી શરૂ કરી દીધી અને શબ્દનાં રૂપો જેમ જેમ અભ્યાસ આગળ વધે તેમ તેમ શીખી લેવાને કહ્યું. મારો બંગાળીનો અભ્યાસ મને ઘણો ખપ લાગ્યો. મારા પિતાએ પણ સંસ્કૃત લખવાની ટેવને પહેલેથી જ ઉત્તેજન આપ્યું. સંસ્કૃત વાંચનમાળામાંથી શબ્દો લઇને હું લાંબા લાંબા સમાસ બનાવતો અને એવા એવા પ્રયત્નોમાં 'મ' અને 'ન' વગેરે વાપરી અનુસ્વારનો જ્યાં ત્યાં ઉપયોગ કરી શબ્દલાલિત્યમાં તેમને ગાંઠી ગીર્વાણ ભાષાનો આસુરી ખીચડો કરી મૂકતો, પણ મારા પિતા મારા અવિચારીપણા તરફ તિરસ્કારની દૃષ્ટિએ કદી જોતા નહિ, તેમ ઉપહાસ પણ કરતા નહિ !

"પ્રોક્ટરની પોપ્યુલર એસ્ટ્રોનોમી"ની ચોપડીમાંથી પણ થોડું ઘણું વાચન થતું. મારા પિતા મને સરળ બંગાળીમાં એ પુસ્તક શીખવતા. એ પુસ્તકનું મ્હેં પાછળથી બંગાળી ભાષાંતર કર્યું હતું.

મારા પિતાએ પોતાને વાંચવાને માટે આણેલી ચોપડીઓમાં ગીબનના 'રોમ'ના દશ ભાગ તરફ મારૂં ધ્યાન ખાસ કરીને ખેંચાતું. એ પુસ્તકો તદ્દન નિરસ દેખાતાં હતાં. હું એમ ધારતો કે, "હું તો બાળક છું અને પરાધીન છું માટે મારે ઘણી ચોપડીઓ વાંચવી પડે છે; પણ મોટી ઉમ્મરના માણસોને મરજી પડે તો જ સ્વેચ્છાએ વાંચવાનું હોય છે, તે છતાં તેઓ આવી નિરર્થક મહેનત અને માથાફોડ શા માટે કરતા હશે ?"

## હિમાલયમાં.

અમૃતસરમાં અમે લગભગ એક માસ રહ્યા અને એપ્રીલના મધ્યમાં દલહાઉસીના પહાડને માટે નીકળ્યા. અમૃતસરનો મહિનો તો

કેમે કર્યો જાય જ નહિ ! કારણ કે હિમાલય જવાની ઉત્સુકતાએ અમને અસ્થિર કરી દીધા હતા.

ચઢતા ઉતરતી ટેકરીઓ અમે ઝાંપનમાં બેસીને જતા જતા જોતા હતા. તેમના ઉપર વસંતના પુષ્પોનો બ્હાર ખીલી નીકળ્યો હતો. દરરોજ સવારના પહોરમાં અમે રોટલી અને દૂધ ખાઇને ચાલવા માંડતા અને રાત્રિએ બીજા વિસામાના બંગલામાં ઉતારો કરતા. મ્હારાં નેત્રોને તો બીલકુલ વિશ્રામ મળતોજ નહિ, કારણ કે જરા પણ જોવાનું રહી જાય તેની તેમને ઘણી ધાસ્તી હતી અને તે નુકશાન ખમવાને તેઓ બીલકુલ રાજી હતાં નહિ ! જ્યારે જ્યારે રસ્તો ખીણમાં થઇને જતો, વૃક્ષોની એકાદ ઘટા આવતી, અને કોઈ ધ્યાનસ્થ ઋષિના પગ આગળ કાલુંકાલું બોલી રમતી મુનિકન્યાની પેઠે એકાદ ઝરો તે વૃક્ષોની શીતળ છાયામાંથી કાળા ઘાસથી છવાયલા ખડકો પર થઇને વહેતો હોય ત્યાં આગળ ઝાંપનવાળાઓ વિસામો લેતા. મારૂં તૃષાતુર હૃદય તો બોલી ઉઠતું: " આવાં આવાં સુંદર સ્થળો આપણે શા માટે પાછળ મૂકીને જવું પડે છે ? અહિં હમેશને માટે શા માટે ન રહી શકાય ? "

પ્રથમ દર્શનનો એક મ્હોટો લાભ એજ છે કે મનને એવાં બીજાં ઘણાં દૃશ્યો આવવાનાં છે તેની ખબર હોતી નથી અને જ્યારે તે હિસાબી ઇન્દ્રિયના જાણવામાં આવે છે કે આવાં બીજાં અનેક દૃશ્યો આવવાનાં છે ત્યારે તે પોતાના ધ્યાનનો વ્યય કરવામાં કરકસર કરવાનો પ્રયત્ન કર્યા શિવાય રહેતી નથી. જ્યારે અમુક પદાર્થ **વિરલ છે એમ મનને લાગે છે ત્યારેજ તે પદાર્થની કિંમત ઓછી અંકાતી નથી !** આવાજ કારણને લીધે કલકત્તાના બજારોમાં જ્યારે મારી જાતને એક પરદેશી માનીને હું શહેરનું અવલોકન કરૂં છું ત્યારેજ જોવા લાયક પદાર્થો મારી દૃષ્ટિએ ચઢે છે અને

જ્યાં સુધી આપણું ધ્યાન હોતું નથી ત્યાં સુધી આપણી નજરે ચઢતાજ નથી! વિચિત્ર અને અજાણ્યા સ્થળોમાં જવાને માટે મનુષ્યના હૃદયમાં ઉદ્ભવતી, ખરેખરી રીતે જોવાની, ઇચ્છા તેમને મુસાફરી કરવાને પ્રેરે છે.

મ્હારા પિતા તેમની પૈસાની કોથળી મને સોંપી મૂકતા. અલબત્ત, રસ્તે વાપરવા માટે જે મ્હોટી રકમ તેઓ પોતાની પાસે–સાથે રાખતા તે સાચવવાને હું લાયક હતો એમ માનવાને જરા પણ કારણ હતું નહિ! એ કોથળી એમણે જો એમના ચાકર કિશોરીને સોંપી હોત તો વધારે સલામત રહેત, તેમાં પણ બીલકુલ સંશય નથી. એક દિવસે વિસામાના બંગલામાં પહોંચ્યા પછી એ પૈસા તેમને સોંપવાનું હું ભૂલી ગયો અને ટેબલપરજ કોથળી પડી રહેવા દીધી, એટલે નફામાં મને ઠપકો મળ્યો!

દરેક વિસામે મ્હારા પિતા અને હું બંગલાની બ્હાર ખુરશીઓ મુકાવી બેસતા અને પછી જેમ જેમ સાયંકાળ થતો જાય તેમ તેમ તારાઓ પર્વતની ચોખ્ખી હવામાં આકાશમાં જાણે જડેલા હોય તેમ દેખાવા માંડતા અને મારા પિતા મને ગૃહ મંડળો દેખાડતા કે ખગોળ શાસ્ત્રપર વાતચીત કરી મનને આનંદ કરાવતા.

અમે બક્રોટાયમાં જે ઘર રાખ્યું તે સૌથી ઉંચામાં ઉંચી ટેકરી પર આવેલું હતું અને અહિં મે મહિનો હતો છતાં એટલી તો ટાઢ પડતી કે જ્યાં આગળ ટેકરીઓનો પડછાયો સૂર્યના તાપને જતાં અટકાવતો ત્યાં આગળ તો બરફ પણ ઓગળ્યો નહોતો.

આવી સખ્ત ઠંડી હોવા છતાં મારા પિતા અહિં પણ મને છૂટથી હરવા ફરવા દેતાં જરા પણ અચકાતા નહિ. અમારા ઘરથી થોડે નીચે એક દેવદારથી છવાઇ ગયલું સપાટ લીલુંછમ ચોગાન આવેલું હતું. આ જંગલમાં હું મારા હાથમાં લોઢાની અણિવાળી

ડાંગ લઇને એકલો ફરવા નીકળી પડતો. તે જંગલનાં વિશાળ, ભવ્ય અને લાંબા પડછાયાવાળાં વૃક્ષો જાણે એકાદ ભૂતનું ટોળું હોય તેવાં જણાતાં હતાં. તેમણે કેટલીએ સદીઓનું લાંબું જીવન ભોગવ્યું હશે ? અને છતાં પણ એક આજકાલનો સાધારણ બાળક તેના થડપર કાંઇ પણ ભય વગર ચઢવાનો પ્રયત્ન કરતો હતો ! એ વૃક્ષોના ઝૂંડની છાયામાં પગ મૂકતાં બરોબર મને જગતના આદિકાળ વખતનું સરીસૃપ પાણીમાંથી આવીને બ્હાર ઠંડકમાં બેઠું હોય તેમ લાગતું અને તે ભાગમાં છૂટું છવાયું પડેલું તેજ તિમીર જાણે તેના શરીરપર આવેલા વિચિત્ર ચટાપટાવાળાં ભીંગડાં હોય નહિ, એવો મને પ્રત્યક્ષ ભાસ થતો !

મારો ઓરડો ઘરને એક છેડે આવેલો હતો. પથારીમાં સૂતો સૂતો પણ હું દૂરનાં બરફથી ઢંકાયલાં પર્વતનાં શિખરો તારાના પ્રકાશમાં ઝાંખા ઝાંખા ચળકતાં મારી ઉઘાડી બારીમાંથી જોઇ શકતો હતો. કોઇવાર અર્ધજાગૃત અવસ્થામાં હું મારા પિતાને હાથમાં દીવો લઇ શરીરે રાતી સાલ ઓઢી ઓટલાપર પ્રાર્થના કરવા જતી વખતે જોતો હતો. તે સમયે રાત્રિનો કેટલો સમય થયો હશે, તેનું પણ મને ભાન નહિ રહેલું. એક ઉંઘ લીધા પછી પાછો હું તેમને મારી પથારી પાસે સૂર્ય ઉગતાં પહેલાં જોતો; કારણ કે તેઓ મને ઉઠાડવા આવતા. પ્રાતઃકાળમાં વહેલા ઉઠીને સંસ્કૃતનાં રૂપો ગોખવાનું રાખ્યું હતું. મારા બનુસની મીઠી હુંફમાંથી ઉઠીને એ શુષ્ક કાર્યમાં જોડાવું કેટલું દુઃખ ભર્યું લાગતું !

એટલામાં મારા પિતાની પ્રાર્થના પૂરી થતી, એટલે અમે બન્ને સાથે દૂધપીવા બેસતા અને પછી તેઓ મને પાસે રાખીને ઉપનિષદ્ વાંચવાનું શરૂ કરતા.

ત્યાર પછી અમે ફરવા જતા. પણ મારે એમની સાથે ચાલવું કેવી રીતે ? કારણ કે મોટી ઉમ્મરનાં ઘણાં માણસો એમની સાથે

ચાલવામાં ટકી શકતા નહિ ! એટલે થોડા વખત પછી હું પાછો ફરતો અને રખડતો રખડતો ટુંકા રસ્તાઓથી ઘેર આવતો રહેતો.

મારા પિતા પાછા આવ્યા પછી મને એક કલાક અંગ્રેજી શીખવતા. દસ વાગ્યા પછી મારે બરફના જેવા ઠંડાગાર પાણીથી નહાવું પડતું ! મારા પિતાને કહ્યા શિવાય મારા પાણીમાં એકાદ ગરમ પાણીનો ઘડો નાખવાનું કહેતાં કાંઇપણ લાભ થતો નહિ, કારણ કે એમ કરવું વૃથા હતું. મને હિંમત આપવા માટે મારા પિતા પોતે જ્યારે ન્હાના હતા ત્યારે એમણે લીધેલા અસહ્ય સ્નાનોની વાર્તાઓ કહેતા.

ન્હાવા ઉપરાંતની બીજી તપશ્ચર્યા દૂધ પીવાની હતી ! મારા પિતાને દૂધ ઘણુંજ ગમતું અને તે પોતે સારી પેઠે લઇ શકતા હતા. આ ગુણનો વારસો લેવાની મારામાં શક્તિ નહતી કે પછી ત્યાંના સંજોગો એવા હતા, પણ મને દૂધ લેવું ગમતું નહિ. પણ કમનશીબે અમારે બન્નેને સાથે બેસીને દૂધ પીવાનું હતું, એટલે ચાકરોની મદદ લેવી પડતી અને તેમની એ માનુષિક દયા--નિર્બળતાને લીધે મારો દૂધનો પ્યાલો અડધા ઉપરાંત ફીણથી ભરેલો આવતો !

બપોરે જમ્યા પછી મારો અભ્યાસ શરૂ થતો. પણ મનુષ્ય શક્તિથી એ કાર્ય તદ્દન બ્હાર હતું. મારી સવારની છેડાયલી ગુલાબી નિદ્રા પોતાનું વેર લેવાને ચૂકતી નહિ અને હું નિદ્રાથી ઘેરાઇ ઝોકાં ખાવા માંડતો. તે છતાં જ્યારે મારા પિતા મ્હારી સ્થિતિપર દયા લાવી મને છૂટો મૂકતા કે તુર્તજ મ્હારી નિદ્રા કોણ જાણે ક્યાં ઉડી જતી અને હું પર્વતપર ફરવા નીકળી પડતો !

હાથમાં ડાંગ લઇને ઘણીએ વાર હું એક ટેકરીથી બીજી ટેકરીપર રખડતો, પણ મારા પિતા કદી આડે આવતાજ નહિ. ઘણીએ વાર મેં એમને ન ગમે તેવું અને એમના સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્તન કર્યું હશે; છતાં મને બરાબર યાદ છે કે જ્યાંસુધી તેઓ જીવ્યા ત્યાંસુધી

અમારી સ્વતંત્રતાની આડે આવતાજ નહિ. ઘણીએ વાર એમને ન ગમે એવી રીતે એમના સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્તન અમે કર્યું હશે. એવે વખતે તેઓ મને માત્ર એક શબ્દથીજ અટકાવી શકયા હોત, પણ તેઓ મ્હારા પોતાના અંતરમાંથી અટકવાની ઇચ્છા થાય ત્યાંસુધી સહન કરતા. અમે મૂંગે મ્હોંઢે સારૂં કે ખરૂં ગ્રહણ કરી તેને વગર પ્રયત્ને માની લેતા, તેથી તેમને જરા પણ સંતોષ થતો નહિ. એમની તો એવી ઇચ્છા હતી કે અમે સત્યને અમારા સંપૂર્ણ દિલથી ચ્હાતાં શીખીએ. તેઓ જાણતા હતા કે સત્યને માટે પ્રેમ વગરની માત્ર મ્હોંઢાની 'હા' થી કાંઇ સારૂં પરીણામ ન આવે! વળી તેઓ એમ પણ માનતા કે સત્યનો માર્ગ એકવાર ચૂકયા હોઇએ તોપણ ફરીને મળી શકે છે, પણ જો બ્હારથી જોરજુલમ કે દબાણ કરીને સત્ય મનાવવામાં આવે તો કદી અંતરમાં ઉતરતુંજ નથી!

મ્હારી જુવાનીમાં મ્હેં ગ્રાન્ડટ્રંકરોડ ઉપર ગાડામાં બેસીને કલકત્તેથી પેશાવર સુધી મુસાફરી કરવાનો બૂટ્ટો એકવાર ઉઠાવ્યો હતો: મારી એ યોજનાને ટેકો આપનાર કોઇપણ નીકળ્યું નહિ! ખરૂં જોતાં એ યોજના શકય થવા માટે ઘણાએ વાંધાઓ અને અડચણો નડે તેમ હતું, પણ જ્યારે મ્હેં એ વાત મ્હારા પિતાને કહી ત્યારે તેમણે મને ખાત્રી આપી કે એ વિચાર ઘણોજ સુંદર છે. આગગાડીમાં બેસીને જવું એ તે કાંઇ મુસાફરી છે! વગેરે કહીને એમણે પોતે પગે ચાલીને અને ઘોડાપર બેસીને કરેલી મુસાફરીઓનું વર્ણન કરવા લાગ્યા, પણ તે મુસાફરીમાં આવવાની અડચણો કે મુશ્કેલીઓ વિષે એક શબ્દ પણ કહ્યો નહિ!

બીજે પ્રસંગે જ્યારે હું આદિ બ્રહ્મસમાજનો તંત્રી નીમાયો ત્યારે મેં મ્હારા પિતાને પાર્કસ્ટ્રીટમાં એમને બંગલે જઇ કહ્યું કે "હું

બ્રાહ્મસમાજમાં બ્રાહ્મણ શિવાય બીજી જ્ઞાતિના માણસોને ઉપદેશક તરીકે નહિ રાખવાના રિવાજથી વિરૂદ્ધ છું.” ત્યારે તેમણે મને મારાથી બને તો સુધારો કરવાની છૂટ આપી. પણ જ્યારે મને સત્તા આપી ત્યારે મને જણાયું કે મારામાં શક્તિ નહોતી. **હું અપૂર્ણતા જોઇ શકતો હતો, પણ પૂર્ણતા ઉપજાવી શકતો નહોતો.** બીજી જ્ઞાતિમાં એવા માણસો ક્યાં હતા? વળી ખરા માણસોને આકર્ષવાનું મારામાં બળ ક્યાં હતું! હું ભાંગવા જતો હતો તેને ઠેકાણે બાંધવાને મારી પાસે સાધનો ક્યાં હતાં? ત્યાર પછી મને જણાયું કે લાયક માણસો બીજી જ્ઞાતિમાંથી આવે નહિ ત્યાંસુધી કોઇ ન હોય તેના કરતાં બ્રાહ્મણો સારા છે એવોજ મ્હારા પિતાનો ઉદ્દેશ હોવો જોઇએ. પણ તેમણે પોતે મુશ્કેલીઓ બતાવીને મને નાસીપાસ કરવાનો પ્રયત્ન કદી કર્યો ન હતો.

મ્હારા પિતા પર્વતમાં ફરવાને સંપૂર્ણ છૂટ મૂકતા તેવીજ રીતે સત્યની શોધમાં પણ મારો રસ્તો શોધવાને મને કેવળ સ્વતંત્ર રાખતા. હું કદાચ ભૂલ કરીશ એવી બ્હીકથી તેઓ અટકતા નહિ અને મ્હને શોક થશે તેના ભયથી પણ તેઓ ગભરાતા નહિ. પોતે પોતાનું વર્તન એક દૃષ્ટાંત પેઠે આગળ ધરતા, પણ લાકડી ઉગામી બધાને તે પ્રમાણે ચલાવતા નહિ.

હું મ્હારા પિતાને ઘર સંબંધી ઘણી ઘણી વાતો કરતો. જ્યારે ઘેરથી કોઇનો પણ કાગળ આવતો ત્યારે હું મ્હારા પિતાને બતાવવાને દોડી જતો અને બીજા કોઇ પણ માણસ પાસેથી એમને જાણવાને ન મળે એવાં રમુજી ઘરનાં ચિત્રો તેમને કહી સંભળાવતો. મ્હારા મ્હોટાભાઇઓના કાગળો મારા પિતા ઉપર આવતા તે તેઓ મને વાંચવા દેતા હતા. એ રીતે મારે એમને કેવી રીતે લખવું તે તેઓએ મને શીખવ્યું, કારણ કે બાહ્ય ટાપટીપ—રીતભાત અને રિવાજની અગત્ય

તેઓ ઓછી ગણુતા નહિ.

મ્હારા બીજા ભાઇના એક કાગળમાં સંસ્કૃતમય ભાષામાં “ કર્મક્ષેત્રે ગલબદ્ધ રજ્જુ ”–કર્તવ્યના ક્ષેત્રમાં પડી ગળે દોરડું બંધાવ્યું હોયને હું મૃત્યુને વશ થતો જોઉંછું એમ લખ્યું હતું. મ્હારા પિતાએ મને એ વાક્ય સમજાવવા માટે કહ્યું. મ્હને જેવું આવડયું તેવું મ્હેં કહ્યું, પણ એમણે જુદો અર્થ ધાર્યો હતો. મ્હારી ધૃષ્ટતાને લીધે હું મ્હારા પોતાના અર્થને વળગી રહી મ્હારો અર્થ સિદ્ધ કરવા માટે એમના જોડે વાદ કરવા લાગ્યો. બીજો કોઈ હોત તો જરૂર મને ધમકાવી ચૂપ કરી દેત, પણ મ્હારા પિતાએ મને પૂરેપૂરૂં કહી લેવા દીધું અને પછી પોતાના મતને માટે દલીલો આપવાની પણ તસ્દી લીધી.

મ્હારા પિતા કોઇવાર મને રમુજી વાતો પણ કહેતા હતા. એમની બાલ્યાવસ્થાના ઘણા ટુચકાઓ એમને યાદ હતા. વાતોમાં એવા કેટલાક નાજુક માણસો આવતા કે જેમને ઢાકાની મલમલની કોર પણ ખરબચડી લાગે એટલે પછી તેઓ ફાટેલી કોરની મલમલ વાપરતા! વળી એક દૂધવાળીની વાત પણ મ્હારા પિતાએ મ્હને કહી હતી, જે સાંભળીને મ્હને ઘણો આનંદ થયો હતો. એ દૂધવાળી પોતાના દૂધમાં પાણી ભેળવે છે એવો વહેમ હતો, એટલે તેના એક ઘરાકે તેના દૂધની તપાસ માટે માણસ રાખ્યો. જેમ જેમ તપાસ રાખવા માટે વધારે માણસ રાખતો ગયો તેમ તેમ દૂધ વધારે ને વધારે ભૂરું થતું ચાલ્યું! છેવટે તે માણસે જાતે તેણીને પૂછ્યું કે, ‘ આમ કેમ થાય છે? ’ ત્યારે તેણે કહ્યું, “ વધારે ને વધારે તપાસ રાખનાર માણસો થાય તો દૂધમાં છેવટે માછલીઓ પણ દેખાશે! ”

થોડા મહિના મ્હારા પિતા સાથે ગાળ્યા પછી મારા પિતાએ એમના ચાકર કિશોરી જોડે મને પાછો મોકલી દીધો.

## પાછા ફરવું.

હું ઘેરથી બ્હાર નીકળ્યો ત્યારથી મ્હારી બંધનની બેડી તો હમેશને માટે તૂટીજ ગઇ હતી અને જ્યારે હું પાછો આવ્યો ત્યારે મને કેટલાક વધારે હક્કો પ્રાપ્ત થયા. જ્યાંસુધી હું બધાંની પાસે હતો ત્યાંસુધી હું તેમની નજરથી આઘો હતો; પણ નજરથી આઘો થયો એટલે હું બધાંની નજરમાં આવ્યો !

મ્હને મળેલી સ્વતંત્રતાની પહેલી વાનગી મ્હેં મુસાફરીમાંજ ચાખી. હું એકજ ચાકર જોડે એકલો મુસાફરી કરતો હતો અને વળી તબીયત પણ ઘણી સારી તાજી અને પ્રફુલ્લીત હતી. મારી સોનેરી ભરતની ટોપી પણ સારી દેખાતી હતી. એટલે જેટલા અંગ્રેજ મુસાફરો મને રસ્તામાં મળતા તેટલા બધા મારાં વખાણ કર્યા વગર રહેતા નહિ.

જ્યારે હું પાછો આવ્યો ત્યારે માત્ર મારી મુસાફરીમાંથીજ પાછો ફર્યો નહોતો, પણ મ્હારા કુટુંબમાંથી ચાકરની જગોએ મને અપાયલા દેશવટામાંથી કુટુંબમાં મારી યોગ્ય જગાએ પણ પાછો આવ્યો ! મારી બાના ઓરડામાં હવેથી જ્યારે જ્યારે ઘરનાં બધાં બૈરાંઓ ભેગાં થતાં ત્યારે મને પણ તેમાં માનભરી જગો મળવા લાગી અને અમારા કુટુંબની સૌથી ન્હાની વહુએ-ભાભીએ પોતાનો સઘળો પ્રેમ અને માન મારાપર વર્ષાવ્યાં.

શિશુ અવસ્થામાં માતાની કાળજી વગર માગ્યેજ મળે છે અને હવા અને અજવાળું જેમ આપણને જરૂરનાં છે તેવીજ રીતે આપણા તરફથી કાંઇપણ બદલો આપ્યા સિવાય સમજણ શિવાય તે ગ્રહણ કરી લેવામાં આવે છે, એટલુંજ નહિ પણ કેટલાંક બાળકો તો તે કાળજીમાંથી દૂર થવા પ્રયત્ન કરે છે. પણ જે ભાગ્યહીન બાળકની

કાળજી યોગ્ય ઉમ્મરે લેવાતી નથી તે ખરેખર દયાપાત્ર અને ગરીબ છે. મારી આવી સ્થિતિ હતી. એટલે જ્યારે ચાકરોની જગોએથી હું પાછો સ્ત્રીઓના સમૂહમાં તેમનો પ્રેમપાત્ર બન્યો ત્યારે તે પ્રેમથી અજ્ઞાત હું રહી શકું તેમ હતુંજ નહિ.

જ્યારે અંતઃપુર મારાથી વેગળું હતું ત્યારે તો મારી કલ્પનાને તે સ્વર્ગ સમાન લાગતું હતું ! બ્હારથી જોનારને કેદખાના જેવો લાગતો જનાનો મને તો સર્વ સ્વતંત્રતાનું સ્થાન લાગતો ! ત્યાં આગળ નિશાળ કે પંડિત કોઇ મળેજ નહિ! વળી તેમને નાપસંદ એવું કાંઇ પણ કરનાર ત્યાં આગળ કોઇ જ હતું નહિ ! ત્યાં આગળ પથરાઇ રહેલી એકાંત નવરાશમાં કાંઇ ગૂઢ રહસ્ય લાગતું. પોતાને ફાવે તેમ રમવાનું કે મરજીમાં આવે તેમ કરવાનું હતું અને પોતે શું કર્યું તેનો હિસાબ કોઇને આપવાનો હતોજ નહિ. મારી ન્હાની બ્હેનની બાબતમાં પણ ઉપર જણાવ્યું તે પ્રમાણેજ બનતું. જો કે તે અમારી સાથેજ નીલકમલ બાબુના વર્ગમાં ભણવા આવતી, પણ તે પોતાનું લેશન કરે છે કે નહિ તેની દરકાર તે પંડિત કરતા નહિ. વળી દસ વાગે ઉતાવળા ઉતાવળા જમીને અમારે નિશાળે જવું પડતું ત્યારે તે પોતાની વેણી હલાવતી હલાવતી કાંઇપણ ચિંતા વગર અંદર જતી રહેતી, એટલે અમારૂં મન અસંતોષથી ભરાઇ જતું.

જ્યારે નવી વહુ-ભાભી પોતાનો સોનાનો હાર પહેરીને ઘરમાં આવી ત્યારે તો અંતઃપુરની ગહનતા વધારે ગાઢ થઇ. તેણી બ્હારથી આવેલી અને વળી અજાણી છતાં આપણામાંની એક થઇ તેથી હું ઘણોજ આકર્ષાયો અને તેની સાથે ઓળખાણ કરવાને ઘણો તલ-પાપડ થઇ ગયો. પરંતુ મહાન્ યુક્તિ પ્રયુક્તિ કરીને હું તેણીની સમીપમાં જવાને ફતેહમંદ થતો એટલામાં તો વળી મ્હારી ન્હાની બ્હેન અમને કાઢી મૂકતી અને કહેતી કે "તમે છોકરાઓ અહિં શા

માટે આવો છો ? જાઓ, બ્હાર જાવ !" એ વખતે નિરાશા અને અપમાન બન્નેનો ઘા મને છેક હૃદય સુધી લાગી જતો. તેમના ઓરડાના કાચના કકડામાંથી અંદરની રમવાની ફેન્સી અને સફાઇદાર વસ્તુઓ સ્પષ્ટ જણાઈ આવતી. તેમાંની ઘણી ખરી માટીની કે કાચની બનાવટ હતી, પણ તેમના ઉપર રંગ અને શણગારની શોભા જુવો તો બહુજ ભવ્ય હતી. અમે તો તે વસ્તુઓને અડકવા માટે પણ લાયક ગણાત નહિ, તો પછી તે લઇને રમવાની કે એકાદ અમારે માટે માગવાની તો હિંમતજ ક્યાંથી ચાલે ! આવી વિરલ અને ચિત્તાકર્ષક વસ્તુઓને લીધે અંતઃપુરના આકર્ષણમાં ઓર વધારો થતો.

વારંવાર આવી રીતે અપમાન થવાથી મારે દૂર રહેવું પડતું. બાહ્ય તેમજ આંતર સૃષ્ટિ મારે માટે અપ્રાપ્ય બની રહી હતી, એટલે મારા મનમાં અંતઃપુરના જે જે સંસ્કારો પડતા તે બધા ચિત્રના જેવાજ લાગતા.

રાત્રે નવ વાગે અઘોરબાબુની પાસે લેશન કરીને હું સુવાને માટે અંદર જવાની તૈયારીમાં છું, એક ઝાંખો ફરકતો દીવો, પડદાથી ઢંકાયલી ફરસબંદીપર બ્હારથી અંતઃપુરમાં જવાના રસ્તાપર સળગી રહ્યો છે, આ રસ્તો જ્યાં પૂરો થાય છે ત્યાં આગળજ એક દાદર છે, તેને ચાર પાંચ પગથીયાં છે, આ દાદર સુધી તે ફાનસનું અજવાળું પહોંચતું નથી. એ દાદરપર થઇને હું અંતઃપુરના પહેલા ચોગાનમાં ઉતરી જતો હતો. ત્યાં ઓટલાપર પશ્ચિમ ખૂણે ચંદ્રના પ્રકાશનો એક પટો પૂર્વ આકાશમાંથી આવી રહ્યો છે અને બીજે બધે અંધારૂં ઘોર થઇ રહ્યું છે, આટલા અજવાળામાં ઘરની દાસીઓ ભેગી થઇ રૂની દિવેટ બનાવતી ધીમે અવાજે પોતાના ગામડાના ઘર સંબંધી વાતો કરે છે ! આવાં આવાં કેટલાંએ ચિત્રો મારા સ્મૃતિપટપર હમેશને માટે કોતરાઇ રહેલાં છે.

ત્યારપછી સુઇ જતાં પહેલાં રાત્રિનું વાળુ થઈ રહ્યા પછી ઓટલા ઉપર હાથપગ ધોવામાં આવતા અને એકાદ દાસી—તીંકારી કે શંકરી અમારા ઓસીકા આગળ આવીને બેસતી અને અમને ધીમે અવાજે રાજાનાં કુંવરની વાત કહેવા માંડતી. એ રાજાનો કુંવર મુસાફરીમાં જતો અને અજાણ્યા પર્વતો અને ખેતરોમાં ફરતો. એટલામાં ઓરડાપર શાંતિનો પડદો પડી જતો ! ભીંત તરફ મારૂં મ્હોં રાખીને, તે ભીંતની ઉખડી ગયલી ચૂનાવાળી જગોએ ચંદ્રના પ્રકાશની રેખાઓ પડી ગયલી હોય તેમાંથી હું આંખો મિંચીને નવી સૃષ્ટિ પેદા કરી લેતો. કોઇવાર અર્ધનિદ્રીત અવસ્થામાં મધ્ય રાત્રે, ધરડા સ્વરૂપ નામના ચોકીદારને એક પછી એક વરન્ડાપર હાંક મારતો જતો હું જોતો હતો.

પણ હવે તો બધી નવાજુની થઇ ગઇ હતી. હું કે જે અંતઃપુરને માટે આટલો બધો સમય આતુરતાથી વાટ જોતો હતો તેને જ્યારે પોતાના સ્વપ્ન પ્રદેશમાંથી પોતાનું ઇચ્છિત સ્થાન મળ્યું અને આટલા બધા વખતની આશાઓ અને આતુરતાને ભૂખી રાખવાનો બદલો એક સામટો આપવામાં આવ્યો ત્યારે તો હું ગાંડોજ થઇ ગયો !

હિમાલયથી આવેલો ન્હાનો મુસાફર પોતાની મુસાફરીનું વર્ણન કરવાને તૈયારજ થઇ રહ્યો હતો ! દરેક વખતે તેના વર્ણનની પુનરાવૃત્તિ કરતાં તે વર્ણન મોળું ને મોળું પડતું ગયું ! છેવટે એટલે સુધી કે બનેલી વાત અને વર્ણન એ બન્ને બંધ બેસતાં આવેજ નહિ ! પ્રત્યેક બીજી વસ્તુની પેઠે વાર્તા અને વર્ણન પણ ઠંડુ પડે છે અને તેથીજ કહેનારની આબરૂ ઘટે છે, એટલા માટે કહેનાર દરેક વખતે નવું મીઠું મરચું ભભરાવે છે, જેથી તે હમેશાં નવીજ લાગે !

હિમાલયથી પાછા આવ્યા પછી અગાશી ઉપર રોજ સાયંકાળે ભરાતી મારી બાની બેઠકમાં હું પહેલો વકતા હતો. પોતાની માતાની

નજરે ચઢી પ્રખ્યાત થવાની ઇચ્છા એવી તો મજબૂત હોય છે કે તે ઇચ્છાને રોકવી ઘણીજ મુશ્કેલ છે! માતાની દૃષ્ટિએ ચઢી પ્રખ્યાત થવું એ જેટલું સ્હેલું છે તેટલુંજ એ ખ્યાતિ મેળવવાની ઇચ્છાને રોકવી એ અઘરૂં છે! નોર્મલ સ્કૂલમાં જ્યારે મેં પહેલ વહેલું જાણ્યું કે સૂર્ય પૃથ્વીથી સેંકડો અને હજારો ગણો મ્હોટો છે ત્યારે તે ખબર મેં એકદમ મારી બાને આપી. એનાથી એટલું તો સિદ્ધ થયું કે જે દેખીતો ન્હાનો હોય તેનામાં પણ ઘણી મહત્તા હોઇ શકે. વળી અમારા બંગાળી વ્યાકરણમાં દૃષ્ટાંત તરીકે આપેલી કવિતાઓ હું ઘણીવાર મ્હારી બાને ગાઇ સંભળાવતો. હવે પ્રોકટરમાંથી મળતું ખગોળનું જ્ઞાન હું કકડે કકડે તેને આપવા લાગ્યો.

મ્હારા પિતાનો જૂનો નોકર કિશોરી ઝળઝમકવાળી દાશરથી મહાકાવ્યને ગાનારી મંડળી ( રામલીલા કરનારી મંડળી )માં પહેલાં રહ્યો હતો. અમે જ્યારે હિમાલયપર રહેતા હતા ત્યારે કિશોરી ઘણી વખત મને કહેતો કે, " ન્હાના ભાઇ ! અમારી ટોળીમાં એકવાર જો તમે આવો તો એવી તો મઝાની ટોળી જામે! " તે જ્યારે મને એ પ્રમાણે કહેતો ત્યારે મારા મનમાં આખી એક પાંચાલિકની ટોળી લઇને ભટકતા છોકરાનું ચિત્ર ખડું થઇ જતું. તેની પાસેથી હું ઘણાં ભજનો, ગાયનો વગેરે શીખ્યો હતો. " ભાવ શ્રીકાંત નરકાન્ત કારીરે, એકાંત કૃતાંત ભયાંત હવે ભવે. " એ ગાયનથી એવી તો અસર થતી કે જેની આગળ સૂર્યના અગ્નિ ઉચ્છ્વાસ કે શનિના આઠ ચંદ્રમયતાની વાર્તા પણ મને ઓછી આકર્ષક લાગતી !

પણ મારૂં એક મહાન્ પરાક્રમ જે મારી બાને ઘણુંજ ગમતું હતું તે એ હતું કે અંતઃપુરનાં બીજાં બધાને જ્યારે કૃતિવસાનું રામાયણ વાંચીને સંતોષ માનવો પડતો ત્યારે હું મ્હારા પિતાની જોડે વાલ્મિકી મહર્ષિનું પોતાનું મૂળ સંસ્કૃત રામાયણ વાંચતો અને તે પણ

તેના છંદ વગેરે સાથે. મેં જ્યારે એ સમાચાર તેણીને કહ્યા ત્યારે તેણીએ મને આનંદથી છલકાઇ જતાં કહ્યું કે, "નક્કી ! મને એ રામાયણ વાંચી સંભળાવ."

પણ અફસોસ ! મારૂં વાલ્મિકી રામાયણનું જ્ઞાન મારી સંસ્કૃત વાંચનમાળામાં આવેલા ટુંકા ઉતારા પુરતુંજ હતું અને તે પણ હું બરાબર સમજતો નહતો. હમણાં તેના ઉપર વિચાર કરતાં મને લાગે છે કે મ્હારી સ્મૃતિએ મને છેતર્યો હતો અને હું ધારતો હતો કે મને આવડે છે તે ભાગોનું જ્ઞાન પણ ઝાંખું થઇ ગયું હતું. પણ પોતાના પુત્રનો બુદ્ધિ વિલાસ જોવાને આતુર થઇ રહેલી માતાને "હું ભૂલી ગયો છું" એમ કહેવાની મ્હારી હિંમત ચાલી નહિ ! એટલે વાંચતી વખતે વાલ્મિકીનો અર્થ અને મ્હારી ટીકા વચ્ચે ઘણોજ તફાવત પડવા લાગ્યો. આર્દ્ર હૃદયના વાલ્મિકી ઋષિએ તો સ્વર્ગમાંથી પોતાની માની વાહ વાહ લેવાને આતુર થયલા ધૃષ્ટ બાળકને ક્ષમા આપી હશે; પણ દર્પને હરનાર મધુસુદને તેની ખબર લીધી !

મારૂં આ અસાધારણ પરાક્રમ જોઇને તેણી પોતાની લાગણીઓને રોકી શકી નહિ અને બધાંને તેના આનંદ અને વખાણ કરવામાં ભાગ આપવાને ઘણીજ આતુર થઈ. તેણીએ મને કહ્યું કે, "તારે તો આ દ્વિજેન્દ્રને વાંચી સંભળાવવુંજ પડશે."

મ્હેં ધાર્યું કે "આ તો મારી પાડ્યા !" મ્હેં બને તેટલાં બ્હાનાં પણ કાઢયાં, પણ મ્હારી બાએ ચાલવા દીધાં નહિ. પછી મેં કહ્યું: 'સારૂં' તેણીએ મ્હારા મોટાભાઇ દ્વિજેન્દ્રને બોલાવવા માટે માણસ મોકલ્યું અને જેવા તે આવ્યા કે બોલી ઉઠી, "રવી વાલ્મિકી રામાયણ કેવી સુંદર રીતે વાંચે છે તે જરા સાંભળ !"

હવે તો વાંચ્યા વગર કેમ ચાલે ! પણ મધુસુદને મારા ઉપર

દયા કરી. માત્ર પોતાની દર્પ હરવાની શક્તિનો સ્વાદ ચખાડીને મને જવા દીધો. મ્હારા મોટાભાઇને પુસ્તક લખતાં લખતાં બોલાવ્યા હશે, એટલે મ્હેં જે સંસ્કૃત વાંચ્યું તેનું બંગાલી કરવાની તેમણે ખાસ દરકાર બતાવી નહિ. મેં થોડા ઘણા શ્લોકો વાંચ્યા એટલે એમણે કહ્યું: "બહુ સારૂં વાંચે છે" અને પછી તેઓ પાછા ચાલ્યા ગયા.

મને અંતઃપુરમાં પ્રવેશ કરવાનો હક્ક મળ્યો એટલે ભણવાનું કામ વધારેને વધારે મુશ્કેલ થવા માંડયું. બંગાલ એકેડેમીમાં નહિ જવાને મેં બને તેટલાં બહાનાં કાઢવા માંડયાં. ત્યાર પછી મને સેન્ટ ઝેવીઅરમાં મુકવામાં આવ્યો. પણ ત્યાંએ પરીણામ કાંઇ સારૂં આવ્યું નહિ.

મ્હારા મોટાભાઇઓએ કેટલાક છૂટા છવાયા નિષ્ફળ પ્રયત્નો કરીને મ્હારી સઘળી આશા મૂકી દીધી. તેમણે બધાએ મને ઠપકો દેવાનું સુદ્ધાં છોડી દીધું! એક દિવસ મારી મ્હોટી બ્હેને કહ્યું કે, "અમે બધાં એમ ધારતાં હતાં કે રવી એક દિવસ માણસાઇમાં ભળશે, પણ અમારી બધાંની આશા ફોક ગઇ છે." મને પણ લાગ્યું કે ઘરમાં મારી કિંમત ઓછી થતી હતી, છતાં પણ નિશાળની ઘંટીને પથ્થરે બંધાવા મારૂં મન કબૂલ થયુંજ નહિ! **તે શાળામાં જીવન અને સુંદરતાનો કેવળ અભાવ હતો, એટલુંજ નહિ પણ તે ઉપરાંત દવાખાનું અને કેદખાનું એ બેનું અનિર્વચનીય રાક્ષસી મિશ્રણ હતું.**

સેન્ટ ઝેવીઅરની એક પવિત્ર યાદગીરી હજીપણ મારા મનમાં રમ્યા કરે છે. તે યાદગીરી ત્યાંના શિક્ષકોની છે. અલબત્ત, ત્યાં બધા કાંઇ એક સરખા હતા નહિ. ખાસ કરીને અમારા વર્ગમાં કોઇ પણ એવો શિક્ષક નહતો કે જેનામાં આત્માર્પણનો પ્રશંસનીય ગુણ હોય! નિશાળને નામે મળી આવતા શિક્ષણ સાંચાઓથી તેઓ

બીલકુલ સારા નહતા. હમણાં કેળવણીનું યંત્ર ઘણી ક્રુરતા ભરી રીતે શક્તિવાન છે અને જ્યારે તે યંત્ર ધર્મના દંભરૂપી ઘંટી સાથે મળેલું હોય છે ત્યારે તો જુવાનોનાં હૃદયો તદ્દન સુકાં સટ થઇ દળાઇ જાય છે. આવીજ યાંત્રિકશક્તિથી ચાલતી ઘંટી સેન્ટ ઝેવીઅરમાં હતી. છતાં પણ મારે કહેવું જોઇએ કે મારી પાસે એક યાદગીરી એવી છે કે હજી પણ ત્યાંના શિક્ષકોને આદર્શનીય બનાવે છે.

એ યાદગીરી ફાધર ડી પેનરીન્ડાની છે. તેનો અને અમારા વર્ગનો સંબંધ તો નહિ જેવોજ હતો અને ઘણું ખરૂં થોડા સમય માટેજ અમારા એક શિક્ષકની જગોએ તે આવ્યો હતો. તે જાતનો સ્પેનીયાર્ડ હતો અને અંગ્રેજી બોલતાં અચકાતો હતો. એ કારણને લીધેજ ઘણું ખરૂં છોકરાઓ તે કહે તો તેનાપર ધ્યાન આપતા નહિ. મને લાગે છે કે છોકરાઓની એવી બે દરકારીથી તેને ઘણું લાગી આવતું, પણ તે રોજ નમ્રતાથી બધું સહન કરતો. કોણ જાણે શાએ કારણથી મારૂં હૃદય પહેલેથીજ તેના પ્રત્યે દિલાસોજી ધરાવતું હતું. તેની મુખમુદ્રા કંઇ સુંદર નહતી, છતાં તેના તરફ મારૂં હૃદય આકર્ષાતું. જ્યારે જ્યારે હું તેના તરફ જોતો ત્યારે તેનો આત્મા પ્રાર્થના કરતો હોય એમ મને લાગતું અને ગંભીર શાંતિ તેના અંતરમાં છવાયલી જણાઇ આવતી.

અમારે અડધો કલાક કોપી લખવાની હતી. આ વખતે હાથમાં પેન રાખીને હું તદ્દન બે ધ્યાન થઇ જતો અને મારૂં મન અહિંતહિં રખડતું. એક દિવસ ફાધર ડી પેનરીન્ડા એ વર્ગ લેવાને આવ્યો હતો. તે અમારી પાટલીની પાછળ પગલાં ભરતો હતો. તેણે મારી પેન બીલકુલ હાલતી નહોતી તે જોયુંજ હશે. તે ઓચિંતોજ મ્હારી બેઠકની પાછળ અટકયો અને મારા ઉપર નમીને ખભાપર હાથ મૂકી તેણે મૃદુતાથી પૂછ્યું, "ટાગોર! તારી તબિયત સારી

નથી કે શું ?" તે માત્ર સાદોજ પ્રશ્ન હતો, છતાં હું તે કદીપણ વિસરી શકયો નથી !

હું બીજા કોઇ વિદ્યાર્થીઓની વાત જાણુતો નથી, પણ મને તે. તેનામાં કોઇ મહાન્ આત્મા રહેતો હોય એમ લાગતું. આજે પણ તેની યાદગીરી ઇશ્વરના શાંત અને મૌન ભર્યા મંદિરમાં મ્હારા મનને પ્રવેશ કરાવે છે.

એક બીજો પણ ફાધર હતો. તેને પણ બધા છોકરાઓ બહુ ચહાતા હતા. તેનું નામ ફાધર હેનરી હતું. તે ઉપલા વર્ગોને શીખવતો હતો, એટલે હું તેને બરોબર જાણુતો નહોતો. છતાં તેને વિષે એક વાત મને યાદ છે. તેને બંગાળી આવડતું હતું. તેના વર્ગમાં 'નિરદ' કરીને એક વિદ્યાર્થી હતો. તેણે એના નિરદ નામની વ્યુત્પત્તિ તેને પૂછી; પરંતુ નિરદે પોતાને વિષે કદી પણ ચિંતા કરેલીજ નહિ, એટલે ઉત્તર દેવાને તેની બીલકુલ તૈયારી નહતી. શબ્દકોશમાં ઘણાએ અજ્ઞાત શબ્દો હોય છે પણ પોતાનાજ નામનું અજ્ઞાન બતાવવું એ તો પોતાનીજ ગાડી તળે કચરાઇ જવા જેવુંજ હાસ્યાસ્પદ ગણાય. એમ ધારીને નિરદે જવાબ આપ્યો:–"નિ એટલે નકારવાચક, રોદ=સૂર્યનાં કિરણો." તે ઉપરથી "સૂર્યનાં કિરણોને અટકાવે તે." એનું નામ નિરદ–જેનો ખરો અર્થ "વાદળું" થાય છે.

## ઘેર અભ્યાસ.

આનંદચંદ્ર વેદાંત વાગીશ પંડિતના પુત્ર જ્ઞાનેંદ્ર ભટ્ટાચાર્યને અમારે ઘેર ભણાવવા માટે રાખવામાં આવ્યા હતા. જ્યારે તેને માલૂમ પડયું કે નિશાળના લેશનમાં મારૂં ધ્યાન ચોંટશે નહિ ત્યારે તેણે તે પ્રયત્ન છોડી દીધો અને બીજો રસ્તો લીધો. તેણે કાલીદાસનો 'કુમાર સંભવ' વાંચવા માંડયો અને વાંચતાં વાંચતાં સમજણ પાડતો ગયો.

તેણે મને મેકબેથ પણ વાંચી સંભળાવ્યો અને પછી બંગાલીમાં મને સમજાવી. જ્યાંસુધી તે દિવસનું વાંચેલું હું કવિતાના રૂપમાં મૂકતો નહિ ત્યાંસુધી તે મને વાંચવાના ઓરડાની બ્હાર નીકળવા દેતો નહિ. આ પ્રમાણે આખો નાટક રૂપાંતર થઇ ગયો. મારૂં એ ભાષાંતર સદ્‌ભાગ્યે ખોવાઇ ગયું છે, એટલે કર્મનો બોજો મારે માથેથી હલકો થયો છે.

પંડિત રામ સર્વસ્વ અમને સંસ્કૃત શીખવવાને આવતા. તેણે પણ પોતાના શિષ્યને વ્યાકરણ શીખવવાનો મિથ્યા પ્રયત્ન છોડી દઇને મારી જોડે શાકુંતલ વાંચવા માંડયું. એક દિવસે મેકબેથનું મારૂં ભાષાંતર પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને બતાવવાનું તેના મનમાં આવ્યું અને તેટલા માટે મને તેઓ ત્યાં લઇ ગયા. જ્યારે અમે એમને ઘેર ગયા તે વખતે રાજકૃષ્ણ મુકરજી પણ તેમને મળવા આવ્યા હતા. પંડિત વિદ્યાસાગરના વાંચનના ઓરડામાં દાખલ થતાંજ મારૂં મન ધબકારા મારવા લાગ્યું, કારણ કે તેનો ઓરડો ચોપડીઓથી છલોછલ ભરેલો હતો. વળી પંડિતની પોતાની મુખમુદ્રા પણ એવી તો કરડી અને સખ્ત હતી કે તેનાથી મારો ભય ઓછો થવાને બદલે વધ્યો. છતાં પણ આવા પ્રખ્યાત માણસ જોડે મ્હારી પહેલી મુલાકાત હોવાને લીધે મ્હારા મનમાં ખ્યાતિ મેળવવાની મહત્વાકાંક્ષા પ્રબળ હતી. હું ઘેર આવ્યો ત્યારે મને ઉત્સાહ ધરાવવા માટે કારણ હતું એમ હું ધારૂં છું. રાજકૃષ્ણ બાબુએ તો ડાકણની કવિતાનો છંદ માનુષિક પાત્રોથી જુદો રાખવાની સંભાળ લેવા કહ્યું હતું.

હું જ્યારે બાળક હતો ત્યારે બંગ સાહિત્યનું શરીર તદ્દન શુષ્ક હતું અને હું ધારૂં છું કે તે વખતે વાંચવા જેવી અને નહિ વાંચવા જેવી બધી ચોપડીઓ મેં વાંચી નાખી હશે. તે વખતે બાલસાહિત્ય હતું નહિ કે જે બાળકોને માટેજ ખાસ ઉપયોગી થાય. છતાં હું ખાત્રીથી કહું છું કે તેથી મને કાંઇ પણ નુકશાન થયું નહોતું. આજકાલ સાહિત્યરૂપી

અમૃત, પાણી જોડે મેળવીને જે પદાર્થ બાળકોને આપવામાં આવે છે તે બાળકોના બાળકત્વનો હિસાબ–ગણત્રી નજરમાં રાખે છે ખરૂં; પણ બાળક એટલે વિકાસ પામતો મનુષ્ય, એ વાત ધ્યાનમાં રાખવામાં આવતી નથી. **બાળકોનાં પુસ્તકો એવાં થવાં જોઇએ કે જે તેમને થોડાં થોડાં સમજ પડે અને થોડાં થોડાં ન સમજાય.** મારી બાલ્યાવસ્થામાં જે મળે તે ચોપડી હું વાંચતો અને તેમાં પણ જે અમે સમજી શકતા અને નહિ સમજી શકતા તે બધું અમારા અંતરમાં કાર્ય કરતું. બાહ્ય સૃષ્ટિ બાળકની ચિત્ત શક્તિપર પણ ઉપર કહ્યા પ્રમાણે કાર્ય કરે છે. બાળકને જે સમજાણુ પડે છે તે તે પોતાનું કરી લે છે, અને જે નથી સમજાતું તે બાળકને આગળ પગલું ભરાવે છે.

જ્યારે દિનબંધુ મિત્રના પ્રહસન કાવ્યો મ્હાર પડયાં ત્યારે હું તે સમજી શકું તેવી ઉમ્મરનો નહતો. મ્હારી એક સગી તે પુસ્તક વાંચતી હતી અને ઘણું ઘણું કહ્યા છતાં તે પુસ્તક મને મળ્યું નહિ. તે પુસ્તક તેણી હમેશાં તાળાકુંચીમાં રાખતી. તે પુસ્તકની દુર્લભતાથી તો હું વધારે ને વધારે આતુર બન્યો અને એવો નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને પણ એ ચોપડી તો વાંચવીજ.

એક દિવસ તેણી સોગટાં બાજી રમતી હતી અને કુંચી તેણીએ સાડીને જે છેડે લટકાવેલી હતી તે છેડો પાછળ નાંખી દીધેલો હતો. મ્હને બાજી રમવાનો શોખ નહોતો અને રમતમાં ધ્યાન પણ રહેતું નહિ, છતાં પણ તે દિવસે તો મ્હેં એવું ધ્યાન આપ્યું કે તેણીને માલૂમ પડેજ નહિ. છેવટે એકવાર જ્યારે તેણી રમતમાં ઘણી મશ્ગુલ થઇ ગઇ ત્યારે મેં લાગ સાધી કુંચીઓ છોડવા માંડી. હું કાંઇ બહુ હાથચાલાકીવાળો નહોતો અને તેમાં વળી ઉશ્કેરાયલો અને ઉતાવળો થઇ ગયલો, એટલે પકડાઇ ગયો. તે સાડી પહેરનારે હસતાં હસતાં કુંચી પોતાના ખોળામાં મૂકી અને રમત આગળ ચલાવી.

પછી તો મેં એક યુક્તિ શોધી કાઢી. તેણીને પાન ખાવાની ટેવ હતી. મેં પાનની બીડીઓ કરીને તેણીની પાસે મૂકી. તેણીએ પાન ખાધું અને થોડીવાર પછી ચાવેલું પાન થુંકવા જવાની જરૂર પડી, એટલે તેણીની કુંચીઓ ખોળામાંથી સરી પડી. તે પાછી બરડાપર ફેંકાઇ. આ વખતે કુંચીઓ ચોરાઇ ગઇ, ચોર છટકી ગયો અને ચોપડી પણ વંચાઇ ગઇ ! જ્યારે તેણીને ખબર પડી ત્યારે બીજીવાર મળ્યા પછી મને ઠપકો દેવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તે નિષ્ફળ ગઇ, કારણકે અમે બન્ને એવાં તો હસ્યાં કે કાંઇ વાત નહિ !

તે વખતે ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર "વિવિધાર્થ સંગ્રહ" નામનું સચિત્ર માસિક કાઢતા હતા. મારા ત્રીજા ભાઇ પાસે કબાટમાં તે માસિકના આખા વર્ષના અંકો બાંધેલા હતા. આ બાંધેલાં પુસ્તકો મ્હેં મેળવ્યાં અને વાંચ્યાં. તે બધાં ફરી ફરીને વાંચવાનો આનંદ હજી પણ મારા મનમાં ઉભરાઇ આવે છે. ઘણાએ રજાના દિવસો પથારીપર પડયા પડયા છાતીપર એ પુસ્તક લઇ નોર્વેની વ્હેલની અને કાજીની ન્યાય આપવાની ખુબીની વાતો તથા કૃષ્ણાકુમારીની કથા વાંચવામાં મ્હેં ગાળેલા, તે મને હજી યાદ છે.

એવાં માસિકો હાલમાં કેમ નથી નીકળતાં ? એક બાજુ તત્ત્વજ્ઞાનથી ભરેલા અને વિજ્ઞાનના લેખો આવે છે, બીજી તરફ નિરસ વાર્તાઓ અને મુસાફરીઓનાં વર્ણનો આવે છે, પણ એવું એકે સાદું માસિક નથી કે જે સામાન્ય માણસ વાંચી શકે. જેવી રીતે ઇંગ્લાંડમાં ચેમ્બર્સ, કેસેલ્સ કે સ્ટ્રેન્ડ છે તેવી જાતનાં માસિકો હોય તો સામાન્ય વાચકવર્ગને સંતોષકારક અને સાદો ખોરાક મળે અને વળી સૌથી વધારેમાં વધારે લોક સંખ્યાને ઉપયોગી થઇ પડે.

મ્હારી બાલ્યાવસ્થામાં બીજું પણ એક માસિક હતુ જેનું નામ 'અબોધ બંધુ' રાખવામાં આવ્યું હતું. મ્હારા સૌથી મ્હોટાભાઇના

ઓરડામાં આ માસિકનો એક સંગ્રહ હતો. તે બધાં લઇને ઉમરાપર બેસીને હું વાંચી ગયો. પશ્ચિમે આવેલી અગાસી તરફ મ્હોંડું રાખીને એ માસિકમાંજ વિહારીલાલ ચક્રવર્તિની કવિતા મ્હેં પહેલ વહેલી વાંચી. તે વખતે મ્હેં જે કવિતાઓ વાંચી હતી તે સર્વમાં એની કવિતાથી મારા મનપર ઘણી અસર થઇ. તેની કવિતાના સ્વાભાવિક સંગીતના ઝરણુથી મને જંગલના ઝરાઓ અને ખેતરોના સાહજીક સંગીતની સ્મૃતિ તાજી થતી. એજ માસિકમાં આવતી પોલ અને દર-જીના સંવાદના ભાષાંતર પર ઘણાંએ દયાર્દ્ર અશ્રુઓ મ્હેં પાડયાં છે. તે આશ્ચર્યકારક સમુદ્રના તટપર આવી રહેલાં અને પવનની લ્હેરોથી ડોલી રહેલાં તાડનાં વૃક્ષો, તથા પર્વતપર રમતાં કુદતાં સફેદ બકરીનાં બચ્ચાંઓથી સુશોભિત થયલા ઢાળ, એ બધાંથી કલકત્તાની અગાશી પર એક સુંદર અને આનંદદાયક મૃગજાળ ઉત્પન્ન થતું !

ત્યાર પછી બંગાળી પ્રજાના હૃદયને પકડી રાખનાર બંકીમચંદ્રનું "બંગદર્શન" આવ્યું. અલબત્ત, બીજો અંક બ્હાર પડવાની વાટ જો-વાની ફરજ જનસમાજને પડતી તેજ માણસોને ઘણું અસહ્ય લાગતું, પણ તેમાંએ મ્હોટા મ્હોટા વડીલો વાંચી રહે તેની રાહ જોવી એ તો અસંભવીત થઇ પડતું ! આજકાલ તો જેની મરજી થાય તે માણસ 'ચંદ્રશેખર' કે 'વિષવૃક્ષ'નું એકે ઘુંટડે પાન કરી શકે છે; પણ એકથી બીજા મહિના સુધી વાટ જોવાની ક્રિયા, થોડા વાંચનથી સંધર્ક થએલા આનંદને—ટુંકા સમયમાં મળેલા આનંદને ઘુંટડે ઘુંટડે વચમાંના સમયમાં પીવાની ક્રિયા, બીજું પ્રકરણ બ્હાર પડે તે પહેલાં આગલા પ્રકરણને મનમાં ને મનમાં ઘુંટવાની ક્રિયા, સંતોષની સાથે અતુલ આ-તુરતાનું મિશ્રણ, ઉત્કટ કુતૂહલ અને અસંતોષનું એકે સમગ્રે થવું, એવા એવા મૂળ પ્રકરણોમાં આવતા આનંદના ઘુંટડા તો ફરીથી કોઇને પણ મળી શકશે નહિ !

શારદા મિત્ર અને અક્ષય સરકારના પ્રાચીન કાવ્ય સંગ્રહમાં પણ મને ઘણો રસ પડતો. મારા વડીલો તે પુસ્તકોના ગ્રાહક હતા, પણ નિયમીત રીતે વાંચતા નહિ, એટલે એ ચોપડી મેળવવી મને ઘણીજ સહેલી હતી. વિદ્યાપતિની નવીન અને અપભ્રંશવાળી મિથિલ ભાષા મને ઘણી આકર્ષક લાગતી, કારણ કે તે સમજવી મુશ્કેલ હતી, ટીપ સીવાય તે કવિતાનો અર્થ બેસાડવાને હુ પ્રયત્ન કરતો અને જે શબ્દો ન આવડે તે શબ્દો હુ સંબંધ સાથે મારી નોટમાં નોંધી લેતો તેમજ મારા ગજા પ્રમાણે વ્યાકરણની ખૂબી પણ હુ નોંધી લેતો.

## ગૃહના સંજોગો.

મ્હારી બાલ્યાવસ્થામાં એક મ્હોટો લાભ મને એ હતો કે મ્હારી આસપાસ ઘરમાં બધે સાહિત્યમય અને કલામય વાતાવરણ પ્રસરેલું હતું. મને હજી પણ યાદ છે કે જ્યારે હું કેવળ બાળક હતો ત્યારે ઓટલાને કઠેરે અઢેલીને ઉભો રહેતો અને પાસે આવેલા મેળાપ કરવાના મકાન તરફ જોયાજ કરતો. એ ઓરડાઓમાં રોજ સાંજે દીવા થતા. ભવ્ય ગાડીઓ એક પછી એક આવતી અને મળવા આવનારા લોકોની પણ આવ જા થયા કરતી. અંદર શું થતુ હતું તે હુ કહી શકતો નથી, પણ દીવાથી ચળકતી, તેજવાળી બ્હારીઓની હારના તરફ હું એકીટસે જોયાજ કરતો. મારી અને ઘરની વચ્ચે કાંઇ બહુ છેટું ન હતું, પણ મ્હારા બાળક મન અને તે દીવાઓ વચ્ચે તો ઘણુંજ છેટું હતું ! મ્હારા મ્હોટાભાઇ (કાકાના દીકરા) ગણેન્દ્રે તારકનાથ પંડિત પાસે એક નાટક લખાવ્યું હતું. તે નાટક અમારા ઘરમાં ભજવવા માટે તેમણે પ્રયત્ન કર્યો હતો. તેને સાહિત્ય અને કલા લાલિત્યને માટે ઘણોજ ઉત્સાહ હતો. આજે જે નવ યુગ ચારેબાજુ પ્રવર્તતો જણાય છે તે લાવવાને પ્રયત્ન કરનાર મંડળનું તે

કેન્દ્રસ્થાન હતા. પ્રત્યેક ક્ષેત્રમાંથી નવયુગનાં મોજાંઓને આગળ ધકેલી, જાણી જોઇને આજનો યુગ લાવવાનો પ્રયત્ન કરનાર તે હતા. પહેરવેશ, સાહિત્ય, સંગીત, કલા અને નાટક, બધામાં સ્પષ્ટ જણાઇ આવે એવી રાષ્ટ્રીયતા તેનામાં અને તેની આજુબાજુની પ્રવૃત્તિઓમાં ઉદ્‌ભવતી હતી. જુદા જુદા દેશોના ઇતિહાસનો તે ઘણાજ ઉંડા અભ્યાસી હતા. બંગાળીમાં પણ તેણે એક ઇતિહાસનું પુસ્તક લખવાનું શરૂ કર્યું હતું, પણ તે પૂરૂં કરી શક્યા ન હતા. તેણે વિક્રમોર્વશીનું ભાષાંતર બ્હાર પાડયું હતું. આજકાલનાં ઘણુંખરાં પ્રખ્યાત અને પ્રચલીત ભજનો તેનાં બનાવેલાં છે. અમને સ્વદેશાભિમાનની કવિતા લખવામાં તેણેજ પ્રથમ પ્રેરણા કરી એમ કહેવું જોઇએ. " હિંદુ મેળો " જ્યારે એક વાર્ષિક મહોત્સવ હતો તે સમયની આ વાત છે. તે મેળામાં " લજ્જાય ભારત યશ ગાહિય કિ કરે ?" "કઇ શું ભારતનાં ગુણ ગાન ? મુજને લાજ ઘણેરી લાગે." એ ગવાતું. જ્યારે ગણેન્દ્ર તેમની ભરજુવાનીમાં દેવલોક પામ્યા ત્યારે હું માત્ર બાળક હતો. જેણે એકવાર પણ તેની ભવ્ય મુદ્રા, ઉંચો બાંધો અને સુંદર ચહેરો જોયો હશે તે તો કદી પણ તેને વિસરી શકે તેમ નથી. તેનામાં અનિવારિત અસર કરવાની પ્રતિભા શક્તિ હતી. માણસોને તે પોતાના પ્રત્યે આકર્ષી શકતા હતા અને પોતાની જોડે બધાંને બાંધી રાખી શકતા હતા. જ્યાંસુધી તેની પોતાની અદ્‌ભૂત આકર્ષક શક્તિ હાજર હતી ત્યાંસુધી તકરાર, વાંધો કે વિભાગ થવાની તો આશાજ નહોતી. આપણા આર્યાવર્તમાં ઘણીવાર એવા માણસો મળી આવે છે કે જેઓ પોતાની વ્યક્તિગત આકર્ષક શક્તિને લીધે પોતાના ગામમાં કે કુટુંબમાં કેન્દ્રરૂપ થઇ પડે છે. ગણેન્દ્ર તેવા માણસોમાંના એક હતા. બીજી પ્રજાઓ કે જ્યાં મ્હોટાં મ્હોટાં રાજકીય, સામાજીક અને વ્યાપારી મંડળો અસ્તિત્વમાં હોય છે ત્યાં આવા લોકો જરૂર પ્રજાના નેતા તરીકે કામ કરી શકે. મનુ-

ઓને એક સંસ્થાના રૂપમાં ભેગા રાખવા એ કામ કોઇ એક ખાસ શક્તિ ઉપર આધાર રાખે છે. એવી શક્તિ આપણા દેશમાં વૃથા વહી જાય છે અને કેટલીક વાર તો તેનો ગેરઉપયોગ થાય છે. એ પરિસ્થિતિ આકાશના એક તારાને દીવાસળી સળગાવવામાં વાપરવા જેવી શોચનીય છે.

ગણેન્દ્રના કરતાં પણ તેના ન્હાનાભાઇ *ગુણેન્દ્ર મને વધારે સારી રીતે યાદ છે. એ વ્યક્તિથી આખું ઘર જાણે ભરાયલું હોય તેમ લાગતું. તેના વિશાળ અને માયાળુ હૃદયમાં સગાંવહાલાં, મિત્રો, પરોણા, સેવક સર્વેનો સમાવેશ થતો.

વળી તેઓ પોતાનાં સગાં, આશ્રિત અને અતિથિ વગેરેને પોતાના ઉદાર હૃદયથી આશ્રય આપતા. એમના ઘરના દક્ષિણ બાજુના ઓટલા ઉપર કે એમના બાગમાં અથવા તળાવના કિનારા ઉપર માછલાં પકડવા માટે જે મંડળી એકઠી થતી તેમાં તે પોતે મુર્તિમાન, પરોણાચારની પેઠે બિરાજમાન થતા. સૌંદર્ય, કલા અને બુદ્ધિની કદર કરી શકતા હોવાથી એમનું મન હમેશાં ઉત્સાહથી ભરેલુંજ રહેતું હતું. નાટક, કૌતુક, ઉત્સવ અને રમત ગમતના વિવિધ નવા નવા વિચારોના તેઓ આશ્રયદાતા હતા. એમની મદદથી નવા વિચારો અમલમાં આવતા અને સફળ થતા.

તે સમયે એ બધા કાર્યોમાં ભાગ લેવા જેટલી મારી ઉમર ન હતી, છતાં ઉત્સાહના અને આનંદના જીવનપ્રેરક મોજાંઓના કણો તેમાંથી ઉડીને, અમારા હૃદયમાં થતી ઉત્સુકતા અને કુતૂહલના દ્વાર ઉપર પડતા. મારા સૌથી મ્હોટાભાઇએ એક 'કિંભુત કૌતુક નાટ્ય' લખ્યું હતું. તેનું રિહર્સલ ગુણેન્દ્રના દિવાનખાનામાં કરવામાં આવતું હતું. અમારા ઓટલા ઉપરના કઠેરા પાસે ઉભા રહીને, અમે સામેની

* ગગનેન્દ્ર અને અવનેન્દ્ર ટાગોરના પિતા.

ઉઘાડી બારીમાંથી આવતા ગુણેન્દ્રબાબુના ખડખડ હસવાનો અવાજ સાંભળી શકતા હતા અને ક્વચિત ક્વચિત અક્ષય મજમુન્દારના *ઉદ્દામ નૃત્યની ઝાંખી પણ કરી શકતા. એ ગાયનનો એક ભાગ મને યાદ રહી ગયો છે. તે નીચે પ્રમાણે છે:-

એ કથા આર બોલોના આર બોલોના
અલચ બંધુ કિસેર ઝોંકે
એ બડ હાસિર કથા હાસિર કથા
હાસવે લોકે—
હાઃ હાઃ હાઃ હાસવે લોકે !

એમાં એટલું બધું હસવાનું શું હતું તે આજ સુધી મને યાદ આવતું નથી; પરંતુ એક દિવસ એ વાત આપણે પણ જાણી શકીશું, એવી આશામાં અમે રહેતા. ગુણેંદ્રની મારાપર ખાસ મહેરબાની થઇ. તે વખતે બનેલો નજીવો બનાવ હજી પણ મને યાદ છે. મારી આખી વિદ્યાર્થી તરીકેની કારકીર્દિમાં મને સારી ચાલચલગત સિવાય બીજા કોઇપણ કારણને લીધે ઇનામ મળ્યું નથી.. અમે ત્રણ વિદ્યાર્થીઓ નિશાળમાં બેઠા હતા. તેમાં લેશન કરવામાં સત્યેંદ્ર સૌથી હોંશિયાર હતો. એણે એક પરીક્ષામાં સારા માર્ક મેળવ્યા: અને તેને ઇનામ મળ્યું. ગણેંદ્રબાબુ બાગમાં ઉભા હતા, તેમને એ ખુશખબર આપવા માટે હું તે દિવસે ગાડીમાંથી ઉતાવળે કૂદી પડયો. હું એમની પાસે દોડતો પહોંચ્યો અને બુમ મારીને બોલ્યો કે, "સત્યાને ઇનામ મળ્યું છે." ત્યારે એમણે હસીને મને પોતાના પગ પાસે ખેંચી લીધો અને પૂછ્યું, "ઇનામ તને નથી મળ્યું ?" મેં કહ્યું, "ના, સત્યાને મળ્યું છે." સત્યેંદ્રની સફળતા માટે મને આટલો બધો આનંદ થતો જોઇ ગુણેંદ્રને મારે માટે ખાસ લાગણી થઇ. તેમણે એ બાબત એમના

* મંત્ર

મિત્રમંડળમાં કહીને, એ એક સારો ગુણ છે, એમ કહ્યું. એ વાતની અંદર કંઇપણ ગૌરવ લેવા જેવું મહત્વ હશે, એમ મારા મનમાં હતું નહિ, એટલે જ્યારે તેને માટે મારાં વખાણ કરવામાં આવ્યાં ત્યારે હું તો વિસ્મિત થઇ ગયો. આ પ્રમાણે ઇનામ નહિ મેળવવા માટે મને જે ઇનામ મળ્યું તેનાથી મને કાંઇ ફાયદો થયો નહિ. **બાળકોને ભેટ આપવામાં નુકશાન નથી, પણ એ ભેટ ઇનામના-બક્ષીસના રૂપમાં હોવી જોઇએ નહિ. બાળકોને એ પ્રકારનું ભાન કરાવવું એ સારૂં નથી.**

બપોરે જમી રહ્યા પછી ગુણેંદ્ર અમારા ઘરમાં આવેલી વતનની કચેરીમાં આવી બેસતા. અમારા વડીલોની કચેરી એ એક જાતની કલબજ હતી. વાતચીત અને હાસ્યને કચેરીના કાર્ય જોડે છૂટથી સેળભેળ કરવામાં આવતાં હતાં. ગુણેન્દ્ર એક કોચ ઉપર પડતા હતા અને હું ધીરે રહીને બ્હાનું કાઢી એમની પાસે પહોંચી જતો. મને ઘણું ખરૂં તે હિંદુસ્તાનના ઇતિહાસમાંની વાતો કહેતા. હિંદુસ્તાનમાં અંગ્રેજી અમલ સ્થાપ્યા પછી કલાઇવ ઇંગ્લાંડ ગયો અને આપઘાત કરીને મુઓ, એ વાત જ્યારે મેં સાંભળી ત્યારે મને કેટલું આશ્ચર્ય લાગ્યું હતું ? એક બાજુએ નવો ઇતિહાસ રચાતો હતો—નવું રાજ્ય સ્થપાતું હતું અને બીજી બાજુએ મનુષ્યના હૃદયમાં એક શોકાંતક પ્રકરણ ગાઢ અંધકારમાં છુપાઇ રહેલું હતું ! મનુષ્યના અંતરમાં આવી શોકજનક નિષ્ફળતા અને તેના બાહ્ય જીવનમાં આવી કીર્તિવંત સફળતા એ બંને એકી વખતે કેવી રીતે બની શકે, એ વાતનો ખ્યાલ આખો દિવસ મારા મનપરથી ખસ્યો ન હતો !

કેટલીકવાર તો મારા ગજવામાં શી વસ્તુઓ ભરેલી છે તે વિષે ગુણેંદ્રબાબુને હું અજ્ઞાત રાખતો નહિ. તેઓ જરાપણ ઉત્સાહ આપતા કે તેની સાથેજ મારા ગજવામાંથી મારી કવિતાની નોટ વગર

સંકોચે બહાર નીકળી પડતી હતી! ગુણેંદ્ર એક સખ્ત ટીકાકાર નહોતા એમ કહેવાની જરૂર નથી. ખરૂં જોતાં તો એમના અભિપ્રાયો સારામાં સારી જાહેર ખબર તરીકે ઉપયોગમાં આવે તેવા હતા; છતાં પણ જ્યારે મારી કોઇ પણ કવિતામાં મારી બાલીષતા બહુજ અસહ્ય થતી ત્યારે ગુણેંદ્ર ખરા હૃદયથી હાઃ હાઃ કરી તેને હસી કાઢતા. એક દિવસ માતૃભૂમિ હિંદના ઉપર એક કાવ્ય લખાયું હતું. તેની બીજી લીટીને છેડે નિકટની સાથે પ્રાસ બેસાડવાને બીજો કોઇ પણ શબ્દ નહિ મળવાથી છેવટે 'શકટ' એટલે 'ગાડું' ગોઠવી દેવામાં આવ્યું હતું. અનુપ્રાસ મેળવવાને માટે કોઇપણ રસ્તો નહિ હોવા છતાં મેં ગાડાને (શકટને) ખેંચી આણ્યું હતું અને ગુણેંદ્રભાઇએ એ સાંભળીને હસવાનો એવો તો વંટોળીયો ઉડાવ્યો કે જે અશકય રસ્તે થઇને તે ગાડું કવિતામાં આવી ગયું હતું તેજ રસ્તે થઇને તે પાછું ઉડી ગયું અને ત્યાર પછી એના વિષે કાંઇ પણ સંભળાયું નથી!

મારા સૌથી મોટાભાઈ તે વખતે "સ્વપ્ન પ્રયાણ" નામનું એમનું સૌથી ઉત્તમ પુસ્તક લખવામાં રોકાએલા હતા. એમને બેસવાની ગાદી દક્ષિણ ઓટલા તરફ મૂકવામાં આવતી અને સામે નીચું ડેસ્ક મૂકવામાં આવતું. દરરોજ સવારે ગુણેંદ્રભાઇ ત્યાં આવીને બેસતા. એમની અદ્‌ભૂત કદર શક્તિને લીધે કવિતાના અંકુરોને પોષણ મળતું. મારા મોટાભાઇ થોડું લખીને મોટેથી વાંચતા અને એમના હાસ્યથી આખા ઓટલાને ગુંજાવતા. મારા મોટાભાઇ પહેલાં ઘણું લખી પછી તેમાંથી થોડોજ ભાગ છેવટે પુસ્તકના રૂપમાં બહાર પાડવાને લાયક ગણતા. એમની કવિત્વ શક્તિ એટલી તો પ્રચુર હતી કે વસંતમાં જેમ આંબાનો ઉભરાતો મોર નીચેની જમીનને છાવરી નાખે છે તે પ્રમાણે "સ્વપ્ન પ્રયાણ"નાં કાઢી નાંખેલા કાવ્યનાં પાનાં આખા ઘરમાં જ્યાં ત્યાં રખડતાં જણાતાં! જો કોઇએ પણ તે બધાં સાચવી

રાખ્યાં હોત તો આજે બંગાળી સાહિત્યને શોભાવનાર પુષ્પોનો એક ગજરો તેમાંથી થયો હોત.

આ કવિતાની ઉજાણી એટલી તો ભરપુરતાથી થતી અને એમાં રસ એટલો બધો ઉભરાતો કે અમે વચમાં વચમાં આવી જવાથી કે ખુણામાં બેસીને સાંભળવાથી તેનો સંપૂર્ણ ઉપભોગ કરી શકતા. મારા સૌથી મોટાભાઇ એમની અદ્દભૂત શક્તિના શિખર ઉપર તે વખતે હતા અને એમની કલમમાંથી કાવ્ય, પ્રાસ, છંદ, ભાષા અને કલ્પનાના તરંગોની હારની હાર ચાલી આવતી હતી. તે નદી કીનારાના બંધનોને તુચ્છકારી આજુબાજુની જમીનને આનંદના ઓઘમાં નવરાવી દેતી! શું અમે તે સમયે 'સ્વપ્ન–પ્રયાણ' સમજી શકતા હતા? નહિજ, પણ તેનું આસ્વાદન કરવા માટે શું તેને અક્ષરે અક્ષર સમજવાની જરૂર છે? ભલે અમે તે સમુદ્રને તળીએ રહેલાં રત્નોને મેળવ્યાં નહિ હોય. કદાચ તે મળ્યાં હોત તો પણ અમે તેનો શું ઉપયોગ કરી શકત? પરંતુ અમે કીનારા ઉપર આવતાં મોજાંઓના આનંદનો ઉપભોગ કરતા. તે મોજાંઓની પરસ્પર અથડા અથડીને લીધે અમારા હૃદયમાં અને નસે નસમાં લોહી કેવું ધબકારા કરીને વહેતું હતું?

તે વખતનો હું જેમ જેમ વધારે વિચાર કરૂં છું તેમ તેમ મારા મનમાં આજકાલ બંગાળામાં મિજલસો થતી નથી એ વાત વધારે સ્પષ્ટ થાય છે. અમારી બાલ્યાવસ્થામાં, અરસપરસ ગાઢ સંબંધના પરિણામે થતી મિજલસના છેલ્લા દિવસો મેં જોયા હતા. તે સમયની સમાજનું એ એક ખાસ લક્ષણ હતું. તે સમયે પાડોશી સંબંધી અને સામાજ સંબંધી લાગણીઓ એટલી બધી મજબૂત હતી કે મિજલસ એ એક જરૂરીઆત ગણાતી. આજકાલ લોકો એક બીજાને કાર્ય સારૂ મળે છે, અથવા તો સામાજીક

**ફરજ અદા કરવા માટે મળે છે; પરંતુ એ વખતની મિજલસોની પેઠે મળતા નથી. લોકોને હવે સમય પણ નથી અને પહેલાંના જેવો ગાઢ સંબંધ પણ નથી.** અમારે ત્યાં લોકોની જે આવ જા થતી અને ઓરડીઓ તથા ઓટલાઓ આનંદ અને હાસ્યથી ભરપૂર રહેતા તેની અમારા ઉપર ઘણી સારી અસર થતી. અમારા વડીલોમાં વાત કાઢવાની, મંડળના કેન્દ્ર બનવાની અને બેઠકને રસમય બનાવવાની જે શક્તિ હતી તે અમારામાં નથી. આજે પણ માણસો આવે છે ને જાય છે, પણ તેના તે ઓરડાઓ અને ઓટલાઓ સૂના લાગે છે !

તે સમયે ફરનીચરથી-સરસામાનથી માંડીને ઉત્સવ સુધીની બધી વસ્તુઓ બધા લોકોને ઉપયોગમાં આવે તેટલા માટે રાખવામાં આવતી હતી, એટલે તે વખતના પૈસાદાર માણસોનો ભપકો તથા તેમની વિપુલતામાં દમામ કે અભિમાનનો અંશ નહતો. આજકાલ ધનવાન લોકોના ભપકાના સાધનોનો જથ્થો વધ્યો છે, પણ તેઓ લાગણી વગરના થઇ ગયા છે અને ઉંચ તથા નીચ બધાંને પોતાને ઘેર આરામ લાગે એવું કરવાની કળા તેઓ ભૂલી ગયા છે. ઉઘાડા શરીરવાળા અને ગરીબ પહેરવેશવાળાને રજા વગર તેમના સ્થળોનો ઉપયોગ કરવાનો હક્ક રહ્યો નથી અને તેમના હસમુખા ચહેરાના સાદા હક્કથી તેમને તે વસ્તુઓ વાપરવા દેવામાં આવતી નથી. આપણાં ઘરો બાંધવામાં અને તેમાં ફરનીચર મૂકવામાં આપણે જે લોકનું અનુકરણ કરીએ છીએ તે લોકોને તો પરોણાચારવાળી તેમની પોતાની જૂદી સમાજ છે. આપણે તો આપણું હતું તે ગુમાવી બેઠા છીએ અને યુરોપના નમૂનાપર નવેસરથી બાંધવાને આપણી પાસે સાધન નથી. પરીણામે આપણું કુટુંબજીવન આનંદરહિત થઇ ગયું છે. હજીએ આપણે ધંધા માટે કે રાજકીય બાબતો માટે મળીયે

છીએ; પરંતુ આપણાં બંધુઓને મળવાના આનંદની ખાતર આપણે કદી મળતા નથી. આ સ્થિતિ કરતાં બીજી વધારે કૃપણ સ્થિતિ આપણી સમાજની કઇ હોય ? જ્યારે હું ભૂતકાળની હાસ્યથી ઉજ્વલ વ્યક્તિઓ તરફ નજર નાંખું છું અને તેમને ઘરની ચિંતાઓનો બોજ ઓછો કરતા જોઉં છું ત્યારે તેઓ કોઇ બીજી દુનિયામાંથી આવ્યા હોય નહિ એવું મને લાગે છે !

## અક્ષયચંદ્ર ચૌધરી.

મ્હારી બાલ્યાવસ્થામાં મને એક મિત્ર મળ્યા કે જેની મદદ મારી સાહિત્યની પ્રગતિમાં મને ઘણીજ અમૂલ્ય થઇ પડી. તે માણસ બીજા કોઇ નહિ પણ મારા ચોથા ભાઇના જોડીઆ–સહાધ્યાયી બાબુ અક્ષયચંદ્ર ચૌધરી હતા. તે અંગ્રેજી સાહિત્ય લઇને એમ. એ., માં પસાર થયા હતા. અંગ્રેજી સાહિત્યમાં તેમની જેટલી કુશળતા હતી તેટલોજ તેમનો તેના પ્રત્યે ગાઢ પ્રેમ હતો. બીજી બાજુએ તેમને જુના બંગાળી કવિ અને વૈષ્ણવ કવિઓની કવિતા પણ ઘણી ગમતી હતી. અજ્ઞાત બંગાળી લેખકોનાં બનાવેલાં સેંકડો કાવ્યો અને ભજનો તેઓ જાણતા અને એમના શ્રોતાઓની મરજી હોય કે ન હોય તોપણ છંદ, સમય કે પરીણામનો વિચાર કર્યા વગર ઉંચે અવાજે ગાવાજ માંડતા. ગાવાની જોડે બજાવવામાં કે તાલ ઠોકવામાં પણ એમને અંતર કે બાહ્ય કોઇ પણ પ્રકારનો બાધ નડતો નહિ.

અક્ષયચંદ્ર બધી વસ્તુઓમાંથી આનંદ મેળવવાની અગાધ શક્તિ ધરાવતા હતા. વળી ન્હાની ન્હાની ઉત્તમ પ્રતિની શીઘ્ર કવિતાઓ તે જાતે બનાવતા હતા, પણ તેના કર્તા તરીકે પોતે અભિમાન ધરાવતા નહિ. ખંડકાવ્ય ગાવાની પેઠે ખંડકાવ્ય લખવામાં પણ તેમની ઝડપ અસાધારણ હતી. એમના પેન્સીલના લખેલા કેટલાએ

લેખોનાં પાનાંઓ રખડતાં રહેતાં અને તેની તેઓ દરકાર પણ કરતા નહિ. એમની રચના સંબંધી એમની શક્તિ જેટલી વિવિધ હતી તેટલાજ તેઓ તેમના પ્રત્યે બેદરકાર હતા. 'ઉદાસીન' નામનું એમનું એક લાંબુ કાવ્ય 'બંગ દર્શન'માં આવ્યું ત્યારે ઘણુંજ વખણાયું હતું. એમનાં અનેક કાવ્યો મેં ઘણાંને ગાતાં સાંભળ્યા છે, છતાં ગાનાર લોકો તે કાવ્યના લેખક વિશે અજ્ઞાત હોય છે. સાક્ષર થવાનો દાવો કરનારા ઘણા મળી આવે છે, પણ સાહિત્યમાં સહૃદય આનંદ લેનારા ઘણાજ ઓછા હોય છે. અક્ષયબાબુનો ઉત્સાહ ભર્યો આનંદ અમારામાં સાહિત્યની કદર ઉત્પન્ન કરતો. અજાણ્યા માણસો વચ્ચે અક્ષયબાબુ પાણીની બ્હાર માછલીના જેવા થઇ જતા, પણ મિત્રો વચ્ચે બુદ્ધિ કે ઉમ્મરનો અંતરાય એમને બાધ કરતો નહિ. અમારાં જેવાં બાળકો જોડે તે બાળક થઇ જતા. જ્યારે સાંજની મીજલસમાંથી ઉઠીને તેઓ અમારા વડીલોની રજા લઇને જવા માંડતા ત્યારે હું તેમને અટકાવી રાખતો અને અમારા અભ્યાસના ઓરડા તરફ ઘસડી જતો. ત્યાં પણ તેઓ બીલકુલ ક્ષોભ પામ્યા વગર ટેબલ ઉપર બેસીને અમારી ન્હાની સભાના આનંદનું કેન્દ્ર બનતા. ઘણીએ વાર મ્હેં એમને કોઇ અંગ્રેજી કાવ્ય ઉપર આનંદભરી સમજુતિ આપતાં, કદર ભરી ટીકા કરતાં, ઝીણવટથી તપાસ કરતાં કે એવા બીજા કાર્યમાં રોકાયલા સાંભળ્યા છે. કેટલીકવાર તો હું તેમને મારાં લખાણો અને કાવ્યો વાંચી સંભળાવતો અને બદલામાં તેઓ મારાં છૂટથી વખાણ કરતા.

મારી સાહિત્યને લગતી અને લાગણીમય કેળવણીમાં સહાયભૂત થનારાઓમાં મારા ચોથાભાઇ જ્યોતિન્દ્ર મુખ્ય હતા. તેઓ જાતે ઉત્સાહથી ઉભરાતા હતા અને બીજાઓ એમાં ઉત્સાહ રેડવાનું તેમને ઘણુંજ ગમતું હતું. **અમારા માનસિક વિચારોની અને હૃદયની**

લાગણીઓની આપ લે કરવામાં અમારા બેની ઉમ્મરમાં રહેલો ફેર તેઓ આવવા દેતા નહિ. એમણે મને જે છૂટ આપી હતી એવી છૂટ બીજો કોઇ માણુસ ભાગ્યેજ આપી શકે. ઘણુા તો એવી છૂટ આપવા માટે એમનો દોષ કાઢતા હતા. એમણે મને જે છૂટ આપી હતી તેને લીધે મારામાં રહેલો ક્ષોભ અને અતિશય શરમાળપણું જતાં રહ્યાં. ગ્રીષ્મ ઋતુના ગરમ તાપ પછી જેમ વાદળાંની જરૂર છે તેમ મારી બાલ્યાવસ્થામાં જે દબાણ અને કારાગૃહમાં હું પડ્યો હતો તેમાંથી મને એ પ્રકારની છૂટની જરૂર હતી.

ઉપર કહ્યું તે પ્રમાણે જો મ્હારાં બંધનો તૂટ્યાં ન હોત તો આખી જીંદગીને માટે મ્હારી શક્તિ કુંઠિત રહી જાત. જે લોકોના હાથમાં સત્તા હોય છે તે લોકો સ્વતંત્રતાનો દુરૂપયોગ થવાથી શા શા ગેરફાયદા થાય છે તે ગણાવવા માટે તૈયાર રહે છે અને પોતાની સત્તા કમી કરવા નાખુશી બતાવે છે. પણ છૂટ આપ્યા વગર સ્વ-તંત્રતા ખરેખરી છૂટી થાયજ નહિ. કોઇપણ વસ્તુને સારી રીતે વાપરવાનો એક રસ્તો તો એ છે કે તેનો દુરૂપયોગ કરવો. મારે પોતાને માટે તો મારે કહેવું જોઇએ કે મને છૂટ મળવાથી જે કાંઇ નુકશાન થતું, તેનાથી તે નુકશાન અટકવાનો રસ્તો પણ ખુલ્લો થઇ જતો. મ્હારા કાન પકડીને જોરજુલમથી શારીરિક કે માનસિક કોઇપણ વાત ગળે ઉતારવાને પ્રયત્ન થતો ત્યારે હું તે વસ્તુને કદી પણ મ્હારી પોતાની કરી શકતો નહિ. જ્યારે જ્યારે મ્હને છૂટો મૂક-વામાં આવતો નહિ અને મ્હારી જાત ઉપર આધાર રાખવા દેવામાં આવતો નહિ, ત્યારે મને શોક શિવાય બીજું કાંઇ પણ મળ્યું નથી.

મ્હારાભાઇ જ્યોતિન્દ્ર મ્હને મારે પોતાને હાથે જ્ઞાન મેળવવાના માર્ગે જવામાં તદ્દન છૂટ આપતા હતા અને ત્યાર પછીજ મ્હારા સ્વભાવમાં કાંટાઓ બ્હાર નીકળ્યા, તેમજ કુસુમો પણ ખીલ્યાં. મ્હારા

પોતાના અનુભવથી મ્હને પાપની બ્હીક લાગે છે, તેના કરતાં પુણ્ય ઉત્પન્ન કરવા માટે કરાતા સખ્તાઇ ભર્યા, ક્રુર અને આપ ખુદી પ્રયત્નોની વધારે બ્હીક લાગે છે. રાજકીય શિક્ષા કરનાર પોલીસનો મ્હને અત્યંત તિરસ્કાર છે. એ પ્રમાણે જુલમ વાપરવાથી જે ગુલામગીરીની દશા ઉત્પન્ન થાય છે તે મનુષ્યજાતિને કોરી ખાનાર કીડો છે.

મ્હારાભાઇ નવા નવા રાગો શોધવાના કામમાં દિવસોના દિવસો પિયાનો વગાડવામાં કાઢતા. એક બાજુએ એમની નૃત્ય કરતી આંગળીઓમાંથી નવા નવા સૂરોનો વરસાદ વરસતો, બીજી બાજુ હું અને અક્ષયબાબુ એમની બન્ને બાજુ બેસીને તે સૂરોને શબ્દોમાં ગોઠવતા, એટલે એ સૂરો જતા રહે નહિ. એ પ્રમાણે કવિતા બનાવવાની ઉમેદવારી મ્હેં શરૂ કરી.

જ્યારે અમે બાલ્યાવસ્થામાંથી પસાર થતા હતા ત્યારે અમારા કુટુંબમાં સંગીત ઘણુંજ ખેડવામાં આવતું હતું. ઉત્તરોત્તર યુવાવસ્થામાં પ્રવેશ થતો હોવાથી મારે સંગીત કૃત્રિમ રીતે શીખવું પડયું નહિ. તે વગર પ્રયત્નેજ મ્હારામાં ઉતરી ગયું. પણ તેને લીધે એક ખામી પણ રહી ગઇ. તે એ કે સંગીતશાસ્ત્રની દૃષ્ટિએ જે પૂર્ણતા જોઇએ તે પૂર્ણતા હું મેળવી શકયો નહિ. તે પૂર્ણતા તો પગલે પગલે શીખીએ તોજ આવે.

હું હિમાલયથી પાછો આવ્યો ત્યાર પછી મને વધારેને વધારે સ્વતંત્રતા મળતી ગઇ. મ્હારા ઉપર સેવકોનું સામ્રાજ્ય હતું તેનો અંત આવ્યો અને નિશાળે જવાનાં જે બંધનો હતાં તે બંધ થયાં. મ્હને ઘેર શીખવવા આવનાર શિક્ષકને પણ બહુ કાર્ય કરવાનો લાગ હું આપતો નહિ. મ્હને " કુમાર સંભવ "નો અભ્યાસ પૂરો કરાવીને જ્ઞાનબાબુ બી.એલ. એલ.બી. વકીલની પરીક્ષા આપવા માટે ગયા. એમના જવા પછી વ્રજબાબુ આવ્યા. પ્હેલે દિવસે તેમણે મ્હારી પાસે "વિકાર

ઓફ વેકફીલ્ડ" માંથી કેટલુંક ભાષાંતર કરાવ્યું. મને પણ તે પુસ્તક ગમ્યું. છતાં તેમણે જ્યારે મ્હને ભણાવવા માટે ઘણી ઝીણવટભરી તૈયારીઓ કરવા માંડી ત્યારે હું ધીરે ધીરે ભણવાના ઓરડામાંથી અદૃશ્ય થઇ જવા લાગ્યો !

ઉપર એકવાર મ્હેં જણાવ્યું છે તે પ્રમાણે મારા વડીલો તો મારે માટે નિરાશજ થઇને બેઠા હતા. મ્હારા ભવિષ્ય માટે મ્હને કે તેમને આશા હતીજ નહિ. એટલે મારી નોટ બુકમાં કવિતા ચિતરવાને મને જોઇએ તેટલો સમય મળવા લાગ્યો. મારા મગજમાં પણ ગરમ વરાળ અને તેનાથી થતા પરપોટાઓ શિવાય બીજું કાંઇપણ હતુંજ નહિ. અર્થ વગરની, લક્ષ્ય વગરની, આળસ ભરી કલ્પનાઓના વમળો ચક્કર ચક્કર ફર્યા કરતા. તે વખતની રચનામાં કોઇપણ પ્રકારના રૂપની સૃષ્ટિ હતીજ નહિ; કેવળ ગતિનું ચાંચલ્ય જ હતું. અંદરથી પરપોટા ઉત્પન્ન થતા અને પાછા ફાટીને ફીણ થઇ જતા. તેમાં થોડી ઘણી જે વસ્તુ હતી તે પણ મારી પોતાની હતી નહિ; પરંતુ બીજા કવિઓમાંથી ઉછીની લીધેલી હતી. મારૂં જો કાંઇ પણ હોય તો તે માત્ર અશાંતિજ હતી. મારા પોતાની અંદર એક પ્રકારની માનસિક અસ્થિરતાજ હતી. જ્યારે ગતિ જન્મ પામે છે અને જ્યાં સુધી શક્તિઓ સમતોલ થતી નથી ત્યાં સુધી, કેવળ અવ્યવસ્થિતતા—ઠેકાણા વગરની અંધકારની અવસ્થાજ પ્રવર્તે છે.

મારા ચોથાભાઇનાં પત્નિ સાહિત્યનાં અત્યંત પ્રેમી હતાં. તે વાંચતાં હતાં તે કેવળ વખત ગાળવા માટે નહિ; પરંતુ તેમણે જે બંગાળી પુસ્તકો વાંચ્યાં હતાં તેનાથી તેમનું મન પૂર્ણ ભરેલું રહેતું. સાહિત્યમાં તેઓ જે નવીન સાહસ ખેડતાં તેમાં હું તેમનો ભાગીદાર થતો. તેમને "સ્વપ્ન—પ્રયાણ" અત્યંત ગમતું હતું. મને પણ તે પુસ્તક ઘણું પસંદ હતું અને ખાસ કરીને તે જ્યારે લખાતું હતું તે વખતનો

હું સાક્ષી હતો. સારે ભાગ્યે સ્વપ્નપ્રયાણનું અનુકરણ મારાથી થઈ શકે તેમ હતું નહિ, એટલે તે પ્રયત્ન કરવાનુંજ મારા મનમાં આવ્યું નહિ. "સ્વપ્ન–પ્રયાણ" રૂપક એક ભવ્ય રાજમહેલના જેવો છે. તેમાં અસંખ્ય ઓરડાઓ, બારીઓ, ચિત્રો, મૂર્તિઓ વગેરે અદ્ભુત કલાશક્તિ ગોઠવેલી જણાય છે. વળી તે મહેલની ચારે બાજુએ વિશાળ બાગ, રમવાની જગાઓ, કેટલાએ ફુવારાઓ, કુંજ નિકુંજો અને કેટલાએક લતા મંડપો આવી રહેલા છે. "સ્વપ્ન–પ્રયાણ" માં કેવળ ભાવની વિપુલતા છે એટલુંજ નહિ, પરંતુ ભાષા અને કલ્પના શક્તિનો પણ તેમાં ધોધ વહેતો જણાય છે. એવા ભવ્ય રાજમહેલની ઝીણી ઝીણી બાબતોમાં પણ સંપૂર્ણતા લાવવી એ કાંઈ સહેલું કામ નથી અને તેથીજ મારા મનમાં એનું અનુકરણ કરવાની ઇચ્છા થયલી નહિ.

આ સમયે વિહારીલાલ ચક્રવર્તીની શારદા મંગલ નામની કવિતા શ્રેણી 'આર્યદર્શન'માં આવવા માંડી હતી. મારાં ભાભીને આ કાવ્યનું માધુર્ય ઘણુંજ આકર્ષક લાગ્યું. તેમાંનાં ઘણાં ખરાં તો તેમને મ્હોંડેજ હતાં. ઘણીવાર વિહારી ચક્રવર્તીને તેઓ આમંત્રણ કરી બોલાવતાં. તેઓએ પોતાને હાથે એક આસન તેને માટે ગુંથ્યું હતું. વિહારી ચક્રવર્તી જોડે મૈત્રિ કરવાનો મને એ પ્રમાણે લાગ મળ્યો. અમારો પરિચય ઘણો ગાઢ થયો. એમનો મારા પર પ્રેમ થયો. હું ધીમે ધીમે તેમને ઘેર પણ જવા લાગ્યો. દહાડામાં કોઇ પણ વખતે સવાર બપોરે કે સાંજે તેમને ત્યાં જઈ ચઢતો. એમનું હૃદય એમના શરીર જેવું વિશાળ હતું અને એમની આસપાસ કવિત્વ શક્તિનું તેજ વિંટાઈ રહ્યું હોય એમ જણાતું હતું. એ કવિતામય સૂક્ષ્મ શરીર જાણે તેમનું ખરૂં શરીર હોય તેમ લાગતું. વિહારીલાલમાં કવિતાનો સંપૂર્ણ આનંદ રહેલો જણાતો. જ્યારે જ્યારે એમની

પાસે હું જતો ત્યારે ત્યારે મને પણ તે આનંદનો ભાગ મળેલો છે. ત્રીજે માળે આવેલી એમની સીમેંટવાળી ઓરડીમાં બપોરની ગરમીના વખતમાં હું ઘણીવાર જતો અને એમને સીમેંટના તળીયા પર સુતા સુતા કવિતા લખતાં હું જોતો. હું કેવળ બાળક હતો છતાં એમનો આવકાર એવો તો ઉત્સાહ ભર્યો અને આકર્ષક હતો કે મને એમની પાસે જતાં બીલકુલ સંકોચ થતો નહિ. ભાવમાં મગ્ન થઇને મને તે પોતાની કવિતા વાંચી બતાવતા અને ઘણીવાર ગાઈ પણ સંભળાવતા. એમનો સૂર બહુજ મધુર હતો એમ નહતું, તેમ તેઓ કેવળ બેસુરૂં પણ ગાતા નહિ. તેઓ જે સૂર ગાતા તે સાંભળનાર ઓળખી શકતો. ગંભીર અવાજે આંખો મીચીને જ્યારે તે સૂર ચઢાવતા ત્યારે, એમના અવાજની—સૂરની ખોટ એમનો ભાવ પૂરી કરતો. એવે એક સમયે ગાયેલું એક ગાયન મને હજી પણ યાદ છેઃ—

"બાલા ખેલા કરે ચાંદેર કિરને."

કેરે બાલા કિરનમયિ બ્રહ્મરંધ્રે વિહરે."

હું પણ એમનાં કેટલાંક કાવ્યોનો સૂર બેસાડી એમને ગાઈ સંભળાવતો.

વિહારીલાલ ચક્રવર્તી કાળીદાસ અને વાલ્મિકીની કવિતાથી અત્યંત મુગ્ધ થયેલા હતા. "કુમાર સંભવ" માંથી એમણે શરૂઆતના શ્લોકો ખૂબ જોરથી ગાઇ સંભળાવ્યા હતા તે મને હજી પણ યાદ છે. જ્યારે ગાન પૂરૂં થયું ત્યારે તેમણે કહ્યુંઃ "હિમાલયના વર્ણનમાં દીર્ઘ "આ"નો પ્રયોગ કેવળ અકસ્માતનું પરીણામ નથી. હિમાલય પર્વતનો મહિમા અને વિશાળતા વાચકના હૃદયમાં પ્રતીત કરવા માટે કવિએ જાણી જોઇને "દેવતાત્મા"થી માંડીને "નગાધિરાજ" સુધી 'આ'નો ઉપયોગ કરેલો છે."

તે સમયે વિહારીલાલ ચક્રવર્તીના જેવા એક કવિ થવાની મહ-

ત્વાકાંક્ષા મારા મનમાં સૌથી વધારે પ્રબળ હતી અને કદાચ હું મારા મનમાં એમ પણ માની લેત કે હું એમના જેવીજ કવિતા લખું છું, પણ મારાં ભાભી મને એ ગર્વનો ઉપભોગ કરવા દેવામાં મોટા અંતરાયરૂપ થઇ પડતાં, કારણ કે તેઓ વિહારીલાલ ચક્રવર્તીનાં અનુપમ ભકત હતાં. મારાં ભાભી મને કાલીદાસની "मंदः कवियशः प्रार्थी" એ ટુંકનું સ્મરણ દેવડાવી "गमिष्याम्युपटास्यताम्"–એમ કહી મને પાછો પાડતાં. મને લાગે છે કે એમની ખાત્રી હશે કે જો એકવાર પણ મારા અહંકારને ઉંચે આવવા દેવામાં આવશે તો પછી તેને રોકવોજ અઘરો થઇ પડશે. મારી કવિત્વ શક્તિની કે ગાયનશક્તિની તેઓ એકદમ પ્રસંસા કરતાં નહિ, એટલુંજ નહિ પરંતુ બીજા એક બે માણસો જોડે સરખામણી કરી તેમનો કંઠ મારા કરતાં વધારે મધુર છે એમ જણાવતાં. આથી મારી કવિત્વશક્તિ સારી છે કે નહિ તે બાબત મારા મનમાં ઘણી શંકાઓ ઉત્પન્ન થઇ; પરંતુ આત્મમાન જાળવી રાખવાનું હવે એટલુંજ ક્ષેત્ર મારે માટે રહ્યું હતું કે જેમાંથી કોઇના અભિપ્રાયથી બ્હાર નીકળવું ચાલે તેમ નહતું. વળી વધારામાં મારા અંતરમાં પણ કાંઇ એવી મજબુત પ્રેરણા હતી કે કવિતા કરતાં અટકવું એ મારે માટે અશક્યજ થઇ પડયું હતું !

## રચનાપ્રકાશ બ્હાર પાડવું.

અત્યાર સુધી મારાં લખાણો કુટુંબની હદની અંદરજ આવેલાં હતાં, એટલામાં 'જ્ઞાનાંકુર' કરીને એક માસિક બ્હાર પાડવામાં આવ્યું અને તેના નામ પ્રમાણે તેમાં એક ઉછરતો કવિ પણ કવિતાનાં અંકુરો બ્હાર પાડવા તૈયાર થયો ! તે માસિકે કવિતાના રૂપમાં લખેલો મારો બધો બડબડાટ અને ઉકાળો બ્હાર પાડવા માંડયો ! આજે પણ મ્હારા હૃદયની ઉંડી ગુફામાં મને એ ભય છે કે જ્યારે ન્યાયનો છેલ્લો દિવસ આવશે ત્યારે સાહિત્યનો કોઇ ઉત્સાહી અને સાહસિક છૂપી

પોલીસનો માણસ સાહિત્યના અંતઃપુરમાં પેસી જઇ પોતાની તપાસ કર્યાવગર રહેશે નહિ ! લોકોની કઠોર દૃષ્ટિ સમક્ષ ખાનગીપણાની દરકાર કર્યા શિવાય બેશરમ થઇને તે લેખોને બ્હાર ખેંચી કાઢ્યા વગર રહેશે નહિ !

મ્હારા ગદ્યાત્મક લેખો પણ પહેલવહેલા 'જ્ઞાનાંકુર'માંજ બ્હાર પડવા લાગ્યા. સૌથી પહેલો લેખ મેં એક ટીકારૂપે આપ્યો હતો અને તેમાં કાંઇ ઇતિહાસ પણ આપેલો હતો.

"ભુવનમોહિની પ્રતિભા" નામનું એક કાવ્યનું પુસ્તક બ્હાર પડયું હતું. એ પુસ્તકને "સાધારણી"માં અક્ષય બાબુએ અને "કેળવણી સમાચાર"માં ભૂદેવબાબુએ વધાવી લીધું હતું. મારા કરતાં વયોવૃદ્ધ મારો નવો એક મિત્ર મારી પાસે આવીને "ભુવનમોહિની" એવી સહીવાળા કાગળો બતાવી જતો. તેને તો એ પુસ્તકની મોહિનીજ લાગેલી હતી. લેખકને કપડાં, પુસ્તકો વગેરેની ભેટો પણ તે મોકલતો હતો.

આ કાવ્યમાંનાં કેટલાંક કાવ્યોમાં ભાષા અને વિચારો એટલાં તો અનિયંત્રિત હતાં કે તે એક સ્ત્રીએ લખેલાં છે એવો વિચારજ મારા મનમાં હું સહન કરી શક્યો નહિ. વળી જે કાગળો મ્હારા મિત્રે મ્હને બતાવ્યા હતા તે પરથી પણ લેખક કોઇ સ્ત્રી હશે એવું અનુમાન કરવું શક્ય હતું નહિ. પણ મ્હારા સંશયોથી મ્હારા મિત્રની તેના પ્રત્યેની ભક્તિ ઓછી થઇ નહિ અને તે તો પોતાના ઇષ્ટની પૂજા કરતોજ રહ્યો.

આ પુસ્તક ઉપર ટીકા કરવાનું મ્હેં એકદમ સાહસ ખેડયું ! મ્હારી ટીકામાં ખાસ કાંઇજ નહોતું. માત્ર ખંડકાવ્ય અને ગીતિકાવ્યનાં શું લક્ષણો છે તેનું વિવરણ અપૂર્વ વિચક્ષણતાથી કર્યું હતું. વધારામાં એટલું ઉમેર્યું હતું કે લેખકે તદ્દન બેશરમ પુસ્તક લખ્યું છે, અને લેખકની

શક્તિનું એ સૂચક નથી. પરન્તુ તે મિત્ર ઉશ્કેરાઇ ગયો અને એણે આવીને મને ધમકી આપતાં કહ્યું કે, મ્હારી ટીકાનો ઉત્તર એક બી. એ. આપવાનો છે! બી. એ! હું તો એકદમ સજ્જડજ થઇ ગયો! મ્હારી બાલ્યાવસ્થામાં સત્યાએ પોલીસના નામની બૂમ પાડી હતી અને તે વખતે મ્હને જેવી લાગણી થઇ હતી તેવીજ લાગણી મને થઇ! મ્હારી ટીકામાં ખંડકાવ્ય અને ગીતિકાવ્ય વચ્ચે પાડેલા ઝીણવટ ભર્યા બધા ભેદની સામે રદીઆઓ અને દલીલોનો જાણે થોક લાગી જશે એમ મને લાગ્યું! જાણે તેના પ્રમાણરૂપ ફકરાઓ ટાંકીને તે મ્હારા વાદના કિલ્લાને જમીનદોસ્ત કરી નાંખશે એમ મને લાગ્યું! વાંચકવર્ગ આગળ ફરીને મ્હોંઢું બતાવવાની શક્યતા મ્હારા મનમાં ઝાંખી થઇ ગઇ. પણ મ્હારા ટીકાકાર! કેવી ખરાબ ગ્રહસ્થિતિમાં તારો જન્મ થયેલો હશે? કેટલાએ દિવસો મ્હેં એવી હબકમાં ગાળ્યા, પણ સત્યાના પોલીસની પેઠે બી. એ. પણ નજરે ચઢ્યો નહિ!

## ભાનુસિંહની કવિતા.

અક્ષય સરકાર અને સરોદ મિત્ર જુની વૈષ્ણવ કવિતાઓનો સંગ્રહ ભેગો કરીને છપાવતા હતા; તે બધાનો હું ઘણોજ ઉત્સુક અભ્યાસી હતો. મૈથિલી ભાષા સાથે તેમની ભાષા ઘણીજ મિશ્રિત હોવાથી મને તે સમજવામાં અડચણ પડતી હતી, પણ એ કવિતા અઘરી હતી માટેજ તેને સમજવાને હું વધારેને વધારે મથતો હતો. જેવી રીતે બી જમીનમાં માટી તળે રોપવાથી અથવા માઘ ઉત્સવમાં જમાન તેના પડ નીચે રહેલા રહસ્યથી અને કુતૂહલથી ભરપૂર જણાતી તેવીજ રીતે આ બધાં કાવ્યો પણ મને લાગતાં. એ વૈષ્ણવ કાવ્યોના ખજાનામાં ઉંડા ને ઉંડા ઉતરતાં કદાચ મને કોઇ વખતે કાવ્યરૂપી માણેક પ્રાપ્ત થશે એવી આશામાંને આશામાં મ્હારો ઉત્સાહ બન્યો રહેતો.

આ પ્રમાણેના કાર્યમાં હું મશગુલ હતો ત્યારે મ્હારા પોતાનાં કાવ્યોને પણ આવાજ કોઇ નામ નીચે બ્હાર પાડવાનો મ્હને વિચાર આવ્યો. અક્ષય ચૌધરી પાસેથી મેં અંગ્રેજી બાલકવિ ચેટરટનની વાત સાંભળી હતી. તેની કવિતા કેવી હતી તેનો મને ખ્યાલ સુધ્ધાં ન હતો અને કદાચ અક્ષય ચૌધરીને પણ ખબર નહિ હોય. અમને તે બધી માહિતી મળી હોત તો એ વાર્તાનો બધો રસ પણ જતો રહેત. પણ એ વાતમાં રહેલા નાટક જેવા રસને લીધે મારી કલ્પનાશક્તિ સતેજ થઇ ઉઠી હતી. મને એમ લાગતું કે ચેટરટનના પ્રાચીન કવિઓના અનુકરણથી શું બધા લોકો છેતરાયા ન હતા? છેવટે કમનશીબ ચેટરટન આત્મઘાત કરીને મરણ પામ્યો હતો. માત્ર આત્મઘાતનો ભાગ બાદ કરીને ચેટરટનનો ભાગ ભજવવાનું મ્હેં મારા મનમાં નક્કી કર્યું.

એક દિવસ આકાશ વાદળાંઓથી ઘમઘોર છવાયલું હતું. એ દિવસે બપોરે આરામ લેતો હું અંદર ઓરડામાં પથારીપર પડયો હતો. એ સમયે મ્હેં મૈથિલી ભાષાના અનુકરણમાં "ગહન કુસુમ કુંઝ માઝે" એ કવિતા સ્લેટપર લખી. હું તે કવિતા લખીને પ્રસન્ન થયો અને મને પહેલો જે માણસ મળ્યો તેને તે વાંચી સંભળાવવાનું હું ચૂકયો નહિ! કારણ કે તેમાંનો એક પણ શબ્દ તેની સમજમાં ઉતરવાનો બીલકુલ ભયજ નહોતો અને મ્હારી કવિતાપર ગંભીરતાથી ડોકું હલાવી 'સારૂં છે' એમ કહ્યા વગર તેને ચાલે તેમ હતુંજ નહિ!

"ભુવનમોહિની પ્રતિભા" વાળા મારા મિત્રને એકવાર મ્હેં કહ્યું કે, "ભાનુસિંહ નામના એક જુના વૈષ્ણવ કવિનાં કેટલાંક કાવ્યો આદિ બ્રહ્મસમાજના પુસ્તકાલયમાંથી શોધ કરતાં મળી આવ્યાં છે અને તેમાંનાં કેટલાંક મ્હેં ઉતારી લીધાં છે." એમ કહીને મેં મ્હારી અનુકરણમાં બનાવેલી કેટલીક કવિતાઓ વાંચી સંભળાવી. એ કવિતા

સાંભળીને તેને ઘણીજ ઉંડી અસર થઇ. "વિદ્યાપતિ કે ચંડીદાસ પણ આવી કવિતા લખી શકે નહિ!" તેણે એકદમ જુસ્સામાં આવી-જઇને કહ્યું કે "મને તે મૂળ હસ્તલીખીત પુસ્તકજ આપો કે જેથી હું અક્ષય બાબુને તે છપાવવા કહું."

ત્યાર પછી મ્હેં મ્હારી પોતાની નોંધપોથી બતાવીને સિદ્ધ કરી બતાવ્યું કે તે કાવ્યો ચંડીદાસ કે વિદ્યાપતિનાં હોઇ શકેજ નહિ, કારણ કે હું પોતેજ તેનો કર્તા હતો! મ્હારા મિત્રનું મુખ ઉતરી ગયું અને તેણે મને કહ્યું: "બરાબર છે, આ કાવ્યો કાંઇ છેક ઉતરતી પંક્તિનાં નથી!" 'ભાનુસિંહ'માં ભાનુ એટલે રવી અર્થાત્ સૂર્ય સૂચક નામ છે.

ભાનુસિંહનાં કાવ્યો જ્યારે 'ભારતી'માં બ્હાર પડતાં હતાં ત્યારે ડૉ. નિશીકાંત ચટરજી જર્મનીમાં હતા. તેમણે બંગાલાની ગીતિકાવ્યની યુરોપનાં ટુંકાં કાવ્યો સાથે સરખામણી કરીને એક પુસ્તક વિદ્વાનો આગળ રજુ કર્યું હતું. તેમાં ઘણી દલીલો પણ આપવામાં આવી હતી. તે પુસ્તકમાં ભાનુસિંહને હાલના કોઇ પણ કવિથી ન પહોંચી શકાય એવું સ્થાન આપવામાં આવ્યું હતું! એ પુસ્તકમાં રજુ કરેલી નવીન વિચાર પદ્ધતિ માટે તેમને ડૉક્ટરની પદ્વિ મળી!

ભાનુસિંહ ગમે તે હો, પણ તેનાં કાવ્યો આજે પણ જો મારા હાથમાં આવે તો પણ હું કદી છેતરાઉં નહિ. જૂના કવિઓ કાંઇ પોતાની માતૃભાષામાં લખતા નહતા, પણ કૃત્રિમ ભાષા લખતા હતા અને તે જુદા જુદા માણસોના હાથમાં જુદો જુદો રંગ લેતી; પણ તેમના વિચારો અને લાગણીઓમાં બીલકુલ કૃત્રિમતા હતીજ નહિ. એટલે કોઇપણ રીતે ભાનુસિંહની કવિતાની પરિક્ષા કરતાં ભેળ-વણી કરેલી પકડાઇ આવ્યા વગર રહેજ નહિ. તે કવિતામાં આપણા અસલી કવિઓના સુંદર ઢાળ, ચાલ, સૂર કે હૃદય ગ્રાહક ટુચકાઓ

હતાજ નહિ, પણ તેને બદલે અર્વાચીન સમયના પરદેશીય ઓરગનના ભાંગ્યાતુટ્યા સ્વરોજ હતા !

# સ્વદેશીકતા.

બાહ્યદૃષ્ટિએ જોનારને કદાચ અમારા કુટુંબમાં ઘણા પરદેશીય રિવાજો દાખલ થયલા જણાશે, પણ અમારા કુટુંબીઓનાં હૃદયમાં કદીપણ નહિ હોલવાયલી સ્વદેશપ્રેમની જ્યોતિ સતત બળ્યાજ કરી છે અને તેજ આપી રહી છે. મારા પિતાના હૃદયમાંથી તેમની જીંદગીના અંત સુધી દેશને માટેના માનની લાગણી બીલકુલ નષ્ટ થઇ નહતી. જો કે વિચારોમાં તેઓ બહુજ ભિન્ન પડતા હતા. અમારામાં તો સ્વદેશપ્રેમ પ્રબળ લાગણીરૂપે ઘણોજ સતેજ હતો. જે સમયની વાત હમણાં લખાય છે તે વખતે સ્વદેશપ્રેમ હમણાં છે તેટલો બધો પ્રચલીત નહતો. તે સમયનું ખાસ લક્ષણ પણ સ્વદેશપ્રેમ નહતો. આપણા દેશનો કેળવાયલો વર્ગ તે વખતે આપણા દેશની ભાષાને તેમજ આપણા દેશના વિચારોને દોઢ ગાઉથીજ નમસ્કાર કરતો હતો ! છતાંપણ મારા વડીલ બંધુઓ હમેશાં બંગાલી સાહિત્યનેજ ખેડતા અને અમારા કુટુંબ સાથે લગ્નના સંબંધથી જોડાયલા એક સગાએ મારા પિતાને અંગ્રેજીમાં પત્ર લખ્યો હતો તે તરતજ તેને પાછો મોકલવામાં આવ્યો હતો !

હિંદુમેળો એક વાર્ષિક મેળો હતો અને તે ભરવામાં અમારા કુટુંબે ખાસ મદદ કરી હતી. બાબુ નવગોપાળ મિત્ર તેના તંત્રી હતા. આખા હિંદુસ્તાનને માતા તરીકે જોવાનો એ પહેલવહેલોજ સાક્ષાત્કાર હતો. મારા બીજા મ્હોટાભાઇનું પ્રિય કાવ્ય "ભારતેરજય" પણ હિંદુ મેળાને માટેજ બનાવવામાં આવ્યું હતું. ('મિળે સબે ભારત સંતાન.') આ મેળાની ખાસ ખૂબી તેમાં ગવાતાં માતૃ-

ભૂમિનાં સ્તવનોની સ્વદેશપ્રેમથી પરિપૂર્ણ કવિતાઓ ગાવામાં તથા દેશી કલાકૌશલ્ય અને કારિગીરીનું પ્રદર્શન કરવામાં સમાયલી હતી.

જ્યારે લોર્ડ કર્ઝને દિલ્હી દરબાર ભર્યો ત્યારે મેં એક ગદ્યાત્મક લખાણ કર્યું હતું. જ્યારે લોર્ડ લીટન હતો ત્યારે પણ મેં એક કાવ્ય રચ્યું હતું. તે વખતે હિંદી સરકાર રશિયાની ચઢાઇથી બ્હીતી તે ખરૂં છે, પણ ચૌદવર્ષના બાળકવિની કલમની તેને તે વખતે બ્હીક પેઠી નહતી ! મારી કવિતામાં મારી ઉમ્મરને યોગ્ય જુસ્સો કાંઇ કમી નહતો, તે છતાં લશ્કરના સેનાપતિથી તે પોલીસના વડા સુધી અમલદાર વર્ગમાં જરાપણ ગભરાટ ફેલાયો નહિ ! વળી વધારામાં 'ટાઇમ્સ' જેવા પત્રમાં અમલદારોની આવી બેદરકારીથી સામ્રાજ્ય જલદી નષ્ટ થશે એવી નિરાશાયુક્ત ભવિષ્યવાણી પણ તે વખતે ઉચ્ચારવામાં આવી નહિ ! મારી કવિતા હું એક ઝાડ તળે ઉભો રહીને ગાતો હતો અને મારા શ્રોતા વર્ગમાં નવીનસેન કવિ પણ હતા ! હું જ્યારે મ્હોટો થયો ત્યારે એ વાત તેમણે મને યાદ દેવડાવી હતી !

મારા ચોથા વડીલબંધુ જ્યોતિન્દ્રે રાજનારાયણ બોઝના અધ્યક્ષપણા નીચે એક રાજકિય સંસ્થા સ્થાપન કરી હતી. એ સંસ્થાની ઘણી ખરી બેઠક અને સભાઓ કલકત્તાની એક અજાણી ગલીમાં ભાંગ્યાતૂટયા ઘરમાં કરવામાં આવતી હતી. તેનું ઘણુંખરૂં કામકાજ ભરમમાંજ આવરણથી ઢંકાયલું રહેતું. આ સભાને માટે અમારા મનમાં માનની લાગણી ઉત્પન્ન કરવાનો ખાસ હક્ક હતો. ખરૂં જોતાં સરકાર કે લોક કોઇને પણ અમારી સભાથી ગભરાવાનું જરાપણ કારણ હતું નહિ. અમારા કુટુંબનાં બીજાં બધાં માણસોને અમે અમારો બપોરનો સમય કયાં ગાળીએ છીએ તેની ખબર સુદ્ધાં નહતી. અમારૂં મળવાનું સ્થળ અંધારી જગામાં આવેલું હતું. મકા-

નનું આગલું બારણું તો હમેશાં બંધજ રહેતું. અમારો મુદ્રા લેખ એક વૈદિક મંત્ર હતો અને અમારી બધી વાતો ગુપચુપજ થતી હતી. આવી પરિસ્થિતિને લીધે અમને ઉશ્કેરણી મળતી અને અમારા અંતરમાં ધબકારા થતા ! અમારે વધારે કાંઇપણ જોઇતું નહિ ! હું તદ્દન બાળક હતો છતાં પણ તેનો એક સભાસદ થયો હતો. અમે અમારી આસપાસ એવું તો લાગણીનું વાતાવરણ રાખતા કે અમારા ઉત્સાહની પાંખો પર જાણે ઉડતા હોઇએ એમ અમને લાગતું ! વળી તેમાં શરમ, અણુવિશ્વાસ કે બ્હીકનું તો નામજ મળે નહિ ! અમારો મુખ્ય હેતુ અમારી લાગણીની ગરમીમાંજ મઝા કરવાનો હતો !

કોઇ કોઇવાર વીરત્વમાં દોષો આવતા હશે, પણ મનુષ્યના હૃદયમાં તેને માટે ઘણોજ ભાવ અને માન, હમેશને માટે ઉંડું ઘર કરીને રહેલાં છે. દરેક દેશના સાહિત્યમાં આ વીરત્વની ભક્તિને જાળવી રાખવા માટે પ્રયત્ન થતો જોવામાં આવે છે, એટલે દુનિયાના કોઇપણ સ્થળમાં અમુક ઉમ્મરનો વ્યક્તિ સમૂહ–જુવાનીઆનો વર્ગ એવા ઉશ્કેરણી આપનારા આઘાતથી બચી જવા પામેજ નહિ. અમારે તો આવા આઘાતની સામે પ્રત્યાઘાત કરીને બેસી રહેવાનુંજ હતું; અમારી કલ્પના શક્તિના ઘોડાઓ દોડાવી મૂકી મ્હોટી મ્હોટી વાતો કરી ગાનતાન કરીને આનંદજ કરવાનો હતો.

**એ એક નિઃસંશય વાત છે કે મનુષ્ય સ્વભાવમાં ઉંડું મૂળ ઘાલી બેઠેલી વીરત્વ શક્તિને પ્રદર્શીત કરવાનાં સઘળાં દ્વારોને બંધ કરવાથી એવી તો કૃત્રિમ સ્થિતિ ઉત્પન્ન થાય છે કે જે સ્થિતિમાં માત્ર હલકા પ્રકારનાં કાર્યોનેજ પોષણ મળે. મહાન્ સામ્રાજ્યની વિસ્તૃત યોજનામાં ફક્ત કારકુનોનીજ જગાઓ–નોકરીઓ સુલભ**

**રાખવી એથી કાંઈ કાર્ય સરતું નથી. જો સાહસ અને બહાદુરીના જુસ્સાને માટે કોઈપણ રસ્તો ખુલ્લો રાખવામાં આવે નહિ તો માણસનો આત્મા છૂટો થવાને પ્રયત્નો કરે છે અને છૂપા રસ્તાઓ શોધે છે. જે માર્ગો ત્રાસદાયક અને ભયંકર છે તથા જેનાં પરીણામો અગમ્ય છે.** મારી ખાત્રી છે કે જો તે સમયે સરકારે વહેમને લીધે બ્હીકમાંને બ્હીકમાં અમારી સભાને છંછેડી હોત તો અમારી સભાના સભાસદો જે આનંદમાં રહેતા હતા તેની જગોએ કાંઇ ભયંકર અને શોકજનક પરીણામ આવીને ઉભું રહેત! અલબત્ત, હવે તો બધો ખેલ ભજવાઇ ગયો છે અને કલકત્તાની એક પણ ઇંટને નુકશાન થયું નથી, એટલુંજ નહિ પણ તે યાદગારી ઉપર પણ અમે હસીએ છીએ!

મારા ભાઇ જ્યોતિન્દ્રે આખા હિંદને માટે એકજ રાષ્ટ્રીય પોષાક કરવામાં લક્ષ્ય પરોવ્યું અને સભામાં જુદા જુદા પ્રકારની રચનાઓ પણ જણાવી. ધોતીયું કાંઇ કામ કરવાને લાયક પહેરવેશમાં ગણાયું નહિ અને પાટલૂન તો છેક પરદેશી ગણાય! એટલે એમણે એ બન્નેની વચ્ચેનો રસ્તો કાઢ્યો કે જેનાથી ધોતીયાના ઘણાખરા ગુણો નીકળી ગયા અને પાટલૂનમાં કાંઇપણ સુધારો થયો નહિ! એ પાટલૂનની આગળ પાછળ ધોતીયાના જેવા સળ રાખવામાં આવ્યા હતા! વળી પાઘડી અને સોલાટોપી ( હેટ ) એ બેનું મિશ્રણ કરવાથી જે ભયંકર વસ્તુ બની હતી તેને અમારો સૌથી વધારે જુસ્સાદાર સભાસદ પણ શોભાવી શકત નહિ! સાધારણ હિંમતનો કોઇ માણસ એ પહેરવેશ તો કદી પહેરે નહિ, પણ મારા ભાઇ ધોળે દિવસે બપોરે બ્હાર ઉભેલી ગાડીમાં નિશ્ચિંતપણે પોતાનો વિચિત્ર વેશ પહેરીને જતા અને પાસે ઉભેલા સગા કે મિત્રની અથવા ગાડીવાનની ચકિત દૃષ્ટિ તરફ જરાપણ ધ્યાન આપતા નહિ!

પોતાના દેશને માટે મરવા સારૂ ઘણુાએ હિંદુઓ આજકાલ તૈયાર હશે, પણ આખા હિંદમાં એક પહેરવેશનો પ્રચાર કરવા માટે, એવો પહેરવેશ પહેરી બજારમાં ઉઘાડે છોગે ફરવાને ઘણાંજ થોડાં માણસો તૈયાર હશે !

દર રવીવારે મારા ભાઇ એક શિકારપાર્ટી કાઢતા. તેમાં અમારી સાથે વગર બોલાવે આવનારા માણસોમાંથી ઘણાને તો અમે ઓળખતા પણ નહોતા. એકવાર તો એક લુહાર, સુતાર પણ આવ્યો હતો. અમારી શિકારપાર્ટીમાં લોહીલૂહાણ કરવા શિવાય બાકીની બધી સામગ્રી હાજર રહેતી. મને તો એવો એક પણ પ્રસંગ યાદ નથી કે જ્યારે શિકાર કરી અમે લોહી કાઢ્યું હોય ! અમારી શિકારપાર્ટીમાં બીજો બધો સામાન એટલો તો ભરપૂર અને સંતોષજનક રહેતો કે મારેલાં પશુ કે પ્રાણીની ગેરહાજરી અમને તદ્દન નજીવી બાબતજ લાગતી ! અમે સવારના પહોરમાં નીકળતા એટલે મારાં ભાભી અમને સાધારણ રીતે પૂરીઓનો જથ્થો અને બીજી જોઈતી સામગ્રી સારી રીતે કરી આપતાં. આ પુરીઓ મેળવવી એ કાંઇ અમારી શિકાર કરવાની શક્તિ ઉપર આધાર રાખતું નહતું, એટલે અમે કદી પણ ભૂખ્યા તો પાછા ફરતાજ નહિ !

માણેકતોલાની પાસે કાંઇ ખાનગી બાગ બગીચાની ખોટ નથી, છેવટે એમાંના એકાદ બાગમાં અમે પેસી જતા અને નહાવાના તળાવની પાળ ઉપર બેસીને ઉચ્ચ કે નીચ કશો ભેદ રાખ્યા વગર એકદમ પૂરીઓ પર તૂટી પડતા ! અવશેષમાં ફક્ત ખાવાનું ભરીને લાવેલાં વાસણોજ બચી જવા પામતાં !

વ્રજબાબુ પણ અમારી ક્રુરતા વગરની શિકારપાર્ટીમાં ઘણો ઉત્સાહ ભર્યો ભાગ લેતા હતા. તે મેટ્રોપોલીટન સંસ્થામાં સુપ્રીન્ટેન્ડેન્ટ હતા અને થોડા વખત માટે અમારા ખાનગી શિક્ષક પણ હતા.

એક દિવસ શિકાર કરવા જતાં અમે એક માણુસના ખાનગી બંગલાના બાગમાં પેસી ગયા. તેણે બાગના માળીને પૂછ્યું: "કેમ અલ્યા! કાકા અહિં આવ્યા હતા કે?" માળીએ સલામ કરી જવાબ આપ્યો કે "ના સાહેબ! શેઠ કાંઇ હમણાં અહિં આવ્યા નથી." "સારૂં. અમને લીલાં નાળીએર ઉતારી આપ તો!" એમ તેને કહ્યું. તે દિવસે પૂરીની ઉપર અમને સારૂં અનુપાન મળ્યું.

અમારી પાર્ટીમાં એક જમીનદાર પણ હતો. તેનો બંગલો નદી પર આવેલો હતો. એક દિવસ જ્ઞાતિ બંધનની વિરૂદ્ધ અમે ત્યાં આગળ ખાણું ખાધું. બપોરે વાવાઝોડું ચઢી આવ્યું. અમે નદીમાં ઉતરવાના આરાના પગથીયાપર ઉભા હતા અને વાવાઝોડાની સાથે સંગીત કરવા લાગ્યા. રામનારાયણુ બાબુના અવાજમાં સારીગમના આઠે સુરો પરખાય એવું કાંઇ ખાસ નહતું, છતાં પણ તેઓ પોતાનો અવાજ કાઢયા જતા હતા અને સંસ્કૃત પુસ્તકોમાં જેમ મૂળ પુસ્તક ટીકામાં ડૂબી જાય છે તેમ તેમના હાવભાવ અને અંગોની હીલચાલમાં તેમનો સુર પણ ડૂબી જતો! એમનું મસ્તક એક બાજુથી બીજી બાજુ તરફ ડોલતું અને લટકતી દાઢીના વાળ વાવાઝોડાથી વીખરાઇ જતા! જ્યારે અમે ભાડૂતી ગાડીમાં પાછા ફર્યા ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું, પણ વાવાઝોડું બંધ પડી ગયું હતું અને તારાઓ ચમકી નીકળ્યા હતા. અંધારૂં ઘણું ગાઢ થયું હતું. હવા સ્વચ્છ અને શાંત હતી. ગામડાના રસ્તાઓ સૂનકાર થઇ ગયા હતા અને કોઇ અદૃષ્ય મૂકનાચની મઝાહ તણખાના રૂપમાં ઉડી રહી હોય નહિ તેમ રસ્તાની બન્ને બાજુએ આગીઆઓ ઝબુકી રહ્યા હતા!

અમારી સભાનો એક હેતુ એવો પણ હતો કે સ્વદેશી દીવાસળી અને એવી બીજી ન્હાની કારીગીરીઓને ઉત્તેજન આપી તેમની ઉન્નતિ કરવી. એ કાર્ય સાધ્ય કરવા માટે દરેક સભાસદને પોતાની

ઉપજનો એક દશાંશ આપવો પડતો. દીવાસળી તો બનાવવાની હતી, પણ તેને માટે જોઇતું લાકડું ક્યાં હતું ? અમે જાણતા હતા કે મજબૂત હાથમાં તાડની સોટી ઘણુંજ તેજ આપે છે, પણ સળગાવી શકે એવું તે તેજ હોતું નથી. ઘણા ભગીરથ પ્રયત્ન પછી અમે એક દીવાસળીની પેટી બનાવી તૈયાર કરી ! તે દીવાસળીનો ખાસ ગુણ કાંઇ તે સ્વદેશાભિમાનની લાગણીથી બનાવવામાં આવી હતી એટલોજ નહતો, કારણ કે તે બનાવવામાં જે ખર્ચ થયો હતો તેમાં અમારા ઘર માટે આખા વરસ લગી દીવાસળીઓ લાવી શકાત ! તે દીવાસળીઓમાં બીજી એક નજીવી ખોડ તો એ હતી કે તેને ચેતાવવા માટે કોઇ બીજો દીવો તો જોઇતોજ હતો ! તે દીવાસળીઓએ જો અમારામાંથી થોડી ઘણી પણ સ્વદેશ પ્રેમની જ્યોત લીધી હોત તો અત્યારે તે બજારમાં વેચી શકાત !

અમને એવી ખબર મળી કે કોઇ યુવાન વિદ્યાર્થી પોતે ખાનગી સાળ બનાવતો હતો ! એકદમ અમે તે જોવા માટે ઉપડી ગયા. અમારામાંથી કોઇને પણ તે યંત્ર કામ આપી શકશે કે નહિ વગેરે જાણવા પૂરતું જ્ઞાન હતું નહિ; પરંતુ અમારામાં બીજા માણસો કહે તે માની લેવાની શક્તિ કાંઇ ઓછી નહોતી. તે બિચારાને યંત્ર બનાવતાં દેવું થયું હતું તે અમે આપ્યું. પછી એક દિવસ વ્રજબાબુ અમારે ઘેર એક ગામડી ટુવાલ માથે બાંધીને આવ્યા અને નાચતાં કુદતાં તેમણે જણાવ્યું કે "આપણી સાળમાં બનાવેલો છે !" એ વખતે વ્રજબાબુને માથે પળીયાં આવ્યાં હતાં !

છેવટે કેટલાક વ્યવહાર કુશળ માણસો અમારી સમિતિમાં દાખલ થયા અને અમને જ્ઞાનવૃક્ષના ફળનો સ્વાદ ચખાડીને એડમની પેઠે અમારૂં સ્વર્ગ વિખેરી નાંખ્યું !

જ્યારે પહેલવહેલા મેં રાજનારાયણ બાબુને જોયા ત્યારે તેમના

બહુશાલિત્વની કદર કરવાને હું લાયક નહતો. તેમનામાં ઘણા વિરોધી ગુણો જણાતા હતા. તેમના માથાના વાળ ધોળા થઇ ગયેલા હતા, છતાં અમારામાંથી જુવાનમાં જુવાન માણસની બરાબરી તેઓ કરી શકતા હતા. તેમનો ગંભીર દેખાવ તેમની જુવાનીને ધોળા લૂગડા તળે સંતાડતો. એમના પ્રૌઢ જ્ઞાનથી પણ તેમને કાંઇ નુકશાન થયું ન હતું, કારણ કે તેઓ કેવળ સરળ અને સાદાજ રહ્યા હતા. જ્યાં સુધી તે જીવ્યા ત્યાંસુધી તેમના મુખપર અવિરત હાસ્ય દેખાતું બંધ થયું નહતું ! જો કે તેમને કાંઇ પણ શોકનું કારણ હતું નહિ એમ નહિ ! તેમને પણ વયોવૃદ્ધિ, માંદગી, કુટુંબની આફતો, ગૂઢ વિચારો, જ્ઞાનની વિવિધતા વગેરે અનેક કારણો હતાં; છતાં તેમાંનું કશું તેમના હાસ્યના પ્રવાહને અટકાવી શકતું નહિ. તેઓ રીચર્ડસનના એક માનીતા વિદ્યાર્થી હતા; છતાં પોતાની પ્હેલાંની બધી ટેવોની મુશ્કેલીઓને દૂર હઠાવી દઇ તેમણે પ્રેમથી બંગાળી સાહિત્યની સેવા કરવા માંડી હતી. સ્વભાવે તેઓ ઘણાજ નમ્ર હતા, છતાં પણ તેમનામાં સ્વદેશ પ્રેમની જ્યોત ઘણી તેજસ્વી હતી, જાણે કે પોતાના અગ્નિથી દેશની બધી મુશ્કેલીઓ અને નાલાયકીઓને ભસ્મીભૂત કરવાને તત્પર ન હોય ! એ હસમુખા, જુસ્સાથી જ્વલંત અને જીવનપર્યંત યુવાવસ્થાવાળા ઋષિની યાદગિરી મનમાં રાખવા લાયક છે.

## ભારતી.

જે સમય વિષે હું લખું છું તે સાધારણ દૃષ્ટિએ જોતાં મારે માટે ઘણોજ ઉશ્કેરણીનો અને ઉત્સાહનો સમય હતો. તે સમયે ઘણીએ રાત્રિઓ મેં જરાપણ નિદ્રા લીધા વગર ગાળી હશે. નહિ કે કાંઇ ખાસ કામ કરવા માટે, પણ માત્ર સામાન્ય ક્રમથી વિરૂદ્ધ વર્તન કરવા ખાતરજ ! હું અમારી ઓરડીમાં એકાંતમાં બેઠો બેઠો

ઝાંખા અજવાળામાં વાંચ્યા કરતો. આઘે આવી રહેલાં ચર્ચોમાં ઘંટનો નાદ દર કલાકે થતો હતો. જાણે કે દરેક કલાકનું લીલામ કરવામાં આવતું હોય નહિ ! વળી ઘડીકમાં ચિતપોરરોડ આગળ થઇને નીમ-તોલાની સ્મશાન ભૂમિપર મુડદાને લઇ જતા ડાઘુઓના 'રામબોલ', "હરિબોલ" સંભળાતા હતા. ઉન્હાળાની ચંદ્રિકાવાળી રાત્રિએ હું એકલો ભૂત જેવો અગાશીમાં આવેલાં વાસણો અને કુંડાંઓ વચ્ચે ભમતો હતો !

જે લોકો એ વર્તનને છેક કવિની ગાંડાઇમાં ગણી કાઢતા હશે તેઓ ભૂલ કરે છે. આપણી પૃથ્વી ઘણા સમયથી કઠણ થઇ ગઇ છે; તો પણ કોઇ કોઇવાર પોતાની અસ્થિરતાથી આપણને આશ્ચર્ય પમાડે છે. પણ એ પૃથ્વી જ્યારે પોતાની બાલ્યાવસ્થામાં હશે ત્યારે જવાળા-મુખીમય હોઇ ઘણાંએ મુખોથી જવાળાઓ બ્હાર કાઢતી હશે. માણસ જ્યારે પહેલવહેલો યુવાવસ્થા પ્રાપ્ત કરે છે ત્યારે પણ એવુંજ કાંઇક થાય છે. જ્યાં સુધી જીવનતત્વો અને સિદ્ધાંતો બંધાયા નથી ત્યાંસુધી ગરબડ રહે છે.

મ્હારા મોટાભાઇના તંત્રીપણા નીચે આ સમયે "ભારતી"નામનું માસિક કાઢવાનો વિચાર મ્હારાભાઇ જ્યોતિન્દ્રે કર્યો તેને લીધે અમારા ઉત્સાહને પુષ્ટિ મળી. હું તે વખતે સોળ વર્ષનોજ હતો પણ તંત્રી વર્ગમાં સામેલ થઇ ગયો ! થોડા સમય પહેલાં મારી જુવાનીના તોરમાં અને મિથ્યાભિમાનમાં તણાઇને મેં "મેઘનાદ વધ" ઉપર એક ટીકા લખી હતી. **કાચી કેરીમાં જેમ ખટાશ વધારે હોય છે તે પ્રમાણે ઉગતા ટીકાકારમાં ગાળો દેવાની ટેવ પણ વધારે જણાય છે ! જ્યારે બીજી બધી શક્તિઓનો અભાવ હોય છે ત્યારે પણ કટુ લખવાની અને બીજાને છંછેડવાની શક્તિ સૌથી વધારે તીક્ષ્ણ હોય છે ! એ અમર કાવ્ય ઉપર**

**મ્હારા નખના ઉઝરડા પાડીને મેં પણ અમર થવાનો પ્રયત્ન કર્યો હતો ! એ મૂર્ખતા ભરેલી ટીકા 'ભારતી'માં મ્હારો પ્રથમ લેખ હતો !**

વળી તેના પહેલા વર્ષમાં મેં "કવિ કાહિની" કરીને એક કાવ્ય લખ્યું હતું. તેમાં લેખકે નિહારીકાના તેજના સમૂહ પેઠે પોતાની નહિ બંધાયલી વ્યક્તિનુંજ અવલોકન કર્યું હતું. દુનિયાદારીનો બીલકુલ અનુભવ મને તે વખતે હતો નહિ, એટલે વાર્તાનો નાયક સ્વાભાવિક રીતે કવિજ હતો. તે પણ લેખક જેવો પોતે હતો તેવોજ નહિ, પણ પોતે પોતાની જાતને જેવો જોતો હતો અને બીજાઓને દેખાડવા ચહાતો હતો તેવો હતો. અલબત્ત, લેખક પોતે પોતાના કવિનાયકના જેવો થવાની ઇચ્છા રાખતો હતો; એમ તો કહી શકાય નહિ. દુનિયા તેની તરફથી શેની આશા રાખતી હતી તે નજરમાં રાખીને કાવ્ય લખાયું હતું. અર્થાત્ જે લોકો વાંચે તે માથું હલાવે અને એમજ કહે કે, "હા ! કવિ ! બરાબર કવિજ છે !" ઉછરતા કવિઓનો માનીતો વિશ્વપ્રેમ તે કાવ્યમાં સારી રીતે રેડવામાં આવ્યો હતો ! કારણકે તે વિષય વાતો કરવા માટે સહેલો છે તેટલોજ ભપકાદાર દેખાય છે ! જ્યાં સુધી કોઇ સત્ય આપોઆપ આપણા મનમાં ખીલી નીકળતું નથી ત્યાં સુધી બીજાના શબ્દોપરજ વેપાર ચાલે છે અને સાદાઇ રાખી શકાતી નથી, કારણ કે જે વસ્તુ જાતેજ મ્હોટી છે તેને વળી વધારે મ્હોટી બનાવવા જતાં વિચિત્રતા આવી જાય છે અને હાસ્યાસ્પદ થવાય છે !

મારી બાલ્યાવસ્થાનાં લખાણો વાંચતાં મને શરમ લાગે છે ત્યારે મને એમ પણ થાય છે કે મારી પુખ્ત ઉમ્મરનાં લખાણોમાં પણ અસર કરવા ખાતર જે પ્રયત્નો મેં કરેલા છે તેને લીધે તેવોજ દોષ બાલ્યાવસ્થાના લખાણોમાં પણ આવી જતો હશે. જો કે તે

એટલો બધો આગળ પડતી રીતે જણાતો નથી. કોઇ કોઇવાર મારે જે કહેવાનું હોય છે તે મારા અવાજમાં ડુબી જાય છે, પણ એક વખત એવો આવશે કે મારો અતિ પ્રયાસ જણાઇ આવશે. પુસ્તકના રૂપમાં 'કવિકાહિની' એ મારૂં પહેલુંજ પુસ્તક હતું. મારા બીજા ભાઇની જોડે જ્યારે હું અમદાવાદ ગયો હતો ત્યારે મારા એક ઉત્સાહી મિત્રે મારૂં પુસ્તક પ્રસિદ્ધ કરી મને એક નકલ મોકલી આશ્ચર્ય પમાડયો! હું ધારૂં છું કે તેણે બહુ સારૂં કામ કર્યું નહિ! તે સમયે મારી લાગણી કાંઇ ગુસ્સે થયલા જડજના જેવી નહતી. લેખક તરફથી તેને શિક્ષા કરવામાં આવી નહિ; પરંતુ લોકો તરફથી તો તેને ન્યાય મળ્યો. એવું સાંભળ્યું કે મારી ચોપડીઓ બુકસેલરને ત્યાં હવાગાઇ ઉપર ઘણા દિવસ સુધી પડી રહી, એટલુંજ નહિ પણ તેનો બધો ભાર પ્રસિદ્ધ કરનારના હૃદયપર પણ ઘણા લાંબા સમય સુધી પડી રહ્યો હતો!

જે ઉમ્મરે મેં 'ભારતી'માં લેખો આપવા માંડયા તે ઉમ્મર પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે ભાગ્યેજ યોગ્ય ગણી શકાય! **બહુ ન્હાની ઉમ્મરે બ્હાર પડવાની ટેવ છે તે મ્હોટી ઉમ્મરે પસ્તાવો કરવાનો એક સ્હેલો માર્ગ છે. પોતાનાં લખાણને છપાયલા પુસ્તકના રૂપમાં જોવાની તીવ્ર ઈચ્છા પહેલી ઉમ્મરમાંજ સંતોષાઇ થાકી જાય છે! વાંચક વર્ગ કોણ હશે? તેઓ શું કહે છે? છાપવામાં કઈ કઇ ભૂલો રહેલી છે? વગેરે ઘણી બાબતો ન્હાનપણના રોગોની પેઠે જતી રહે છે, ને મ્હોટી ઉમ્મરમાં સાહિત્યનું કામ કરવાને એ અનુભવો વધારે સમય તથા સ્વચ્છ મન આપે છે.**

પોતાના ભકતોને નિયંત્રણમાં રાખવાને બંગાળી સાહિત્યમાં આંતરનિયમો હજી ઠરેલા નથી, કારણકે બંગાળી સાહિત્ય હજી પુખ્ત થયું નથી. જેમ જેમ લખવાની ટેવ પડે છે અને અનુભવ મળે છે,

તેમ તેમ એ નિયંત્રણ લેખકે પોતેજ પોતાની અંદરથી લગાડવું પડે છે અને એથી કરીને નકામું સાહિત્ય ઘણું વધે છે. પોતાની પાસે રહેલી પરિમિત શક્તિથી આશ્ચર્યકારક કાર્યો કરવાની મહત્વકાંક્ષા થોડા વખત માટે તો થવાનીજ. અર્થાત્ ડગલે ડગલે પોતાની સ્વાભાવિક શક્તિને ઉલ્લંઘન કરવાનો પ્રયત્ન થવાનોજ. એમ થવાથી સત્ય અને સૌંદર્ય બન્નેથી આઘા જતા રહેવાય છે. આવા પ્રકારની કાંઇક અસર નવીન લેખકોમાં જણાય છે.

ગમે તેમ હો, 'ભારતી'નાં પાનાઓમાં મને શરમ લાગે એવી ઘણી મૂર્ખાઇ ચીતરેલી છે, એમાં તો કાંઇ સંશય નથી. તેમાં મને સાહિત્યની દૃષ્ટિએ શરમ લાગે છે, એટલુંજ નહિ પણ મૂર્ખતાને માટે, અતિશયોક્તિ માટે અને અત્યંત કૃત્રિમતા માટે પણ તેઓ મને શરમમાં નાંખે છે! એ બધું છતાં પણ મારી ખાત્રી છે કે તે સમયનાં બધાં લખાણો એક પ્રકારના ઉત્સાહથી ભરપૂર હતાં અને તે ઉત્સાહની કિંમત કાંઇ ઓછી નહતી. તે વખતે ભૂલ એ સ્વાભાવિક હતી તેવીજ રીતે આશાભર્યા રહેવાની અને આનંદ મેળવવાની શક્તિ પણ સાહજીક હતી. ઉત્સાહની જ્યોતને બળતી રાખવાને ભૂલો રૂપી બળતણની જરૂર હતી. તેમાં જે ભસ્મ થઇ જવાને લાયક હતું તે તો બળીજ ગયું, પણ તેથી કાંઇ એ જ્યોતે મારા જીવન સંબંધે કરેલું કાર્ય કાંઇ તદ્દન નકામું ગયું છે એમ તો કહી શકાય નહિ!

## અમદાવાદ.

જ્યારે 'ભારતી'નું બીજું વર્ષ શરૂ થયું ત્યારે મારા બીજા ભાઇએ મને ઇંગ્લાંડ લઇ જવાનું નક્કી કર્યું. મારા પિતાએ જ્યારે એ વાતની સંમતિ આપી ત્યારે મને ઘણોજ આનંદ થયો.

પ્રથમ હું મારા ભાઇની જોડે અમદાવાદ ગયો, કારણકે ત્યાં

મારા ભાઇ જડજ નીમાયા હતા. મારાં ભાભી છોકરાંઓ સાથે વિલાયત ગયેલાં હતાં એટલે અમારૂં ઘર તદ્દન સૂનુંજ હતું.

અમદાવાદમાં જડજને રહેવાનો બંગલો શાહીબાગમાં છે. તે અસલ બાદશાહોને રહેવાનું સ્થળ હતું. તે બંગલાની વિશાળ અગાસીની ભીંતની તળેટીમાં સાબરમતી નદીનું ન્હાનકડું ઝરણુ રેતીના કિનારાની એકજ બાજુએ વહેતું હતું. મારા ભાઇ તો રોજ કચેરીમાં જતા એટલે ઘરમાં હું એકલો રહેતો. ત્યાં બપોરની શાંતિ કબૂતરના કુજનથી ભંગ થતી હતી! તે વિશાળ ઘરના ખાલી ઓરડાઓમાં કોઇ વિલક્ષણ પ્રકારનું કુતૂહલ મારા મનમાં રમ્યા કરતું. એક મ્હોટા ઓરડામાં એક ગોખલો હતો, તેમાં મારા મ્હોટા ભાઇ એમનાં પુસ્તકો મૂકતા હતા. તેમાં ટેનીસન કવિના કાવ્યોની એક મ્હોટા અક્ષરે છાપેલી સચિત્ર આવૃત્તિ હતી. વિશાળ શાહીબાગના જેવું તે પુસ્તક પણ મૂગું હતું અને હું પણ વગર વાંચ્યે તેમાં આપેલાં ચિત્રો જોયા કરવામાં વખત ગાળતો. અલબત્ત, તેમાં મને કાંઇજ સમજણ પડતી નહતી એમ નહોતું, પણ તે વાંચન કબૂતરનું કુજન હોય તેવું જણાતું. વળી ત્યાં આગળ ડૉ. હેબરલીનનો એક સંસ્કૃત કાવ્યનો સંગ્રહ શ્રીરામપુરના છાપખાનામાં છાપેલો પડયો હતો. એ સંગ્રહનો સંપૂર્ણ અર્થ સમજવો એ કામ તો મારે માટે અશક્ય હતું; છતાં સંસ્કૃત શબ્દોનું લાલિત્ય, તેનો ધ્વનિ અને છંદોના તાળથી હું જાણે મૃદંગના તાલ સાથે ચાલતો હોઉં તેમ એમાંથી અમરૂશતકના શ્લોકો વાંચતો.

તે બંગલાના ઉપલા મેડા ઉપર મારી એકાંત ઓરડી હતી અને ત્યાં મારી સોબતીઓ માત્ર મધમાખોજ હતી. રાત્રિના સતત અંધકારમાં પણ હું ત્યાંજ સૂઇ રહેતો. કોઇ કોઇવાર તેમનાં એકાદ બે બચ્ચાં મારા બિછાનામાં આવી પડતાં. જ્યારે હું પડખું

ફેરવતો ત્યારે તેમને કાંઇ બહુ પ્રિતિકર અનુભવ થતો નહિ અને મને પણ તેનો ચટકો મધુર લાગતો નહિ! વળી વિશાળ ચાંદનીમાં અગાશીમાં ફેરા મારવા એ પણ મારા મનનો વિચિત્ર ફાંકો હતો. એ પ્રમાણે ફેરા ફરતાં ફરતાં સાબરમતી તરફ જોઇને મારા કાવ્ય માટેના રાગ મેં પસંદ કર્યા હતા. "વળિ એ ગોલાયત્રાલા"નું કાવ્ય મેં ત્યાંજ બનાવ્યું હતું અને તે મારા છપાયલા પુસ્તકોમાં હજી પણ છે.

મારૂં અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું કાચું હતું તેથી એ ભાષાનો રીતસર અભ્યાસ મ્હેં શબ્દકોષ લઇને શરૂ કર્યો. ન્હાનપણથીજ પૂરેપૂરૂં સમજવા ખાતર વાંચન અટકાવવાની ટેવ મને હતીજ નહિ, કારણકે સાધારણ સમજણ પડયા પછી મારી કલ્પના, અટકળ વગેરે વાપરીને હું અર્થ બનાવી લઇ સંતોષ માનતો. વાંચવાની આવી ટેવનાં સારાં તેમજ માઠાં ફળ આજ પણ હું ભોગવું છું.

## વિલાયત.

અમદાવાદ અને મુંબઇમાં મળીને છ મહિના ગાળ્યા પછી અમે ઇંગ્લાંડ જવા માટે નીકળ્યા. કમનશીબે મેં મારા નજીકના સગાને અને પછીથી "ભારતી"ને મારી મુસાફરીના પત્રો લખવા માંડયા. હવે તે બધા પત્રો પાછા ખેંચી લેવા એ મારી શક્તિ બ્હારની વાત છે! તે બધા પત્રો મારી બાલ્યાવસ્થાનીજ બહાદૂરી છે. યુવાવસ્થાની શરૂઆતમાં માણસનું મન એકદમ કબૂલજ કરતું નથી કે મનની શક્તિનું માપ ફક્ત સમજવામાં, ગ્રહણ કરવામાં અને માન આપવામાં સમાયલું છે અને તેનું કાર્યક્ષેત્ર વધારવાનો માત્ર એકજ ઉપાય છે અને તે નમ્રતા છે! વખાણ કે પ્રશંસા એ નિર્બળતારૂપ હોઇ પોતાના પરાજયની કબૂલાત જેવું ભાસે છે! વાદવિવાદ

**કરીને તોડવાની, ભાંગવાની અને ભાંડવાની વૃત્તિને લીધેજ આવા માનસિક ફટાકાઓ તૈયાર થાય છે!** એ પ્રમાણે ગાળો દઇને મારી શ્રેષ્ઠતા બતાવવાના મારા પ્રયાસથી આજે પણ મને ઘડી-ભર હાસ્ય ઉત્પન્ન થાત, જો તેમાં ઉદ્ધતાઇ, અસરળતા અને સભ્ય-તાની ખામી ન આવી હોત તો!

મારી બાલ્યાવસ્થાથીજ બાહ્ય જગત સાથેનો મારો સંબંધ નહિ જેવોજ હતો; એ વાત આગળ જણાવેલી છે. એવી પરિસ્થિતિમાં સત્તર વર્ષની વયે ઇગ્લાંડના સામાજીક જીવનના સમુદ્રમાં ઝંપલાવવાથી મારા જેવો માણુસ પાણી પર તરી શકશે કે નહિ એ શંકા ઘણીજ સકારણ હતી! પણ તે વખતે મારાં મ્હોટાં ભાભી ત્યાંજ–બ્રાઇટનમાંજ હતાં અને તેમની છાયામાંજ મેં પહેલવહેલો ધક્કો ઝીલ્યો એટલે તે બહુ લાગ્યો નહિ.

ઇગ્લાંડમાં તે વખતે શિયાળો નજીક આવી પહોંચ્યો હતો. એક દિવસે સાયંકાળે અમે બધાં સઘડીની આસપાસ બેસીને વાતો કરતાં હતાં, તેવામાં છોકરાઓએ બ્હારથી દોડતાં દોડતાં આવી ખબર આપી કે બ્હાર બરફ પડે છે! અમે ઉઠીને તરતજ બ્હાર ગયા. ટાઢ કડ-કડીને પડતી હતી, આકાશ શુભ્ર ચાંદનીથી ભરપૂર હતું અને પૃથ્વી સફેદ બરફથી છવાઇ ગયલી! અત્યાર સુધી કુદરતની જે મૂર્તિ મેં જોઇ હતી તે મૂર્તિજ તે નહતી! એ દેખાવ જાણે એક સ્વપ્નના જેવો નિરાળો જ લાગ્યો! પાસેની બધી વસ્તુઓ જાણે દૂર જતી રહી હોય એમ મને લાગ્યું અને ફક્ત એક શુભ્રકાય સંન્યાસીની ધ્યાનસ્થ નિશ્ચલ મૂર્તિજ જાણે બાકી રહી ગઇ હોય એવી કુદરત લાગી. ઘરની બ્હાર પગ મૂકતાં બરાબરજ, ઓચિંતું વિરાટ દર્શન તે દિવસ પહેલાં, મેં કદીપણ કર્યું નહતું.

મારા દિવસો મ્હારાં ભાભીની પ્રેમાળ કાળજી નીચે અને બાળ-

કોના કલકલાટ અને તોફાનમાં પસાર થતા હતા. તેઓ મારા વિચિત્ર અંગ્રેજી ઉચ્ચારો સાંભળીને ઘણુંજ આનંદ પામતાં. હું બાળકોની બધી મઝાઓમાં અને રમતગમતમાં ભાગ લઇ શકતો હતો, પણ તેમના હસવામાં ભાગ લઇ શકતો નહિ, કારણ કે મારા ઉચ્ચારની હાસ્યજનકતા હું પોતે નિહાળી શકતો નહતો. Warm અને Worm એ બે શબ્દોમાં એકમાં a નો o અને બીજામાં o નો અ ઉચ્ચાર ભેદ કરવા માટે એક પણ સબળ કારણ મનુષ્યની વિચાર શક્તિને આપવામાં આવેલું નથી ! હું કમનશીબ હતો કે અંગ્રેજી ભાષાના ઉચ્ચાર શાસ્ત્રની વિચિત્રતાને લીધે મારે હાસ્યસ્પદ થવું પડતું હતું. બાળકોને રમતગમતમાં આખો દિવસ રોકાયલાં રાખવાની કળામાં હું ઘણો હુશિયાર થઇ ગયો અને ત્યારપછી પણ એ કળાને લીધે મને ઘણો લાભ થયો છે. હજી પણ તેની ઉપયોગીતામાં ઘટાડો થયો નથી, છતાં તે વખતે મારા મનમાં ઉદ્ભવતા નવીન તરંગો અને યુક્તિઓ હવે મારા મનમાં સ્ફૂરતી નથી. બાળકોને મારૂં સઘળું હૃદય મેં તે વખતેજ પહેલ વહેલું અર્પણ કર્યું હતું અને તેથી પ્રથમ ભેટની નૂતનતા, વિવિધતા અને પૂર્ણતા તેમાં સ્વાભાવિક રીતેજ હતી.

પણ હું ઇંગ્લાંડ ગયો તે કાંઇ સમુદ્રના આ પારનું ઘર મૂકી પેલીપાર આવેલા ઘરમાં બેસી રહી માત્ર મઝા કરવા માટેજ ગયો નહોતો. મારે કાયદાનો અભ્યાસ કરી બારીસ્ટર થઇને પાછા ફરવું એવો ક્રમ હતો. આ વિચારથી મને બ્રાઇટનની એક નિશાળમાં મૂકવામાં આવ્યો. હેડ માસ્તરે મને બારીકીથી નિહાળીને કહ્યું: “તમારૂં મસ્તક કેવું ભવ્ય છે!” આ ઝીણી વાત પણ મારા મનમાં હજી વળગી રહી છે, કારણ કે મારા બંગાળાના ઘરમાં મારૂં મિથ્યાભિમાન દબાવી તેને નિયંત્રણમાં રાખવાની ફરજ મારી ભાભીએ પોતાનેજ માથે ઉઠાવી લીધી હતી અને તે મને ઘણીવાર કહેતાં કે મારૂં મગજ બીજા માણસો સાથે સર-

ખાવતાં, સાધારણ કરતાં એ કમ હતું ! તેણીનો એ અભિપ્રાય અક્ષરસઃ ખરો છે, એવું માનવા માટે વાચકવર્ગ જરૂર મને ધન્યવાદ આપ્યા વગર નહિ રહે ! મારા મનમાં પણ પ્રભુએ મને બનાવવામાં વાપરેલી કૃપણતાને માટે શોક થતો. આ શિવાય પણ બીજા અનેક પ્રસંગે જ્યારે મારા ઓળખાણવાળા અંગ્રેજો મારી કિંમત તેણીનાથી જૂદી આંકતા ત્યારે મને પૂર્વ અને પશ્ચિમના દૃષ્ટિબિંદુમાંજ સમૂળો ભેદ છે એમ લાગતું !

બ્રાઈટનની નિશાળમાં એક વાત મને ઘણીજ આશ્ચર્યકારક લાગી. વર્ગના છોકરાઓ મારા પ્રત્યે અસભ્ય નહોતા, ઉલટા તેઓ મારા ગજવામાં સફરજન, મીઠાં લીંબુ વગેરે નાંખી જતા ! તેમની એ મ્હારા પ્રત્યેની અસાધારણ વર્તણુંક હું એક વિદેશી હતો તેથીજ હોવી જોઇએ.

બ્રાઇટનની નિશાળમાં હું વધારે સમય રહ્યો નહિ. પણ તેમાં એ નિશાળનો કાંઇજ દોષ નહતો. તારકનાથ પાલીત મહાશય તે વખતે ઇંગ્લાંડમાં હતા. તેમને લાગ્યું કે આવી રીતે કાંઇ અભ્યાસ થશે નહિ. તેઓ મારા ભાઇને કહીને મને લંડન તેડી ગયા અને ત્યાં મને એક ભાડાના ઘરમાં એકલો રાખ્યો ! મારૂં રહેવાનું ઘર રીજન્ટ બાગની બરોબર સામે આવેલું હતું. તે વખતે ભર શિયાળો ચાલતો હતો. બાગમાં આવેલા વૃક્ષોપર એક પણ પાંદડું મળે નહિ, તે પાંદડાં વગરની ડાળીઓ હમેશા બરફથી છવાયલી રહેતી, તે જોઇને મારાં તો હાડકાંજ ઠરી ગયાં ! પહેલવહેલી વખત ઇંગ્લાંડ આવનાર માણસને શિયાળામાંજ લંડનમાં રહેવું પડે એ વધારેમાં વધારે ક્રુર શિક્ષા છે ! મારા ઘરની પાસે રહેનાર કોઇપણ પાડોશીને હું ઓળખતો નહતો. મને ત્યાંના રસ્તાઓની પણ પુરેપુરી માહિતી હતી નહિ. વળી પાછા બારીએ બેસીને બહાર જોયા કરવાના દિવસો મારે માટે

આવ્યા ! પણ બાળપણમાં બ્હારનો દેખાવ જેવો ચિત્તાકર્ષક હતો તેવો અત્યારે હતો નહિ ! કુદરતની મુખમુદ્રાપર ક્રોધ અને ચીડીયા-પણું દેખાતાં હતાં. આકાશ તો હમેશાં ઘેરાયલુંજ રહેતું અને મડદાંનાં તેજહીન નેત્રોની પેઠે અજવાળામાંએ તેજ દેખાતું નહિ ! દષ્ટિમર્યાદા પોતાનામાંજ સંકોચાઇ જવાનો પ્રયત્ન કરતી હોય એવું લાગતું ! કુદરતના મુખપર એક પણ હાસ્ય જણાતું નહિ. મારા ઓરડામાં કાંઈ વધારે સરસામાન હતો નહિ, પણ દૈવયોગે એક હારમોનિયમ પડેલું હતું. જ્યારે દિવસનું તેજ જણાતું બંધ થતું ત્યારે હું એ હાર્મોનિયમ વગાડતો. કોઇ કોઇ વાર હિંદી માણસો મને મળવા માટે ત્યાં આવતા અને મારૂં અને તેમનું ઓળખાણ જો કે ઘણુંજ અલ્પ હતું, તો પણ જ્યારે તેઓ જવાની રજા માગી ઉઠતા ત્યારે તેમના કોટની કોર પકડીને તેમને ઘરમાં પાછા લાવી બેસાડવાનું મને મન થતું !

અહિં એક માણસ મને લેટીન શીખવવા માટે આવતો હતો. તેનું સૂકું શરીર અને ફાટાં તૂટાં કપડાંને લીધે તે બ્હારની ઠંડી સહન કરવાને લાયક નહતો. તેની ઉમ્મર કેટલી હતી તેની મને બરા-બર ખબર નથી, પણ તે હતો તે કરતાં વધારે વૃદ્ધ દેખાતો હતો. મને લેશન શીખવતાં કોઇ અમુક એક શબ્દ જડી આવતો નહિ તો તે તરત સ્તબ્ધ થઇ શરમાઇ જતો. તેના ઘરમાં તેની સ્ત્રી વગેરે તેને ગાંડો ગણતાં. તેને એક વાતની ધૂન લાગેલી હતી. તે એમ માનતો કે પ્રત્યેક યુગમાં અમુક ખાસ વિચાર આખા જગતમાં સર્વ સ્થળે મનુષ્યોના મનમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે અને જો કે જુદી જુદી શિષ્ટતામાં તે જુદે જુદે રૂપે પરીણામ પામે છે, પણ મૂળમાં તો તે એકજ હોય છે. વળી એ વિચાર એક પ્રજા બીજી પ્રજાઓ પાસેથી અનુકરણ કરી લે છે એમ પણ નથી, કારણ કે જ્યાં એક પ્રજાનો બીજી પ્રજા સાથે જરા પણ સંબંધ હોતો નથી ત્યાં પણ તે આવિ-

ભીતિ પામે છે. તેનું એક મહાન્ કાર્ય એ હતું કે ઉપર જણા- વેલા વિચારનું સમર્થન કરવા માટે બને તેટલા પુરાવા અને સાબિ- તીઓની નોંધ કરવી. આ પ્રમાણે કાર્ય કરતાં તેને ઘેર અનાજની તાણ પડવા લાગી અને શરીરને કપડાંની જરૂર પડવા લાગી. તેના ઘરમાં કોઇને પણ તેના આ વિચારને માટે જરાપણ માન હતું નહિ અને વારંવાર તેની ઘેલછાને માટે તેને ઠપકો પણ મળતો. કોઇ કોઇ વાર તો તેની મુખાકૃતિપરથીજ તેના વિચારને પુષ્ટિ આપનાર સાબિતી મળી આવી છે એવું હું જાણી જતો. હું તે વિષયને છેડી આપતો એટલે તે વધારેને વધારે ઉત્સાહમાં આવી જતો અને હું પણ વધારે ખીલી ઉઠતો. વળી કોઇવાર તે પોતે શોકનો ભાર અસહ્ય લાગવાથી નમી જઈ ગમગીન થઇ બેસતો. તે વખતે મારૂં લેટીન ડગલે ડગલે અટકતું, તેની દૃષ્ટિ શૂન્ય જેવી થઇ જતી અને તેનું મન લેટીન વ્યાકરણમાં ઘસડાવાની સાફ ના પાડતું. મને એ દીન શરીરધારી અને પોતાની વિચાર શ્રેણીના ભારથી નમી ગયેલા આત્માને માટે ઘણું લાગતું. તેના તરફથી લેટીનમાં મને કાંઇ પણ મદદ મળતી નહિ એ જો કે મારી જાણ બ્હાર નહોતું, છતાં પણ તેને કાઢી મૂકવાને મારૂં મન ચાલ્યું નહિ. લેટીન શીખવવાનો ઢોંગ જ્યાં સુધી હું લંડનવાળા ઘરમાં રહ્યો ત્યાંસુધી ચાલુ રહ્યો! જ્યારે મેં તે ઘર છોડયું અને પૈસા સંબંધી કાંઇ નિશ્ચિત કરવા મેં તેને કહ્યું ત્યારે તેણે દીન સ્વરે મને જણાવ્યું કે, "મેં તમારે માટે કાંઇ પણ કર્યું નથી, માત્ર તમારો સમય ગુમાવ્યો છે. હું તમારી પાસેથી કાંઇ પણ લઇ શકતો નથી." છેવટે મહામુશીબતે તેણે પૈસા લીધા. મારા લેટીન શિક્ષકે પોતાના વિચારની સાબિતીઓ મને કદી પણ આપી નહતી, છતાં આજે પણ તેને એ વિચાર હું અમાન્ય કરી શકતો નથી. મારી ખાત્રી છે કે મનુષ્ય માત્રનાં મન કોઇ વિશાળ

અદ્વૈત તત્વથી એકમેક સાથે જોડાયલાં છે અને તેના એક ભાગની હિલચાલ બીજા ભાગને છૂપી રીતે પહોંચીજ જાય છે.

બેકર કરીને એક શિક્ષકને ઘેર મને મૂકવામાં આવ્યો. તે પોતે વિદ્યાર્થીઓને પોતાને ઘેર રાખી પરિક્ષાઓ માટે તૈયાર કરતો હતો. તેની નમ્ર અને યુવાન સ્ત્રી શિવાય બીજી એક પણ આકર્ષક વસ્તુ તેના ઘરમાં નહોતી. આવા શિક્ષકને શિષ્યો શા માટે મળી આવતા હશે તે આપણને સહેલાઇથી જણાઇ આવે તેવું છે. હિંદુ વિદ્યાર્થીઓને પસંદગી કરવાનો લાગજ મળતો નથી. બેકર જેવા માણસોને સ્ત્રી કેવી રીતે મળે છે તેનો વિચાર ઘણોજ દયા ઉપજાવે તેવો છે. મીસીસ બેકરનો એક માનીતો કુતરો હતો. જ્યારે મી. બેકર પોતાની સ્ત્રીપર ગુસ્સે થતો ત્યારે તે પોતાની બધી રીસ કૂતરાપર કાઢતો, એટલે મીસીસ બેકરની લાગણીનું ક્ષેત્ર તે કૂતરાને લીધે જરા વિશાળ થયું હતું!

આવી પરિસ્થિતિમાંથી જ્યારે મારાં ભાભીએ મને ડીવોનશાયરમાં ટારકવે બે પર બોલાવ્યો ત્યારે મને તો ભાવતું હતું ને વૈદે કહ્યું એવુંજ થયું! ત્યાં આગળ ટેકરીઓ, સમુદ્ર અને પુષ્પોથી ઢંકાયલાં ખેતરોમાં, પાઇનની શીતળ છાયામાં મારા બે ગરબડીયા સોબતીઓને સાથે લઇ જઇને હું કેટલો સુખી થયો તે હું વર્ણવી શકતો નથી. ત્યાં એ ઘણીવાર મારા મનમાં એ તો સાલ્યાજ કરતું કે "આવા સુંદર દેખાવો જોઇ મારાં નેત્રો ઘેરાય છે, મારો ફૂરસદનો સમય અમિશ્રિત આનંદથી ભરપૂર છે, ત્યારે કવિતા દેવીનો મારાપર અનુગ્રહ કેમ નથી?" એવા વિચારથી પીડીત થઇને એક દિવસ હું એક નોટબુક લઇ સજ્જ થઇ મારી કવિ તરીકેની ટેકરા ટેકરીવાળી જગો પૂરવાને ગયો. મેં કવિતા લખવા માટે જે જગા શોધી કાઢી હતી તે અલબત ઘણીજ સુંદર હતી, કારણકે તે જગ્યા પસંદ કરવાનું કે જગ્યાનું અસ્તિત્વ

મારી કવિતા, પ્રાસ કે કલ્પનાપર આધાર રાખતુંજ નહતું. એક સપાટ ખડક સમુદ્રપર ઝઝૂમી રહ્યો હતો, જાણે કે પોતે પાણીપર ધસી ગયો નહોય! તેની ચીર આતુરતાથી ખડકની સામે આવેલા ફીણુની કિનારીવાળાં ચંચળ મોજાંઓના હિંચકા ઉપર સૂર્ય પ્રકાશથી સુશોભિત આકાશ ઝોલાં ખાતું હતું અને તેનાં હાલરડાંનું ગાન શ્રવણ કરી હાસ્ય કરતું હતું. પાછળ પાઇનનાં વૃક્ષોની એક હારનો શીતળ છાંયો જાણે કોઇ નિદ્રાવશ વનદેવીનું સરી પડેલું લુગડું હોય તેવો જણાતો હતો! ત્યાં પથ્થરનાં આસનપર આરૂઢ થઇ મેં "મગ્ન તરી" નું કાવ્ય લખ્યું. આજે મને એમ લાગે છે કે જો મેં તે કાવ્યને પણ સમુદ્રમાં ત્યાંને ત્યાં મગ્ન કરી દીધું હોત તો ઘણું સારૂં થાત! પણ હવે તે બની શકે તેવું નથી! કારણ કે તે કાવ્ય પોતે જીવતું જાગતું ઉભું છે. મારા છાપેલા પુસ્તકોમાંથી જો કે તેને દેશવટો દીધો છે છતાં પણ એક નોટીસ કાઢતાંજ તેને હાજર કરી શકાય તેમ છે!

ત્યાં પણ ફરજદેવીનો સ્વર આવી પૂગ્યો અને હું પાછો લંડન ગયો. આ વખતે હું ડો. સ્કોટનાં ઘરમાં રહ્યો. એક દિવસે સુંદર સંધ્યાકાળે હું મારો સરસામન લઇને તેના ઘરમાં જઇ પૂગ્યો! ઘરમાં ધોળાં પળીયાંવાળા ડો. સ્કોટ, તેમની સ્ત્રી અને તેમની સૌથી મ્હોટી પુત્રિ એટલાં હતાં. તેમની બે ન્હાની છોકરીઓ અજાણ્યા હિંદુના આગમનથી ગભરાઇને કોઇ સગાને ત્યાં સુવા જતી રહી હતી અને જ્યારે તેમને ખબર મળી કે હું ભયંકર માણુસ નહતો ત્યારેજ તેઓ પાછી આવી!

થોડાજ સમયમાં હુ તેમના કુટુંબમાંનોજ એક થઇ ગયો. મીસીસ. સ્કોટ મને તેના પોતાના પુત્રના પેઠે ગણુતી. વળી તેમની પુત્રિઓમાં પણ સહૃદય માયાળુપણું જોયું કે જે પોતાનાં સગાંઓ તરફથી પણ ઘણુાંને ભાગ્યેજ મળી શકે!

ડૉ. સ્કોટના ઘેરે રહેતી વખતે એક વાત મને ઘણી સચોટ રીતે જણાઇ આવી. તે એ કે મનુષ્ય સ્વભાવ આખી દુનિયામાં એકજ રહે છે. આપણા ઘણા લોકો એમ કહે છે અને હું પણ પહેલાં એમજ માનતો કે હિંદુ સ્ત્રીની પતિભક્તિ અનિર્વચનીય છે અને યુરોપમાં તેનો જોટો મળી શકેજ નહિ; પરંતુ મને મીસીસ સ્કોટ અને એક આદર્શ હિંદુ સ્ત્રી વચ્ચે કશોજ ભેદ જણાયો નહિ ! તેણી પોતાના પતિમાંજ ગુંથાયલી હતી. તેમની આછી કમાઇમાં ચાકર નફરનો ડોળ દમામ જરાપણ હતો નહિ. પોતાના પતિની બધી જરૂરીયાતો પર મીસીસ સ્કોટ જાતેજ લક્ષ આપતી હતી. ડો. સ્કોટ સાંજે કામ ઉપરથી આવતા તે પહેલાં તેમની આરામ ખુરશી અને ઉનના જોડા પોતાને હાથે તેણી ગોઠવી રાખતી. ડો. સ્કોટને કઇ ચીજ પસંદ છે અને તેને કઇ જાતનું વર્તન પસંદ પડશે, તે કદીપણ એ વિસરતી નહિ. સવારના પહોરમાં તેણી Athic થી માંડીને રસોડા સુધી એકજ કામ કરનારી બાઇને લઇને પીતળના સળીયા, બારણાના નકુચા વગેરે બધી વસ્તુઓ ચળકતી દેખાય તેવી રીતે ઘસીને સાફ કરતી. આ ઘરગતુ કામ ઉપરાંત સમાજના કર્તવ્યનો બોજો પણ તેણીને શીર હતો. પોતાની નિત્યની ફરજો બજાવીને તેણી અમે સાંજના જે વાંચન કરતા તેમાં અને સંગીતમાં રસભર્યો ભાગ લેતી, કારણકે નવરાશના સમયને આનંદદાયી કરવો એ સારી ગૃહિણીની એક મ્હોટી ફરજ ગણાય છે.

ટેબલને ચક્કર ચક્કર ફેરવવાની રમતમાં હું ઘણીવાર તેની પુત્રિઓ જોડે સામેલ થતો. મ્હા કરવાના ન્હાના ટેબલ પર હાથ મૂકતાંવારજ તે ચક્કર ચક્કર ગોળ ફરવા માંડતું. મીસીસ સ્કોટને અમારૂં વર્તન પસંદ પડતું નહિ અને ઘણીવાર તેણી ગંભીર મુખ કરી ડોકું હલાવીને કહેતી કે, "આ બધું સારૂં નથી હોં !" તેમ છતાં

અમારા જુવાનીના જુસ્સાને નકામો દાબ નહિ દેવા ખાતર તેણી તે બધું મૂંગે મ્હોઢે સહન કરતી. એક દિવસ અમે ડો. સ્કોટની હેટપર અમારો હાથ મૂકયો ત્યારે તેણીની ધીરજ રહી નહિ. તેણી એકદમ ઉશ્કેરાઇ જઇને અમારા તરફ દોડી આવી અને તેને અડકવાની સખ્ત મના કરતી બોલી કે, ખબરદાર, જો એને અડકયા તો! પોતાના પતિના મસ્તકના પહેરવેશને સેતાનના હાથનો અપવિત્ર સ્પર્શ થાય તે તેણીથી સહન થઇ શકે તેમ હતુંજ નહિ!

મીસીસ સ્કોટની બધી વર્તણુકમાં પોતાના પતિને માટે ભક્તિ અને માન એ બે ખાસ બ્હાર પડતાં હતાં. તેણીના મધુર સ્વાર્થ-ત્યાગની સ્મૃતિ હજી પણ મારા મનમાં, સ્ત્રીઓના પ્રેમનો પરીપાક પતિભક્તિમાંજ થાય છે એમ સિદ્ધ કરી આપે છે. જે જે દૃષ્ટાંતોમાં બાહ્ય કારણોને લીધે દંપતી પ્રેમમાં અડચણ આવતી નથી ત્યાં સ્ત્રીઓનો પ્રેમ કુદરતી રીતેજ ભક્તિમાં પરીણમે છે. જ્યાં વૈભ-વનાં સાધનો પુષ્કળ હોય છે અને રાત્રિદિવસ બાહ્ય ભોગવિલાસથી જેના સંબંધો કલુષિત થઇ ઝાંખા પડે છે ત્યાં સ્ત્રીઓનો પ્રેમ સંપૂર્ણ-તાને પામી શકતો નથી.

એ ઘરમાં હું થોડા એક મહિના રહ્યો એટલામાં મારાભાઇને હિંદુસ્તાન પાછા ફરવાનો સમય થયો અને મારા પિતાએ મને પણ તેમની સાથે પાછા ફરવાનું જણાવ્યું. મને એ ગોઠવણથી ઘણો જ આનંદ થયો. મારી માતૃભૂમિનું સૂર્યદીપિત તેજ-મારી માતૃભૂમિનું નિર્મળ આકાશ મને ચૂપકીથી બોલાવતું હતું. ડો. સ્કોટના ઘરમાંથી હું રજા લઇને નીકળ્યો ત્યારે મીસીસ સ્કોટે મારા બન્ને હાથ તેણીના હાથમાં લઇને ગળતે આંસુએ કહ્યું હતું કે, "આટલા બધા જલદી પાછા જવું હતું ત્યારે તું અમારે ત્યાં આવ્યો શા માટે?" તે ઘર હાલ લંડનમાં અસ્તિત્વ ધરાવતું નથી.

ડો. સ્કોટના કુટુંબનાં કેટલાંક માણસો પરલોક સીધાવી ગયા છે, બાકીનાં માણસો ક્યાં વીખરાઇ ગયાં છે તે પણ હું જાણતો નથી, છતાં મારી સ્મૃતિમાં તે ઘર હમેશને માટે જીવંતજ છે !

એક દિવસ શિયાળામાં ટર્નબ્રીજ વેલ્સ પાસેની એક શેરીમાંથી હું જતો હતો તેવામાં એક માણસને મેં રસ્તાની એક બાજુપર ઉભેલો જોયો. ફાટેલા જોડામાંથી તેનો ઉઘાડો અંગૂઠો બ્હાર દેખાતો હતો અને તેની છાતી પણ ઉઘાડી હતી. તેણે મને કાંઇ પણ કહ્યું નહિ, કારણ કે ઇંગ્લાંડમાં ભીખ માગવાની મના છે. તેણે માત્ર મારા સામું ક્ષણભર તાકીને જોયું. મેં તેના હાથમાં જે સિક્કો મૂક્યો તે તેણે આશા રાખી હતી તેના કરતાં વધારે ભારે નીકળ્યો; કારણ કે તરતજ તે મારી પાછળ આવ્યો અને મને કહ્યું: "સાહેબ ! આપે મને ભૂલથી સોનાનો સિક્કો આપી દીધો છે" એમ કહી પાછો આપવા માંડ્યો ! આ બનાવ મને યાદ રહ્યો હોત નહિ, પણ એવોજ એક બીજો બનાવ પણ બન્યો હતો. જ્યારે હું ટોર્કેર રેલ્વે સ્ટેશન પર પહેલવહેલો ઉતર્યો ત્યારે એક મજૂરે આવી મારો સામાન ગાડીમાં મૂક્યો. મારા ગજવામાં પરચુરણ નહિ હોવાથી જ્યારે અમારી ઘોડાગાડી ચાલી ત્યારે મેં તેને એક હાફક્રાઉન આપ્યો. થોડા વખતમાં તે મારી પાછળ બૂમ પાડતો આવ્યો અને ગાડીવાળાને થોભવાનું કહ્યું. મને એમ લાગ્યું કે અજાણ્યો માણસ જાણી એણે મારી પાસે વધારે લેવાનો વિચાર કર્યો હશે ! એટલામાં ગાડી અટકી એટલે તેણે કહ્યું: "સાહેબ આપે પેનીને બદલે મને અર્ધો ક્રાઉન આપ્યો છે !"

ઇંગ્લાંડમાં હું હતો ત્યારે છેતરાયોજ નથી એમ કહેવાનો મારો હેતુજ નથી, છતાં છેતરાયો હોઉં એમ મને યાદ તો નથી. મને એમ ખાત્રી થતી ગઇ કે જે લોકો વિશ્વાસ પાત્ર હોય છે તેઓજ વિશ્વાસ મૂકી શકે છે. હું એક અજાણ્યો પરદેશી હતો અને ઘણાએ પૈસા દૂઆવી

શકયો હોત, પણ લંડનના કોઇપણ દુકાનદારે મારાપર અવિશ્વાસ બતાવ્યો નહતો.

જેટલો વખત હું ઇંગ્લાંડમાં રહ્યો તેટલો વખત મારે એક હાસ્યજનક નાટકમાં ભાગ ભજવવો પડયો હતો. હિંદુસ્તાનથી પાછા ફરેલા એક એંગ્લો ઇંડિયન અધિકારીની વિધવા સાથે મારે ઓળખાણ થયું હતું. તેણી મને "રબી"ના ટુંક નામથી બોલાવતી હતી. તેણીના પતિના મરણ પ્રસંગે કોઇ હિંદુ મિત્રે એક શોકગીત લખી આપ્યું હતું. તે કાવ્યમાં રહેલી કવિત્વ શક્તિ અથવા તેની શૈલીની સુંદરતા વિષે તો વધારે વિવેચન કરવું અયોગ્ય ગણાય, પણ કમનશીબે લેખકે સૂચનામાં એમ જણાવ્યું હતું કે એ કાવ્ય "બિહાગ" રાગમાં પણ ગાઇ શકાશે. એક દિવસ તે કાવ્ય બિહાગમાં ગાવા માટે તેણીએ મને કહ્યું. વ્યવહાર જ્ઞાન શૂન્ય સરળ માણસની પેઠે મેં તેણીની માગણી સ્વીકારી. બિહાગની ચાલમાં તે શબ્દો મૂકવાથી જે હાસ્યાસ્પદ અને વિચિત્ર સંયોગ થયો તે એ શ્રોતાઓમાંથી મારા સિવાય બીજું કોઇ જાણી શકયું નહિ! તે વિધવાને પોતાના પતિનો વિલાપ મૂળ રાગમાં સાંભળીને ઘણી લાગણી થઇ. મેં ધાર્યું કે એટલેથી બધું પતશે, પણ તેમ બન્યું નહિ.

જુદા જુદા સામાજીક મેળાવડાઓ વખતે જ્યારે તે વિધવાને મળવાનું થતું અને ખાણું થઇ રહ્યા પછી નિમંત્રિત સ્ત્રી પુરૂષો જ્યારે એક સામાન્ય ઓરડામાં મળતાં ત્યારે તેણી મને પેલો બિહાગ ગાવાનું કહેતી! દરેક માણસ હિંદુ સંગીતનો કોઇ અપ્રતિમ નમૂનો સાંભળવાની આશાએ પોતાની માગણી નમ્રતાપૂર્વક ઉમેરતો અને તેણીના ગજવામાંથી તે શોકગીતની નકલ બ્હાર પડતી! એ સમયે મ્હારા કાન તો રાતા રાતા થઇ જતા. છેવટ હાથ ભેગા કરીને થથરતે અવાજે મારે શરૂઆત કરવી પડતી! પણ આખા શ્રોતા-

વર્ગમાં મારા સિવાય બીજા કોઇને એ પ્રયોગ હૃદયભેદક નિવડતો નહિ! અંતમાં "મ્હોટો ઉપકાર થયો ! કેવું સુંદર !" એમ બધાં પોતાનું હાસ્ય દબાવીને બોલી ઉઠતાં ! પરંતુ ભર શિયાળાની ઋતુ હોવા છતાં મને પરસેવાના રેલા છૂટતા ! એક એંગ્લો ઇંડીયન અધિકારીનું મૃત્યુ મારાપર કેવી શોકજનક અસર કરશે એ વાત તેના મૃત્યુ વખતે કે મારા જન્મ સમયે કોણ કહી શકે તેમ હતું !

ડૉ. સ્કોટને ઘેર રહીને જ્યારે હું લંડન યુનિવર્સીટીમાં અભ્યાસ કરતો હતો ત્યારે એ વિધવા સાથેનો મ્હારો પરિચય છૂટયો ! તેણી લંડનનાં એકાદ પરામાં રહેતી હતી ત્યાંથી તેણીના નિમંત્રણના ઘણા કાગળો મારા પર આવતા, પણ પેલા શોકગીતના ભયને લીધે તેમાંનું એકપણ સ્વિકારવાની ભૂલ હું કદીપણ કરતો નહિ ! છેવટે તેણીના તરફથી એક આગ્રહ ભર્યો તાર મારા પર આવ્યો. હું કોલેજમાં જવા નીકળ્યો હતો ત્યાં રસ્તામાંજ મને એ તાર મળ્યો. મારૂં ઇંગ્લાંડમાં રહેવાનું પણ થોડાજ દિવસ માટે હતું, એટલે મેં પાછા ફરતાં પહેલાં એકવાર તેણીને મળવાનું ધાર્યું.

કોલેજમાંથી ઘેર આવવાને બદલે હું બ્હારો બ્હાર સ્ટેશનપર ગયો. દિવસ ઘણોજ ખરાબ હતો ! ટાઢ તો કહે કે મારૂં કામ, વળી વધારામાં બરફ અને ઝાકળ વરસતાં હતાં. મારે જે સ્ટેશને ઉતરવાનું હતું તે સ્ટેશન રેલ્વેનું છેલ્લું સ્ટેશન હતું, એટલે મારા મનમાં નિરાંત હતી અને ગાડી આવવા જવાના વખત વિષે તપાસ પણ કરી નહિ. બધાં સ્ટેશનો જમણી બાજુએ આવતાં હતાં એટલે હું ગાડીમાં જમણી બાજુના એક ખૂણામાં બેઠો. અંધકાર એટલો હતો કે બ્હાર કશું દેખાતું નહતું. એક પછી એક બધા ઉતારૂઓ પોતાની જગોએ ઉતરી પડયા. છેવટના સ્ટેશનની આગળના સ્ટેશને અમે પહોંચ્યા અને ફરીથી ગાડી અટકી. ત્યાં આગળ કોઇ માણસજ

હતું નહિ તેમજ પ્લેટફાર્મ કે દીવા કાંઈજ હતું નહિ. સામાન્ય ઉતારૂઓ ગાડી વારેવારે કેમ અટકતી હશે તે જાણવાને કાંઇ ઓછા લાયક હોય છે? એવો વિચાર કરીને હું તો ફરી વાંચવામાં ગુંથાયો અને ગાડી પાછી ચાલવા માંડી! ગાડીની વિચિત્રતા ઘણીએ વખત અકારણ હોય છે એમ ધારીને હું વાંચવામાંજ રહ્યો; પણ જ્યારે ગાડી સીધી આગલા સ્ટેશને આવી ત્યારે હું બેદરકાર રહી શક્યો નહિ! મેં સ્ટેશનપર પૂછ્યું કે "છેલ્લું સ્ટેશન કયારે આવશે?" જવાબ મળ્યો કે "તમે હમણાં તે સ્ટેશન તરફથીજ પાછા ફરો છો." મેં ગભરાઇને પૂછ્યું, "ત્યારે આ ગાડી કયાં જાય છે?" ઉત્તર મળ્યો કે, "પાછી લંડન જાય છે." એટલાપરથી મને એમ સમજણ પડી કે એ ગાડી વચલાં સ્ટેશનોપર આવતી જતી ગાડી હતી. તપાસ કરી કે "બીજી કોઇ ગાડી છેલ્લા સ્ટેશન સુધી જશે કે નહિ?" ત્યારે પણ જણાયું કે એક પણ નહિ. વળી વધારે તપાસ કરતાં જણાયું કે પાંચ માઇલની અંદર એકપણ વીશી નહતી.

સવારે દશ વાગે ફક્ત નાસ્તો કરીને હું બ્હાર નીકળ્યો હતો, ત્યાર પછી મેં બીલકુલ ખાધુંજ નહતું. માણસના ઉપર જ્યારે ઉપવાસ કરવાની ફરજ આવી પડે છે ત્યારે ત્યાગવૃત્તિ એકદમ સ્ફૂરી નીકળે છે! મારા ઓવરકોટનાં ગળા સુધીનાં બટન ભીડી પ્લેટફાર્મના એક ફાનસ નીચે બેસી મેં મારૂં વાંચવાનું જારી રાખ્યું. તે વખતે તરતનુંજ છપાવેલું હરબર્ટ સ્પેન્સરનું "ડેટા ઓફ એથીકસ"નું પુસ્તક મારી પાસે હતું. એ વિષય ઉપર એકાગ્રતાથી વાંચવાનો બીજો આવો લાગ નહિ મળે એમ મને લાગ્યું અને તે વિચારમાંજ મેં દિલાસો લીધો!

થોડા વખત પછી એક પોર્ટરે આવીને મને કહ્યું કે અર્ધાકલાકમાં એક સ્પેશીયલ ગાડી છેલ્લે સ્ટેશને જશે. એ સાંભળીને મને એટલો તો આનંદ થયો કે "ડેટા ઓફ એથીકસ" વધારે

વાંચી શકાયું નહિ! અંતે સાતને બદલે નવ વાગે હું ત્યાં જઇ પહોંચ્યો! તેણીએ મારૂં આતિથ્ય કરતાં કરતાં પૂછયુંઃ "રવી! તું આટલો વખત શું કર્યા કરતો હતો!" તેના ઉત્તરમાં મેં મારા સાહસોનો અને અનુભવોનો જે ઇતિહાસ તેણીને કહી સંભળાવ્યો તેમાં મારે અભિમાન લેવા જેવું કશું હતુંજ નહિ. ત્યાં જમવા કરવાનું બધું પતી ગયું હતું! પણ મારૂં કમનશીબ કાંઇ મારી ભૂલને લીધે થયું નહતું એટલે મને ભૂખ્યા રહેવાની શિક્ષા થશે એવું મેં ધાર્યું નહોતું. વળી જ્યારે એક સ્ત્રી પરોણાગત કરનારી હોય ત્યારે તો મેં એવી આશા કયાંથીજ રાખી હોય? પણ તે એંગ્લો ઇંડિયન અધિકારીની સ્ત્રીએ તો મને માત્ર કહ્યુંઃ "ચાલ રવી! ચ્હાનો પ્યાલો પી લે!"

હું કોઇ દિવસ ચ્હા પીતો નહતો, પણ મારી ક્ષુધા દેવીને થોડી ઘણી શાંતિ આપવામાં તે સહાયભૂત થશે એવી આશા રાખીને હું તે ચ્હાનો પ્યાલો તથા બીસકુટ ખાઇ ગયો! જયારે હું દીવાનખાનામાં પહોંચ્યો ત્યારે પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓનું એક ટોળું ત્યાં જણાયું. તેણીની ભત્રિજી સાથે એક સુંદર અમેરીકન જુવાન પરણવાનો હતો તેની સંવવનની ક્રિયા માટે તે મંડળ મળ્યું હતું!

ઘરની માલીકે કહ્યુંઃ "ચાલો! આપણે બધાં નૃત્ય કરીએ." તે કસરત માટે મારૂં શરીર કે મન એમાંથી કાંઇ પણ તૈયાર હતુંજ નહિ, પણ નમ્ર લોકોજ જગતમાં અશકય વસ્તુઓ સાધી શકે છે! જો કે તે નૃત્યની ગોઠવણ પેલા નવ યુગલને માટેજ કરવામાં આવી હતી, છતાં મારે મારા કરતાં વયોવૃદ્ધ વનિતાંઓ સાથે નાચવું પડયું! અને તે પણ મારી અને ભૂખમરાની વચ્ચે માત્ર ચ્હાનો પ્યાલો અને બીસકુટ પેટમાં નાંખીનેજ!

પણ મારી મુશીબતોનો આટલેથીજ અંત આવ્યો નહિ! મારૂં સ્વાગત કરનાર તે વિધવાએ મને પૂછયુંઃ " રાત્રિએ તમે કયાં રહેવાના

છો ?" એ પ્રશ્ન માટે હું બીલકુલ તૈયાર નહતો, એટલે મૂગે મ્હોઢે તેણીના સામે તાકીને હું તો જોઇજ રહ્યો ! એટલામાં તેણીએજ મને સમજાવ્યું કે ત્યાંની વીશી બાર વાગ્યા પહેલાં બંધ થઇ જતી હોવાથી મારે વહેલા ત્યાં પહોંચી જવું આવશ્યક હતું ! વળી તેણી કાંઇ ઓછી આગતા સ્વાગતા કરનારી નહતી ! વીશીનો રસ્તો બતાવવા માટે તેણીએ દીવા સાથે એક ચાકરને મારી જોડે મોકલવાની યોજના કરી ! પહેલાં તો મને એમ લાગ્યું કે ચાલો, મારો છૂટકો થયો. કેમકે ત્યાં ફાયદો પણ થવાની આશા મનમાં હતી ! ત્યાં જઇને મેં ખાવાનું મળશે કે કેમ તેની તપાસ કરી. પણ ટાઢું, ઉન્હું, વનસ્પતિનું કે માછલીનું, કોઇ પણ પ્રકારનું ખાવાનું ત્યાં મળે તેમ હતુંજ નહિ ! મને માલૂમ પડયું કે પીવાને માટે જોઇએ તેટલા પદાર્થો મળી શકશે, પણ ખાવાનું તો રામનું નામ! છેવટ મેં નિદ્રાનો આશ્રય લેવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેણીએ પણ મારી દયા જાણી નહિ ! સુવાનો ઓરડો પથ્થરથી જડેલો હોવાથી બરફના જેવો ઠંડોગાર હતો ! વળી ત્યાં સામાન જોવા જઇએ તો એક જૂનો ભાંગેલો ખાટલો અને એક મ્હોં ધોવાનું ટેબલ, એટલોજ હતો !

સવારે તેણીએ મને નાસ્તો કરવાને બોલાવ્યો. ત્યાં રકાબીમાં ટાઢું ખાણું જણાયું. અલબત, તે આગલી રાતના ખાણાંમાંથી વધેલુંજ હતું ! એમાંથીજ મને જો રાત્રે થોડું આપ્યું હોત તો કોઇને કાંઇજ નુકશાન થાત નહિ અને મને નૃત્યમાં વિશેષ આનંદ મળત !

નાસ્તો થઇ રહ્યા પછી તેણીએ મને કહ્યું કે જે સ્ત્રીને ગાઇ સંભળાવવા માટે મને બોલાવવામાં આવ્યો હતો તે સ્ત્રી પથારીવશ હતી. તેણી સાંભળે તેવી રીતે ગાવાને મને એક દાદરના પગથીઆની શરૂઆતમાંજ ઉભો કરવામાં આવ્યો. ઓરડાનાં બારણાં બંધ હતાં તે તરફ આંગળી કરી તેણીએ મને જણાવ્યું કે, " તેણી ત્યાં

આગળ છે." હું કોઈ અજાણી વ્યક્તિ સાંભળે તે પ્રમાણે બિહાગ રાગમાં બોલ્યો. તે આજારી બાઇ ઉપર તે ગાયનની શી અસર થઈ તે તો હું જાણી શકયો નથી.

ત્યાં જવાની ભૂલનાં ફળ લંડનમાં બે ત્રણ દિવસ પથારીવશ રહીને મ્હારે ભોગવવાં પડયાં! ડો. સ્કોટની પુત્રિઓએ મને સમજાઇને જણાવ્યું કે "એ વિધવાનું વર્તન બધી અંગ્રેજ પ્રજાની પરોણાગત કરવાના નમૂના તરીકે તમે ગણશો નહિ; એ તો હિંદુસ્તાનના પાણીનો ગુણ છે!"

## લોકન પાલિત.

હું લંડન યુનિવર્સીટીમાં જ્યારે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરતો હતો ત્યારે લોકન પાલિત મારો સહાધ્યાયી હતો. તે મારા કરતાં ચાર વરસ ન્હાનો હતો. આ સંસ્મરણો હું લખું છું તે ઉમ્મરે ચાર વર્ષનો તફાવત કાંઇ વધારે ન ગણાય કે જણાય, પણ તેર અને સત્તર વર્ષ વચ્ચેનો અંતર ભાંગવો, એ મૈત્રિને પણ જરા મુશ્કેલ પડે! વર્ષો પ્રમાણે અનુભવની ખામી રહી ગઇ હોય ત્યારે યુવક પોતાની બધી શ્રેષ્ઠતા ગંભીરતામાં જાળવી રાખવા મથે છે, પણ મારી અને લોકન વચ્ચે એવો કાંઇ તફાવત હોય એમ મને લાગતું નહિ.

લંડનમાં કોલેજના પુસ્તકાલયમાં બધા વિદ્યાર્થીઓ સાથે વાંચવાને બેસી શકતા. તેમાં કેટલીક કન્યાઓ પણ આવતી. પુસ્તકાલયમાં રહેતા તે બધો સમય અમારે બન્નેને મજાક મશ્કરીનો હતો. અમારૂં એ કામ અમે ધીમે કરતા હોત તો કાંઇજ પંચાત નહતી, પણ મારો ન્હાનો મિત્ર એવો હસમુખો હતો કે જરા કારણ મળતાં ખડખડાટ હસી પડતો! દરેક દેશમાં છોકરીઓ પોતાના અભ્યાસની ઘણી કાળજી રાખે છે અને હમણાં પણ ભૂરી આંખોનું

ટોળું અમારા અમર્યાદિત હાસ્ય તરફ જે કરડી નજર ફેંકતું તે યાદ આવે છે. પણ તે સમયે વાંચનની એકાગ્રતામાં ભંગાણ પાડવાથી અમને બીલકુલ દિલગીરી થતી નહિ. પરમેશ્વરની કૃપાથી મારી આખી જીંદગીમાં મારૂં માથું દુઃખવા આવ્યું નથી અને નિશાળનો અભ્યાસ પડવાને માટે બીલકુલ પશ્ચાત્તાપ પણ થયો નથી.

સતત્ હાસ્યના ઉભરાઓ વચ્ચે ઘણીવાર અમે સાહિત્ય સંબંધી ચર્ચામાં ઉતરતા અને લોકનનું બંગાળી સાહિત્યનું જ્ઞાન જો કે મારા કરતાં ઓછું વિશાળ હતું, છતાં તેની બુદ્ધિની તીવ્રતાથી તે ખોટ પૂરાઇ જતી. બંગાળી લિપિ વિષે એકવાર અમારે વાદવિવાદ થયો હતો.

એક સ્કોચ કન્યાએ મારી પાસે બંગાલી શીખવા માટે માગણી કરી. તેણીને મૂળાક્ષર શીખવતાં મેં સાભિમાન જણાવ્યું કે બંગાળી જોડણીમાં નિયમો પ્રમાણે કામ થતું હતું અને નિયમોનો ભંગ કરવામાં આવતો નહિ. મેં તેણીને અંગ્રેજી જોડણી કેવી ઢંગધડા વગરની હતી તે પણ જણાવ્યું અને અમારે તે ભાષા પરીક્ષા માટે ગોખીને તૈયાર કરવી પડતી હતી એટલેજ તે અનિયમીતતા જણાઇ આવતી નહોતી. પણ મ્હારૂં અભિમાન ઉતરી ગયું! ધીમે ધીમે એમ જણાવા લાગ્યું કે બંગાળી ભાષા પણ નિયમોનો ભંગ કરવામાં કાંઇ પાછી પડે તેવી નહોતી, પણ ટેવને લીધે તે ભૂલો મારી નજરે ચઢી ન હતી.

એ પ્રમાણે બંગાળીમાં નિયમભંગના નિયમો શોધવાનું મેં શરૂ કર્યું. એ કાર્ય કરવામાં લોકને મને જે મદદ આપી તેથી હું ખરેખર આશ્ચર્ય પામ્યો!

લોકન ઈંડીયન સીવીલ સર્વીસમાં દાખલ થઇ જ્યારે પાછો ફર્યો ત્યારે પણ જે કાર્ય યુનિવર્સીટી કોલેજ હોલમાં માત્ર હાસ્યની ઉર્મીઓથી શરૂ કરવામાં આવ્યું હતું તેજ કાર્ય વિશાળ નદીના રૂપમાં

ફેરવાયું! લોકના હાસ્યમય સાહિત્યવિલાસની મદદ, મારે માટે તો પવનથી સઢની જેવી સ્થિતિ થાય છે તેવીજ નીવડી! જ્યારે મારાં ગદ્ય અને પદ્ય લખાણો હું ઝપાટા ભેર ધસડતો હતો ત્યારે મારા કાર્યમાં લોકનની કદર જાણવાની શક્તિને લીધેજ હું પાછો ન પડયો! પરગણામાં પણ તેના બંગલામાં ઘણીએ ગદ્ય અને પદ્યની ઉત્તમોત્તમ લ્હેરો અમે ખાધી છે ઘણીએ વાર અમારી સંગીત અને સાહિત્યની બેઠક સાંજે તારાઓ ઉગતાં મળતી અને પ્રભાતની હવામાં જેમ દીવાઓ ઓલવાઇ જતા તેમ બરખાસ્ત થઇ જતી.

સરસ્વતી દેવીને ચરણે અર્પણ થયેલાં પુષ્પોમાં, મૈત્રિરૂપી કમળ કળી તે દેવીને સૌથી વિશેષ આનંદદાયી હોવી જોઇએ. તે દેવીના કમળથી ભરપૂર સરોવરને કિનારે ભટકતાં મને સુવર્ણ રજ મળી નથી; પણ સન્મૈત્રિની મીઠી સુવાસની તો મારે કાંઇજ કમી રહી નથી એમ કહેવું જોઇએ!

## ભગ્ન હૃદય.

હું જ્યારે ઇંગ્લાંડ હતો ત્યારે મેં એક બીજું કાવ્ય શરૂ કર્યું હતું. પાછા ફરતી વખતે મુસાફરીમાં મેં તે લખવું જારી રાખ્યું હતું અને અહિં આવ્યા પછી પૂરૂં કર્યું. આ કાવ્ય "ભગ્ન હૃદય" નામે પ્રસિદ્ધિ પામ્યું. જ્યારે તે કાવ્ય લખ્યું હતું ત્યારે મને તે ઘણુંજ સારૂં લાગતું અને લેખકને એ પ્રમાણે લાગે તેમાં કાંઇ આશ્ચર્ય નથી; પણ વાંચક વર્ગની પ્રશંસા મેળવવામાં પણ તે ફતેહમંદ નીવડયું! તે કાવ્ય બ્હાર પડયા પછી ટીપેરાના રાજાએ તેના મંત્રી સાથે સંદેશો મોકલાવ્યો હતો કે રાજા મારી કવિતાથી ઘણા ખુશ થયા છે અને મારા ભાવિષ્યના સાહિત્ય જીવનને માટે તેમને ઘણી ઉચ્ચ આશાઓ છે.

અઢાર વર્ષની વયે લખાયલા "ભગ્ન હૃદય" માટે ત્રીસમે વર્ષે

મેં નીચે પ્રમાણે લખ્યું હતુઃ "જ્યારે મેં ભગ્ન હૃદય" શરૂ કર્યું ત્યારે હું અઢાર વર્ષનો હતો, એટલે નહિ બાલ્યાવસ્થામાં કે નહિ યુવાવસ્થામાં. આ સંદિગ્ધ સમયે સત્યનાં કિરણો સીધાં આવી પ્રકાશ આપતાં નથી! ફક્ત અહિં તહિં તેનું પ્રતિબિંબ જણાય છે અને બાકીનું બધું છાયારૂપજ હોય છે. સાયંકાળે દેખાતા પડછાયાઓની પેઠે તે વયની કલ્પનાઓ લાંબી પ્રસરેલી અને અનિશ્ચિત હોય છે. અને તે સત્ય સૃષ્ટિને માત્ર એક કલ્પનામય સૃષ્ટિ બનાવી મૂકે છે."

"એ બધામાં વધારે આશ્ચર્યકારક તો એજ કે હું અઢાર વર્ષનો હતો, એટલુંજ નહિ પરંતુ મારી આસપાસ બધાંજ જાણે અઢાર વર્ષનાં હોય એમ મને લાગતું અને બધાંજ, પાયા વગરની—વસ્તુ વગરની એક કલ્પના સૃષ્ટિમાં ઉડતા હોઈએ એમ જણાતું હતું. તે સૃષ્ટિનો ખરેખરો આનંદ અને શોક કલ્પનામય સૃષ્ટિમાં હોયજ નહિ! કોઇ પણ સત્ય વસ્તુ તેની સાથે સરખાવવાને માટે પાસે નહિ હોવાથી ન્હાની વસ્તુઓ મ્હોટીની ગરજ સારતી."

મારા જીવનનો એ ભાગ એટલે સોળથી બાવીસ વર્ષ સુધીનો સમય એક અવ્યવસ્થાનો સમય હતો.

પૃથ્વીના પૂરાતન કાળમાં જ્યારે જળ અને સ્થળ સંપૂર્ણ રીતે છૂટાં થયાં નહતાં ત્યારે મહાન્, વિચિત્ર રૂપવાળાં, કદ્રુપા પ્રાણીઓ જંગલોમાં ભટકતાં હતાં. તેજ પ્રમાણે અપરિપક્વ મનના અંધકારના સમયના આવેશો અવ્યવસ્થીત, વિચિત્રરૂપવાળા, નામ વગરના જંગલમાં આમતેમ ભટકે છે. તે આવેશોનો અર્થ તેમને પોતાને પણ ખબર હોતો નથી. પોતાની જાતને પણ તેઓ જાણતા નથી. પોતાની શી જરૂરીયાત છે તે પણ તેમને જ્ઞાત હોતી નથી. બીજાઓનું અંધ અનુકરણ કરવાનેજ તેઓ લાયક હોય છે. હેતુ વગરની કાર્ય કરવાની મારી ઉત્સાહ શક્તિ સોળથી બાવીસ વર્ષ સુધીમાં અપક્વ હોવાને લીધે,

પોતાના હેતુથી તદ્દન અજાણુ અને અશક્ત હતી. તેઓ એક બીજાને ધક્કામુક્કીમાં હઠાવી બ્હાર આવવાને પ્રયત્ન કરતી હતી અને પ્રત્યેક શક્તિ પોતાની શ્રેષ્ઠતા અતિશયોક્તિથી સિદ્ધ કરવાનો યત્ન કરતી હતી !

બાળકને જ્યારે દૂધીયા દાંત આવવાના હોય છે ત્યારે તેને તાવ આવે છે અને તેથી કરીને જ્યાં સુધી દાંત ફૂટી બ્હાર આવીને ખોરાકને પચાવવામાં મદદગાર થતા નથી, ત્યાં સુધી એ ગભરામણનું કારણુ સમજાતું નથી. તેવીજ રીતે આપણા આવેશો અને લાગણીઓ શરૂઆતમાં આપણને વ્યાધિની પેઠે પીડે છે અને છેવટે બાહ્ય જગત સાથેનો તેમનો ખરો સંબંધ જાણે છે ત્યારે શાંત થાય છે.

એ ઉમ્મરે હું જે જે શીખ્યો તે તે બધું દરેક નીતિના પુસ્તકમાં આપેલું હોય છે, પણ તેથી તે શીખામણ ધિક્કારવા લાયક નથી. આપણી સ્વાદેન્દ્રિય આપણને આપણા પોતાનામાંજ મગ્ન રાખે છે અને બાહ્ય જગત સાથે આપણો છૂટથી વ્યવહાર કરવાની આડે આવે છે, તેથી આપણા જીવન માટે ઝેર બરાબર છે. આપણી ઇચ્છાઓ પણ તે કારણને લીધેજ આપણને આપણી સ્વાર્થી જીંદગીમાં રત રાખે છે તેથી અતિશયોક્તિઓથી ભરપૂર હોય છે. જ્યારે આપણી કામનાઓને સારાં કાર્યોદ્વારા અબાધિત કાર્યક્ષેત્ર મળે છે ત્યારે તેમનો વ્યાધિ દૂર થઇ જાય છે અને તેઓ પોતાની પ્રકૃતિને પ્રાપ્ત કરે છે. તેમનો અંતિમ હેતુ પણ તેજ છે !

મારા મનની અપકવ સ્થિતિ, જે ઉપર વર્ણવવામાં આવેલી છે, તેને તે સમયના ઉપદેશો અને દૃષ્ટાંતોથી ઘણી પુષ્ટિ મળી હતી અને તેની અસર આજદિન સુધી પણ કદાચ મારામાં રહી ગયલી હશે. જે સમયની વાત હું કહું છું તેના તરફ આજે ફરીને નજર નાંખતાં મને એમ લાગે છે કે **અંગ્રેજી સાહિત્યમાંથી આપણે ખોરાકના**

**કરતાં માફક જુસ્સો વધારે લીધો છે.** તે સમયે અમારા સાહિત્ય દેવતાઓ શેક્સપીયર, મીલ્ટન અને બાયરન હતા. તે બધાનાં લખાણમાં અમને જે ગુણ સૌથી વધારે ગમતો તે લાગણી અથવા હૃદયના આવેગોની પ્રબળતા હતી. અંગ્રેજ લોકના સામાજીક જીવનમાં વ્યક્તિ લાગણીઓને ઘણું દબાણો હોય છે અને કદાચ તેજ કારણને લીધે તેમના સાહિત્યમાં લાગણીઓ વધારે પ્રમાણમાં બ્હાર પડેલી જોવામાં આવે છે. તીવ્ર લાગણીઓને દાવાનલના રૂપમાં દર્શાવવી એજ તેનું એક લક્ષણ થઇ પડયું! અમે તો અંગ્રેજી સાહિત્યની અબાધિત ઉદ્દીપના અને તીવ્ર આવેગોનેજ અંગ્રેજી સાહિત્યનો સાર સમજતા!

અમને અંગ્રેજી સાહિત્યમાં પ્રવેશ કરાવનાર બાબુ અક્ષય ચૌધરીની જુસ્સાદાર અંગ્રેજી કવિતાને વખોડી કહાડનારી ટીકામાં અમને તીવ્ર નિશા જણાતી હતી.

રોમીયો અને જુલીયટનો પ્રેમોન્માદ, કીંગલીઅરનો નિર્બલ–કારૂણિક કોપ, ઓથેલોના ઇર્ષાનલનો પ્રલયદાહ, એ વસ્તુઓની સપ્રેમ પ્રશંસા અમારાં હૃદયો કરતાં.

આપણું પરિમીત સામાજીક જીવન તથા આપણું લઘુ કાર્યક્ષેત્ર, આપણી ચારે બાજુએ એવી તો નિરસ પુનરોક્તિ ભરી એકતાથી–ઘાંચીની ઘાણીના જેવી નિરસતાથી પૂર્ણ હોય છે કે તેમાં ઉછળતી અને ઉકળતી લાગણીઓને બ્હાર પાડવાનો અવકાશજ મળતો નથી. સઘળું ઠંડું અને ચૂપચાપ હોય છે. આ સ્થિતિને લીધે અમારાં હૃદયો અંગ્રેજી સાહિત્યની ઉગ્ર લાગણીઓના જીવન પ્રેરક આઘાતને માટે આતુરતાથી વાટ જોયા કરતાં એ તદ્દન સ્વાભાવિક હતું.

અંગ્રેજી સાહિત્યનો અમે અભ્યાસ કર્યો હતો, તે કંઇ સાહિત્ય કલાના સૌંદર્યનું રસપાન કરવાના હેતુથી . . . . . . પ્ર

એક બંધીયાર પાણીનું તળાવ તોફાની મોજાંના આગમનને આનંદભેર આવકાર આપી વધાવી લે તે પ્રમાણે અમે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરેલો! વળી તે આઘાતથી કદાચ તળાવને તળીયે ઠરી રહેલો કાંપ પણ કદાચ ઉપર આવી જાય તો તે પણ અમારે કબૂલ હતું!

યુરોપનું શેકસપીયર સમકાલીન સાહિત્ય મનુષ્યના હૃદયનો સંકોચ તથા નિયંત્રણાની સામે પુનરૂજીવનનો પ્રબળ પ્રતિ કાર્યનો સમય દર્શાવે છે. તે સમય કાંઇ સારૂં કે નરતું, સુંદરતા કે વિરૂપતા નક્કી કરવાનો નહતો; મનુષ્યને તે સમયે તો બધી નિયંત્રણાઓ, જાપતાઓ અને બંધનો તોડવાની ચિંતા હતી. તે કારણને લીધેજ તે કાળના સાહિત્યમાં આવી વિશાળ ઉદ્દામ શક્તિ અને ભાષામાં અતિ તીવ્રતા, પ્રાચુર્ય અને અસંયમ ઉઘાડાં દેખાઇ આવે છે.

યુરોપની વારૂણીના મદના મોદે આપણા શરમાળ અને શાંત જીવનમાં પ્રવેશ કર્યો અને અમે તેનાથી જાગૃત થયા. અમે આનંદિત થયા. **યુરોપીય સ્વતંત્ર જીવનના કિરણો રૂઢિથી કરમાઇ ગયલાં અમારાં હૃદયોપર પડતાં અમારાં નેત્રો ઝંખવાઇ ગયાં!**

અંગ્રેજી સાહિત્યમાં પણ એક એવો સમય હતો કે જ્યારે અલેકઝાંડર પોપના ધીમા તાલબદ્ધ છંદોના મંદ પ્રવાહને ઠેકાણે ફ્રેન્ચ રાજક્રાંતિનો સૂર ઝીલાવા લાગ્યો. તેનો કવિ બાયરન હતો. બાયરનના વિકારો અને લાગણીઓની તીવ્રતા પણ અમારાં હૃદય રૂપી કન્યાને તેના ઓજલ પડદામાં આવીને હલાવી મૂકતી.

ઉપર જણાવ્યા પ્રમાણે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ અમારા સમયના યુવકોના હૃદયોને અસર કરતો અને મારા વખતમાં તો એ ઉશ્કેરણીનાં મોજાંઓ ચારે બાજુએથી અથડાતાં હતાં. શક્તિ જ્યારે પહેલવહેલી જાગૃત થાય છે, ત્યારે તે સમય નૃત્ય કરી લેવા માટે હોય છે; તે કાળ સંયમ કરવા માટે હોતો નથી.

છતાં પણ યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે ઘણીજ તફાવત હતો. યુરોપમાં લાગણીઓની તીવ્રતા, ઉશ્કેરણી, બંધન મુક્ત થવાની અધિરાઇ, એ બધું તેમના ઇતિહાસમાંથી સાહિત્યમાં પ્રતિબિંબીત થતું હતું. ત્યાંના ઉદ્‌ગારો અને લાગણીઓ વચ્ચે મેળ હતો. યુરોપમાં વાવાઝોડાનો સુસવાટ સંભળાતો હતો, કારણ કે વંટોળીયો ખરેખરજ પાસે આવતો હતો. આપણા સંકુચિત જીવનમાં જે પવનની લ્હેર યુરોપ તરફથી આવી તે અમને તો ગણુગણાટ કરતાં વધારે મ્હોટી લાગી નહિ અને તેના ઉપરથી વાવાઝોડાના અવાજનું અનુકરણ કરવાના સઘળા પ્રયત્નો માત્ર અતિશયોક્તિ ભરેલા નીવડયા. એ વૃત્તિ હજી પણ જારી છે અને તેને બંધ કરવી એ ઘણું મુશ્કેલ છે.

આપણા સાહિત્યમાં પણ અપૂર્ણતા આવી તેની જવાબદારી અંગ્રેજી સાહિત્યમાં રહેલી અપૂર્ણ ખીલવણી ઉપર છે. અંગ્રેજી સાહિત્યની પણ હજી સોળે કળાઓ ખીલી નથી. વળી માનુષિક હૃદયાવેગો એ તો સાહિત્યનો એક ભાગ છે, તે કાંઇ સાહિત્યનો અંતિમ ધ્યેય નથી; પરંતુ તેની સંપૂર્ણતાનું સૌંદર્ય સરળતા અને સંયમમાં સમાયલું છે, એ વાત અંગ્રેજી સાહિત્યને હજી શીખવવાની છે.

બાલ્યાવસ્થાથી અમારાં મન ફક્ત અંગ્રેજી સાહિત્યથી બંધાય છે, પણ યુરોપનાં બીજાં સાહિત્યો જુનાં તેમજ નવાં જેની ખીલવણી વધારે પૌષ્ટિક તત્વોથી કરવામાં આવેલી છે અને જેમની કલાનાં રૂપો વધારે સુંદર છે તેમનો આપણે બીલકુલ અભ્યાસ કરતા નથી. તેનામાં આત્મસંયમનો વિકાસ સ્પષ્ટ જણાઇ આવે છે. સાહિત્યના કાર્યની ખરી પદ્ધતિ અને તેનું ખરૂં અંતિમ લક્ષ આપણે હજી જાણી શકયા નથી.

જે માણસે અંગ્રેજી સાહિત્યની તીવ્ર ઉત્તેજકતા અમને પ્રત્યક્ષ કરી બતાવી હતી તે પોતે લાગણીમય હૃદયનો ઉપાસક હતો. સત્યનો સંપૂર્ણતામાં સાક્ષાત્કાર કરવા કરતાં તેને વિષે હૃદયમાં લાગણી થવી એ તેને વધારે અગત્યનું લાગતું. તે ધર્મને બુદ્ધિથી માનતો નહતો; પરંતુ કાલી માતાનાં ભજન તેના નેત્રોમાંથી અશ્રુ વહેવડાવતાં ! તેને અંતિમ સત્ય શોધવાની ઇચ્છા હતી નહિ, માત્ર જે જે વસ્તુ તેના હૃદયને હલાવી નાંખતી તે તે થોડા સમય માટે તે સત્ય માનતો, પછી તે ગમે તેવી કર્કશ દેખાતી હોય તેની તે પરવાજ કરતો નહિ !

તે સમયના યુરોપીય સાહિત્યમાં નાસ્તિકતાનો ભાવ પ્રબળ હતો. ત્યાંના લોકપ્રિય લેખકો બેન્થામ, મીલ અને કોમ્ટે હતા. આપણા યુવકો પણ એ લેખકોના વિચારો લઇ વાદવિવાદ કરતા. યુરોપના ઇતિહાસમાં મીલનો સમય તદ્દન સ્વાભાવિક હતો અને તે વખતે રાજતંત્રમાં થયલા પ્રતિકાર્યનો તે એક પુરાવો છે. મીલ વગેરેનાં ઉચ્છેદક તત્વો યુરોપના રાજ્યશરીરમાં ભેગો થયલો કચરો કાઢી નાંખવા માટે જરૂરી હતાં; પરંતુ આપણા દેશમાં તો આપણને તેના ફક્ત શુષ્ક શબ્દોજ મળ્યા અને તેનો વ્યવહારૂ ઉપયોગ આપણે કર્યો નહિ. તિક બળવો કરવાનાં સાધન તરીકે—ઉત્તેજક તત્વ તરીકે તેમનો ઉપયોગ થયો. આપણા દેશને માટે નાસ્તિકતા તો એક નિશારૂપજ હતી.

ઉપર જણાવેલાં કારણોને લીધે કેળવાયલા માણસોના એ વર્ગ તે સમયે પડી ગયેલા જણાતા હતા. એક વર્ગ વગર નોતરે પરમેશ્વરમાં આસ્થા રાખનાર કોઇ પણ ભક્ત જણાતો કે તુર્તજ વાદવિવાદ કરી તેને તોડવાનો ઉદ્યમ જાતેજ લઇ બેસતો. કોઇ શિકારીના હાથ જેમ ચળવળતા હોય અને તે જેમ વૃક્ષની ટોચે કે તળીયે જ્યાં ત્યાં જીવતું પ્રાણી જણાતાં તેનાપર પોતાનો હાથ ચલાવે છે તે પ્રમાણે આ લોકો પણ ખૂણેખોચરે ભરાઇ રહેલી પરમેશ્વર પરની આસ્થાને શોધી

કાઢી પોતે હુમલો કરી તેનો નાશ કરવાને ઉશ્કેરાઇ જતા. અમારા એક શિક્ષકને ઉપર જણાવ્યો તેવો વાદવિવાદ એ આનંદનું સાધન હતો. હું કે જે તે વખતે તદ્દન ન્હાનો બાળક હતો તે પણ તેના હુમલામાંથી બચી જવા પામ્યો નહિ.

એ શિક્ષકમાં કાંઇ એવી અસાધારણ શક્તિ કે બુદ્ધિ હતી નહિ, અથવા તેના વિચારો સત્યાસત્યની પર્યાલોચનાનું પરિણામ હતા એમ પણ હતું નહિ; કારણ કે ઘણાખરા વિચારો તેણે બીજાઓની પાસેથી સાંભળીને ભેગા કરેલા હતા. હું એનો બરોબરીયો હતો નહિ; છતાં પણ હું એની જોડે બાથ ભીડતો અને ઘણીવાર મારો પરાજય એવો સખ્ત થતો અને કોઇવાર હું એવો તો ભોંઠો પડી જતો કે મને રડી પડવાનું મન થતું.

**બીજો વર્ગ આસ્તિક લોકોનો નહિ પણ ધાર્મિક ચાર્વાક લોકોનો હતો. તેઓ ધર્મના કર્મકાંડને નામે શબ્દ, રૂપ, રસ, ગંધનો ઉપયોગ કરતા. પોતાની આસપાસ આનંદદાયક દેખાવો, સંગીત વગેરે રચના કરવામાં તેઓ મચ્યા રહેતા. તેમને ભક્તિ કરવી એ પણ એક વિલાસ હતો. ભક્તિનો ઠાઠ માઠ કરવામાં તેઓ વધારે તૈયાર રહેતા.** એમાંથી એક વર્ગમાં સંશયવાદ કે નાસ્તિકતા સત્યની શોધનું પરીણામ હતું નહિ, તેમાં તો માત્ર આવેગની ઉત્તેજના હતી. ધર્મવિદ્રોહના અનિયમીત આંદોલનો મને વારે વારે આવી દુઃખ દેતાં હતાં ખરાં, પણ તેમણે મારાપર અધિકાર જમાવ્યો નહનો. ઉછરતી જુવાનીનાં પઢત મૂર્ખપણામાં ધર્મ સામે બળવો પણ દાખલ થયો. આખા કુટુંબમાં થતી ધર્મ સાધનામાં હું ભાગ લેતો નહિ. મ્હેં પોતે મારી પોતાની માનીને તેને ગ્રહણ કરીજ નહતી. મારી લાગણીઓની ધમણથી જવાળાઓને બળતી રાખવાનો હું પ્રયત્ન કરતો. હું તે સમયે

તો માત્ર લાગણીઓની આહુતિથી બળતા અગ્નિનીજ પૂજા કરતો અને તેની શિખા વધારવા માટે બળી હોમાતા. મારા પ્રયત્નોનો બીજો એક પણ લક્ષ્ય હતો નહિ, તેથીજ તે અમર્યાદિત હતો.

ધર્મમાં જે પ્રમાણે બન્યું તે પ્રમાણે લાગણીઓમાં પણ મને સત્ય શોધનની જરૂર જણાઇ નહિ. કારણ કે ઉશ્કેરણી એજ માત્ર હેતુ હતો. તે સમયની એક કવિતા મને યાદ આવે છેઃ—

" આમાર હૃદય આમારિ હૃદય
વેચિનિત તાહા કાહારો કાછે
ભાડા ચોરા હોકૂ યાહોકૂ તાહોકૂ
આમાર હૃદય આમારિ હૃદય."

" મારૂં હૃદય બસ મ્હારૂંજ છે! મ્હેં બીજા કોઇને તે વેચ્યું નથી. તેને ફાટી જવા દો, ભાંગી જવા દો, નાશ થવા દો. મારૂં હૃદય મારૂં પોતાનુંજ છે!"

ખરૂં જોતાં તો હૃદયને કોઇ પણ પ્રકારનું ખાસ વલણ હતું નહિ અને તેને ભાંગી જવાની કે ફાટી જવાની જરાપણ આવશ્યકતા હતી નહિ; પણ તે માત્ર લાગણીઓનીજ સામગ્રી હતી. તેનેજ લીધે આજે પણ જ્યારે અમારે ધર્મના સત્યનું પ્રતિપાદન કરવાનું હોય છે ત્યારે વિચારને બદલે લાગણીઓથી સમર્થન કરવાનો પ્રયત્ન કરીએ છીએ. ખરૂં જોતાં અમારામાં રહેલી દેશ હિતૈષિતા કાંઇ દેશની સેવા હોતી નથી, પણ દેશ સંબંધી એક પ્રકારનો ભાવ અનુભવવાનું સાધન હોય છે!

## યુરોપીય સંગીત.

જ્યારે હું બ્રાઇટનમાં રહેતો હતો ત્યારે ત્યાંની સંગીતશાળામાં આવેલી એક પ્રખ્યાત ગાનારીને સાંભળવા હું ગયો હતો. હમણાં

તેણીનું નામ હું ભૂલી ગયો છું. કદાચ મેડમ નીલસન કે મેડમ અલબાની હશે. પોતાના કંઠ ઉપર મનુષ્યનો આવો અસાધારણ કાબુ મ્હેં પહેલાં કદી જોયો નહતો. આપણા દેશના સારામાં સારા ઉસ્તાદ ગવૈયાઓ પણ પોતાનાં સંગીતમાં પ્રયાસ અને કૃત્રિમતાને દૂર રાખી શકતા નથી, એટલે નૈસર્ગિકપણું તેમના સંગીતમાં જણાતું જ નથી. તેઓ પોતાના ગજા ઉપરાંત ભાર સ્વરો અને કોમળ સ્વરો કાઢવાને મથે છે અને તેમ કરતાં તેમને કાંઇ પણ નવાઇ લાગતી નથી. આપણા દેશમાં સામાન્ય રસજ્ઞ શ્રોતાઓ પોતાની કલ્પના શક્તિથી જલસાને સારો માની લે છે અને તેથી સારા સારા ગવૈયા-ના સૂર કે અવાજની કર્કશતા ઉપર કે તેના હાવભાવની વિચિત્રતા ઉપર ધ્યાન અપાતું નથી. ઘણીવાર તો શંકર-મહાદેવની-બાહ્ય દરિદ્રતામાં તેમનું ઐશ્વર્ય વધારે દીપે છે, તે પ્રમાણે ગવૈયાઓની બાહ્ય ખામીઓને લીધે તેનું સંગીત વધારે દીપે છે! યુરોપમાં ઉપર જણાવી તે લાગણીનો તદ્દન અભાવ છે. ત્યાં બાહ્ય ભપકો અને શણગાર ઝીણામાં ઝીણી બાબત સુધી સંપૂર્ણ સજાયલોજ જોઇએ. એ બાબતમાં જરાપણ ખામી જણાય તો તે લોકોની દૃષ્ટિ આગળ ઉભી રહી શકે તેમજ નથી. આપણે અહિંના જલસાઓમાં તંબૂરાનો સૂર મેળવવામાં કે નરઘાંને ઠોકાઠોક કરવામાં અડધો કલાક ગાળી નાંખવો એ કાંઇ મ્હોટી વાત ગણાતી નથી, પણ યુરોપમાં એ બધાં કાર્યો પહેલેથી પડદા પાછળ કરી લેવામાં આવે છે, કારણ કે રંગભુમિ ઉપર તો સંપૂર્ણ વસ્તુજ આવી શકે. આપણા દેશમાં રાગની કલાયુક્ત સમજણ અર્થાત્-ચીજ-ગાયન એજ જલસો સાંભળવા જનારનો હેતુ હોય છે, પણ યુરોપના લોકો અવાજ ઉપર વધારે લક્ષ આપે છે અને અવાજને અસાધારણ રીતે કેળવી સાંભળનારને હેરત પમાડે છે. આપણા લોકો ગાયન સાંભળ્યું એટલે સંતોષ માને છે; યુરોપના

**લોકો ગવૈયાને સાંભળવા જાય છે.**

તે દિવસે બ્રાઇટનમાં મેં જે જોયું તે એક અદ્દભુત આશ્ચર્યનાં જેવુંજ હતું. તે જલસાને મેં વખાણ્યો છતાં તે સંગીતની કદર તો હું બુજી શકયો નહિ. જ્યારે પક્ષીનું ગાન અને તેના કોલાહલનું અનુકરણ કરવા માટે તેણીએ કેટલીક લીટીઓ ગાઇ ત્યારે હું મારૂં હસવાનું રોકી શકયો નહિ. બધો વખત માણુસના અવાજનો અતિક્રમ થાય છે એમ મને લાગ્યા કરતું. જ્યારે એક પુરૂષ ગવૈયો આવ્યો ત્યારે મને વધારે આનંદ લાગ્યો. તેનો અવાજ મને વધારે ગમ્યો, કારણ કે તે ભૂત પિશાચના કારૂણિક રૂદનના જેવો નહતો. ત્યાર પછી યુરોપીય સંગીતનો હું વધારે ને વધારે અભ્યાસ કરતો ગયો અને તેનો રસ પણ પીવા લાગ્યો, છતાં આજ પણ મને એમ લાગે છે યુરોપીય સંગીત અને આપણું સંગીત જુદા જુદા મહેલમાં રહે છે, અને તેઓ બન્ને આપણાં હ્રદયમાં એકજ બારણેથી દાખલ થતાં નથી.

**યુરોપીય સંગીત ત્યાંના ભૌતિક–વાસ્તવજીવનથી જડીત છે, તેથી ત્યાંના સંગીતમાં જીવનના જેટલી વિવિધતા જણાય છે. આપણા રાગો આપણે જો એટલા બહોળા ઉપયોગમાં લેવા માંડીએ તો તે અર્થહીન અને નિરસ થઈ જાય છે, એટલુંજ નહિ પણ હાસ્યસ્પદ બની જાય છે, કારણ કે આપણા રાગો અને રાગણીઓ પ્રતિદિનના રેઢીઆળ જીવનના ચીલાથી–ઘટમાળથી પર છે, તેથી કરીને આપણને કરૂણા અને તીવ્ર વૈરાગ્ય જણાય છે. સંગીતનું કાર્ય આપણા આત્માનું ઉંડાંમાં ઉંડું–શબ્દાતીત ચિત્ર ખડું કરવું એ છે. તેમાં વિશ્વપ્રકૃતિ અને માનવ હ્રદયનું અંતરતર અને અનિર્વચનીય રહસ્ય ખડું થાય છે, અને રહસ્યનું ચિત્ર નિભૃત, એકાંત તેમજ ગંભીર છે. આપણા**

**સંગીતમાં ભોગીઓના આરામ કુંજો મળી આવે છે અને ભકતોને માટે તપોવન તૈયાર છે, પણ વ્યવહારૂં જીવનના વેપારી વાણીયાને માટે તેમાં કોઇ પણ પ્રકારની વ્યવસ્થા નથી.**

યુરોપીય સંગીતનો આત્મા હું સંપૂર્ણ રીતે સમજી શકયો છું એમ તો હું કહી શકતો નથી, છતાં પણ તેના બાહ્ય અવલોકનમાં જેટલું હું જોઇ શકયો તેટલાથી હું ઘણું જ આકર્ષાયો એ તો નિર્વિવાદ છે. યુરોપનું સંગીત મને હમેશાં રોમેન્ટીક લાગતું. રોમેન્ટીક શબ્દનો ચોક્કસ અર્થ આપવો ઘણો અઘરો છે, પરંતુ રોમેન્ટીક શબ્દ વાપરીને હું તેની વિચિત્રતા, પ્રચૂરતા, ત્યાંના જીવન સમુદ્રની તરંગલીલા, જીવનના સમુદ્રપર મોજાંઓની અસંખ્યતા અને તે મોજાંઓપર સૂર્યનાં કિરણો પડવાને લીધે થતો તેજ તિમિર—છાયાનો ચમકાર કહેવા માગું છું. જીવનની એક બીજી બાજુ પણ હોઇ શકે—વિશુદ્ધ વિસ્તાર, તરંગલીલા વગરનો અનંત વિસ્તાર—આકાશનો ભૂરો નિરતબ્ધ વિસ્તાર—દૃષ્ટિમર્યાદાના ગોળ વર્તુલની રેખામાં થતું અનંતતાનું મૂક સૂચન. ગમે તેમ હો, પણ જયારે જયારે મ્હેં યુરોપીય સંગીતને સાંભળ્યું છે ત્યારે ત્યારે હું મારી જાતને કહેતો કે, "આ સંગીત રોમેન્ટીક છે." **જીવનની ક્ષણિક વિવિધતા રાગમાં ઉતારવાનો પ્રયત્ન એ યુરોપીય સંગીત છે.**

આપણા સંગીતના કેટલાક ભાગોમાં પણ એવોજ પ્રયત્ન કરવામાં આવ્યો છે, પણ તે યુરોપના જેવો સફળ થયો નથી. આપણું સંગીત તારા અને નક્ષત્રથી જડેલી રાત્રિને તથા નવ પ્રભાતના આરક્ત વર્ણને સંગીતમાં ઉતારે છે. આપણું સંગીત ઘનઘોર વર્ષાની વિશ્વવ્યાપી વિરહવેદના અને નવ વસંતનો બ્હાર સૂચવે છે. આપણું સંગીત મેઘનાં વાદળાંઓની સાથે વર્ષતી અંધકારની ઝડીનો વિશ્વવ્યાપી

શોક દર્શાવે છે; અને આપણું સંગીત જંગલમાં ભટકતા સંન્યાસીનો વાચારહિત ગાંડપણનો નિશો દર્શાવે છે.

## વાલ્મિકી પ્રતિભા.

મારી પાસે મૂરનો 'આયરિશ મેલડીઝ' નામનો એક સચિત્ર ગ્રંથ હતો અને અક્ષયબાબુનો આનંદ પુલકિત મુગ્ધ પાઠ તો મ્હેં અનેકવાર સાંભળ્યો હતો. તે પુસ્તકનાં ચિત્રો અને સંગીત એક બીજા જોડે મળીને મ્હારા મનમાં કલ્પનામય અસલી આયર્લૅન્ડનું ચિત્ર ખડું કરતાં. હજી સુધી મ્હેં એક પણ કાવ્ય મૂળ રાગમાં સાંભળ્યું નહતું, પણ ચિત્રમાં આવેલી વીણાના સૂરની મીલાવટનો લય મારી કલ્પનામાંજ જોયો હતો. મને તે બધા છંદો મૂળ રાગમાં સાંભળવાની ઘણી ઇચ્છા હતી, ને બધા સાંભળી, શીખી લઇને અક્ષયબાબુને ગાઇ સંભળાવવાનો પણ ઘણો ઉમંગ હતો. **માણસની જીંદગીમાં કેટલીક ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે અને પાર પડવાની ક્રિયામાંજ મૃત્યુ પામે છે.** જ્યારે હું ઇંગ્લાંડ ગયો ત્યારે આયર્લૅન્ડની કેટલીક કવિતા મૂળ રાગમાં મ્હેં સાંભળી પણ ખરી અને તે રાગો શીખ્યો પણ ખરો; છતાં તે કાર્ય પૂરૂં કરવાની મારી ઇચ્છા રહી નહિ. કવિતા સરલ, કરૂણ અને મધુર હતી, પણ મ્હારા સ્વપ્નમાં રમી રહેલા નીરવ વીણાના અવાજથી ઉભરાઇ જતા જૂના આયર્લૅન્ડ સાથે તેનો સૂર મળતો નહિ.

જ્યારે હું પાછો હિંદુસ્તાન આવ્યો ત્યારે આયરિશ રાગોમાં કવિતાઓ ગાઇ બતાવી. તે સાંભળી તેઓ બધાં બોલી ઉઠયાં: "રવીના અવાજને શું થયું છે ? એનો કંઠ આવો બદલાઇ કેમ ગયો છે ?" તેમને તો એમ પણ લાગ્યું કે સાધારણ વાતચીત કરતી વખતે પણ મારો અવાજ બદલાયો હતો.

દેશી અને વિલાયતી સંગીતને સેળભેળ કરવાના યત્નમાં 'વાલ્મિકી પ્રતિભા'નો જન્મ થયો હતો. એ સંગીત નાટકના રાગો ઘણા ખરા દેશીજ છે; પણ તેમને તેમની પૂરાતનતામાંથી બ્હાર ઘસડી કાઢવામાં આવ્યા છે. આકાશમાં ઉડનારને પૃથ્વીની માટીપર ચલાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જેમણે એ નાટક જોયું છે અને સાંભળ્યું છે તેઓ એટલું તો કબૂલ કરશે કે દેશી રાગોને નાટકની ગાડીએ જોડવાનો પ્રયત્ન કેવળ અસંગત કે નિષ્ફળ થયો નથી. વાલ્મિકી પ્રતિભાની ખાસ ખુબી પણ એટલીજ છે કે તેમાં આપણા ભારતીય સંગીતને યુરોપની સાથે જોડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સંગીતનાં બધાં બંધનો તોડીને નિઃસંકોચે વ્યવહારમાં ઉપયોગ કરવાના કાર્યમાં હું મશગુલ થઇ ગયો. 'વાલ્મિકી પ્રતિભા'નાં કેટલાંક ગાયનો મૂળ પ્રાચીન સંગીતના કેટલાક રાગોમાંજ મૂકાયાં હતાં અને કેટલાક રાગો મારા ભાઇ જ્યોતિન્દ્રે બનાવેલા હતા. કેટલીક રાગીણીઓ યુરોપીય સંગીતમાંથી લેવાઇ હતી. વળી એ નાટકમાં હિંદુ સંગીતમાં ટેલેનીની જે પદ્ધતિ ઘણી ઉપયોગી થાય એવી છે તેનો પણ પ્રયોગ કરવામાં આવ્યો છે. બે અંગ્રેજી રાગો લૂંટારાના ટોળાને માટે દારૂના પાન પછીના ગાયન માટે વાપર્યા હતા અને એક આયરિશ રાગ વનદેવીના રૂદન માટે વાપર્યો હતો. "વાલ્મિકી પ્રતિભા" એ વાંચવાનું મન થાય એવું નાટક નથી. તેને સંગીતરૂપે સાંભળવામાં આવે નહિ તો તેની બધી મઝા જતી રહે છે, અથવા તો તેને નાટકરૂપે ભજવવાનું જોવામાં આવે નહિ તો તેની ખૂબી જતી રહે છે. યુરોપમાં જેને ઓપેરા કહે છે એવો તે ઓપેરા નથી, પણ સંગીતમાં ઉતારેલો ન્હાનો સરખો નાટક છે. વળી તે પદ્ય કૃતિ છે એમ પણ કહી શકાય નહિ. તેમાંનાં થોડાં ગાયનો છૂટા સંગીતનીજ ખાતર ગાઇ શકાય તેવાં છે. માત્ર નાટકરૂપે સંગીતના એક પુસ્તક

તરીકે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

હું ઇંગ્લાંડ ગયો તે પહેલાં અમારા ઘરમાં સાહિત્યના લેખકોની–વિદ્વજ્જન સમાગમ–વિદ્વાન લોકોની સભા થતી હતી. તેમાં ગાવાનું તથા ખાવાનુ એ બન્ને આપવામાં આવતાં હતાં. હું જ્યારે પાછો ફર્યો ત્યારે એ સભાની છેલ્લી બેઠક થઇ હતી અને તે સમયને માટેજ "વાલ્મિકી પ્રતિભા" બનાવવામાં આવ્યું હતું. મ્હેં વાલ્મિકીનો પાઠ લીધો હતો અને મારી ભત્રિજી 'પ્રતિભા' એ સરસ્વતીનો પાઠ લીધો હતો. નાટકના નામમાં પણ તે નામો જળવાયાં છે.

મ્હેં હરબર્ટ સ્પેન્સરના એક પુસ્તકમાં વાંચ્યું હતું કે જ્યારે જ્યારે લાગણીનો સંચાર માણસના હૃદયમાં થાય છે ત્યારે ત્યારે વાચ્યા સંગીતનું રૂપ લે છે. બોલવામાં કરીએ છીએ તેજ પ્રમાણે સંગીતમાં રાગની પસંદગી કરવાથી ક્રોધ, નિરાશા, આનંદ તથા આશ્ચર્યની લાગણી દર્શાવી શકાય છે. લાગણીને લીધે થતા સ્વરના આંદોલનોને લીધે સંગીત જન્મ પામ્યું, એ સ્પેન્સરનો વિચાર મને ઘણો પસંદ પડયો. અને તેથીજ મ્હેં ધાર્યું કે એ વિચાર ઉપર એક સંગીત નાટક કેમ ન બનાવી શકાય ? આપણા દેશના કથાકારો એ રીત દાખલ કરે છે અને બોલવાનાં વાક્યો સંગીતના રૂપમાં બોલે છે. જો કે તે વાક્યો સંગીત કહેવાય નહિ, છતાં તેમનો હેતુ માત્ર લાગણી દર્શાવવાનો હોવાથી એ બાહ્ય વિરૂપતા શ્રોતાઓના લક્ષમાં બીલકુલ આવતી નથી.

'વાલ્મિકી પ્રતિભા'ની ફતેહથી પ્રેરાઇને મ્હેં 'કાળ મૃગયા' કરીને બીજો એક સંગીત નાટક લખ્યો. તેની વસ્તુ દશરથે ભૂલથી શ્રવણને અકસ્માત મૃત્યુ પમાડયો એ હતી. અમારા ઘરની અગાસીપર ઉભી કરેલી રંગભૂમીપર આ નાટક પહેલવહેલો ભજવાયો હતો. શ્રોતાઓ ઉપર તેના કરૂણ રસની ઘણીજ અસર થઈ હતી. થોડા સમય પછી એ નાટકનો ઘણોખરો ભાગ થોડા ફેરફાર સાથે "વાલ્મિકી પ્રતિભા"

સાથે મેળવી દેવામાં આવ્યો અને ત્યાર પછી એ નાટક છૂટો છપાતો બંધ પડયો.

ઘણા સમય પછી "માયાર ખેલ" કરીને એક બીજો નાટક મ્હેં લખ્યો. આ નાટકમાં ગાયનો અગત્યનાં હતાં, નાટકને બહુ કિંમત આપવામાં આવી નહતી. "વાલ્મિકી પ્રતિભા" અને 'કાળ મૃગયા' એ બન્ને નાટકો ગાન-સંગીતના સૂત્રમાં નાટયની માલારૂપે હતા, પણ "માયાર ખેલ"માં તો નાટયના સૂત્રમાં ગાનનોજ હાર હતો. તેમાં નાટકનો તો માત્ર દોરોજ પરોવેલો હતો. નાટક લાગણીમય હતો. ઘટના અને ક્રિયા તેમજ બનાવો તેમાં ઘણાંજ થોડાં હતાં. હૃદયનો આવેગજ તેનો મુખ્ય ભાગ હતો. એ નાટક બનાવતી વખતે હું ગાયનના રસથી અભિષિક્ત થઇ છલાછલ ઉભરાતો હતો.

"વાલ્મિકી પ્રતિભા" અને 'કાળ મૃગયા' બનાવતી વખતે જે ઉત્સાહ હતો તે મ્હેં મારૂં બીજું એ કે પુસ્તક બનાવતી વખતે અનુભવ્યો નથી. તે સમયનો સંગીતનો ઉત્પાદક આઘાત મ્હારી દ્વારા બ્હાર પડયો. મ્હારા ભાઇ જ્યોતિન્દ્ર તેના પીયાનાપર આખો દિવસ મચ્યા રહેતા અને જુના રાગોને નવા રાગમાં મરજી પ્રમાણે ફેરવતા. તે વાદ્યમાંથી પ્રત્યેક વેળા જુની રાગણીની અપૂર્વ મૂર્તિ અણધાર્યા આકારમાં ફેરવાતી અને કોઇ અપૂર્વ ભાવ પ્રગટ કરતી. અસલી રાગો કે જેમને પોતાની જૂની ધીરી ઢબમાંજ ચાલવાની ટેવ હતી તેમને જ્યારે ઝડપી નવીન માર્ગમાં ઉતારવામાં આવતા ત્યારે તેમનામાં પણ અજબ શક્તિ માલૂમ પડી આવતી અને તેથી અમને ઘણો આનંદ થતો. અક્ષયબાબુ અને હું બન્ને બાજુએ બેસતા અને તે બધા રાગો સાંભળતા અને બધા રાગો સંભાળી રાખવા માટે શબ્દોનો સમૂહ ભેગો કરતા. એ પ્રમાણે જે કવિતા બનતી તે કાંઇ બહુ ઉચ્ચ પ્રકારની હતી એમ તો નહતું, પણ રાગને સાચવી રાખવાના સાધનરૂપે તે ઘણી ખપ લાગી.

સંક્રાંતિના યુગના તોફાની આનંદમાંજ આ બે નાટકો લખાયલા હોવાથી તે ઘડીએ પલકે-દેશી કે પરદેશી અથવા ખરા કે ખોટા-સંગીતથી નાચી ઉઠતા.

ઘણે પ્રસંગે બંગાળી વાચકવર્ગને મ્હારા અભિપ્રાયો અને સાહિત્યના રૂપોને ગ્રહણ કરતાં પહેલાં કાંઇક અણુગમાની લાગણી ઉત્પન્ન થઇ છે, પણ સંગીતના પૂરાતન અને લોકમાન્ય વિચારોનો જે હિંમતથી મેં નાશ કર્યો હતો તેનાથી લોકોમાં જરાપણ ક્રોધની લાગણી ઉત્પન્ન થઇ નહિ એ ઘણું આશ્ચર્યભરેલું છે. ઉલટું જે લોકો સાંભળતા તેઓ રાજી થઇનેજ પાછા ફરતા. વાલ્મિકી પ્રતિભાની અંદર અક્ષયબાબુનાં થોડાં ગાયનો છે તથા વિહારી ચક્રવર્તીનાં પણ બેએક અનુકરણો છે.

એ બધાં સંગીત નાટકોમાં હું મુખ્ય ભાગ ભજવતો. મને ન્હાનપણથીજ પાઠ લેવાનો બહુ શોખ હતો અને મ્હારામાં તે કામને માટે સ્વાભાવિક નિપુણતા છે એવી મ્હારી દ્રઢ માન્યતા હતી. મને લાગે છે કે મ્હારો એ વિશ્વાસ છેક પાયા વગરનો નહતો એમ પણ મ્હેં તે વખતે બતાવી આપ્યું હતું. જ્યોતિન્દ્રના બનાવેલા "એમન કાર્યં આર કરવેના" એ પ્રહસનમાં અલકબાબુનો પાઠ મ્હેં ભજવ્યો હતો. પણ એ બધા મ્હારા પ્રથમ પ્રયત્નોજ ગણાય. તે સમયે હું જુવાન હતો અને મ્હારો કંઠ પણ થાકતો નહિ.

અમારા કુટુંબમાં તે સમયે દિનપ્રતિદિન અને પ્રહરે પ્રહર સંગીતનો સતત પ્રવાહ ધસતો આવતો હતો. એ પ્રવાહનાં વિખરાયલાં શીકર-જળબિંદુઓ-અમારા હૃદયમાં ઇંદ્રધનુના રંગનો પટ પ્રતિબિંબીત કરતાં. પછી નવ યૌવન, નવ ઉદ્યમ અને નૂતન કુતૂહલ ચારે બાજુએ નવા નવા માર્ગોનું અવલંબન કરતાં. સઘળાં કામો પ્રયત્નથી કરી શકાશે એમ લાગતું અને દુઃસાધ્ય કાંઇજ જણાતું નહિ. અમે લખતા, ગાતા, પાઠ ભજવતા, ચારે બાજુએ અમારી જાતને

રેડી દેવા લાગ્યા. એ વખતે મારૂ વીસમું વર્ષ શરૂ થયું.

અમારા જીવનમાં જે નવી શક્તિઓ ધસમસતી આવતી તે બધાના વાહક સારથી મારા ભાઈ જ્યોતિન્દ્ર હતા. એ જ્યોતિન્દ્ર તદ્દન નિર્ભય હતા. ભય શું તે તો તે જાણુતાજ નહિ. જ્યારે હું ન્હાનો હતો ત્યારે તે મને ઘોડાપર બેસાડી એમની જોડે ઘોડો કુદાવવા લઇ જતા અને લગામ વગર સાજ નાખી મને ઘોડેસ્વાર કરતા. અમારી જમીનને મુખ્ય સ્થળે શિલાઇ હદમાં અમે એકવાર ગયા હતા, એટલામાં એક વાઘ ત્યાં છે એવી ખબર આવી, એટલે જ્યોતિન્દ્રે પોતાની સાથે મને પણ તે વાઘનો શિકાર કરવાને લઇ લીધો! મ્હારી પાસે કાંઇ પણ હથિયાર હતું નહિ. જો હથિયાર મ્હારી પાસે હોત તો વાઘના કરતાં કદાચ મનેજ વધારે નુકશાનકારક થાત. જંગલમાં દાખલ થતાં પહેલાં અમે અમારા જોડાઓ બ્હાર મૂક્યા અને ઉઘાડે પગે જંગલમાં પેઠા. છેવટે અમે વાંસની ઝાડીમાં ચાલવા લાગ્યા અને તેની કાંટા જેવી ડાળીઓમાંથી કાપીને કાઢેલે રસ્તે હું જ્યોતિન્દ્ર ભાઇની પાછળ લપાતો લપાતો ચાલતો હતો. છેવટે શિકાર થયો. પણ જો દૈવયોગે તે ક્રૂર પ્રાણીએ મ્હારાપર પોતાનો પંજો ઉપાડ્યો હોત તો તેને મારવાને મ્હારા પગમાં જોડો સરખો પણ હતો નહિ!

આ પ્રમાણે મ્હારા ભાઇ જ્યોતિન્દ્રનાથ મને બાહ્ય તેમજ અંતરની સ્વતંત્રતા વિકટ પ્રસંગોમાં પણ આપતા. કોઇપણ રૂઢિ કે રિવાજ તેમને બાંધી શકતો નહિ. તેથીજ કરીને તેમણે મ્હારો ડગમગતો વિશ્વાસ દૂર કરાવ્યો અને મ્હારા સ્વભાવમાંથી સંકોચ વૃત્તિને તિલાંજલિ અપાવી!

## સંધ્યા સંગીત.

જ્યારે હું મ્હારી પોતાની જાતમાંજ મસ્ત હતો ત્યારે મેં 'હૃદય-અરણ્ય' નામે મોહિત બાબુએ બ્હાર પાડેલી ચોપડીમાં મૂક્યાં છે તે

બધાં કાવ્યો લખ્યાં. ત્યાર પછી "પ્રભાત સંગીત"ને નામે પાછળથી બ્હાર પાડવામાં આવેલી ચોપડીમાં નીચેની લીટીઓ આવે છેઃ—

"હૃદય **નામે તે** વિશાળ અરણ્ય આ છે.
દિશે દિશે **નાહિક** કિનારા;
તારિ માઝે હનૂ પથ હારા
સેવન આંધારે ટાકા (ગાછેર જટિલ શાખા)
સહસ્ત્ર સ્નેહેર બાહુ દિયે
આંધાર પાલી છે બુકેનિયે"

"હૃદય નામે એક વિશાળ અરણ્ય છે; જેની ચારે દિશાએ કોઇપણ હદ આવેલી નથી. તેની ગુંચવાયલી શાખાઓ અંધકારને પારણામાં સહસ્ત્ર હસ્તે ઝૂલાવે છે. તેની ગહનતામાં હુ ભૂલો પડયો."

આમાં આવેલું "હૃદય અરણ્ય" એ નામ આખા કાવ્યને અપાયું. ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે મ્હારૂં જીવન બાહ્ય જીવન સાથે યોગ વગરનું હતું ત્યારે, એટલે જ્યારે હું મ્હારા પોતાનાજ હૃદયમાં આવિષ્ટ હતો, જ્યારે મ્હારી વૃત્તિઓ કારણહીન લાગણીઓ અને અહેતુક ઇચ્છાઓમાં ભટકતી હતી, ત્યારે જે જે લખાયલું તેમાંનો ઘણોખરો ભાગ તે આવૃત્તિમાં દાખલજ કર્યો નથી, અને 'સાયંગીત'ના નામથી બ્હાર પાડેલાં મૂળ કાવ્યોમાંથી પણ થોડાંકજ કાવ્યો "હૃદય અરણ્ય" માં મૂકવામાં આવ્યાં છે.

જ્યોતિન્દ્ર ભાઇ અને એમનાં પત્નિ લાંબી મુસાફરીએ નીકળી ગયાં હતાં, એટલે એમની ઓરડીઓ ત્રીજે માળે ખાલી થઇ. એ ખોલીમાં હું હવે રહેવા લાગ્યો અને અગાસીનો ઉપયોગ પણ હુંજ કરવા લાગ્યો. તદ્દન એકલો પડયો હતો છતાં કવિતા કરવાના ચીલા પરથી હુ આઘો કેવી રીતે ચઢી ગયો તે હું બરાબર સમજી શકતો નથી. કવિતા લખીને જે લોકોને હું રાજી કરતો હતો તેમની હાજ-

રીમાં તો તેમની પસંદગી અથવા ના પસંદગી મારી કવિતાનું સ્વરૂપ બાંધતાં, પણ હવે તો તેમની હાજરીની અસર આપોઆપજ મારાપરથી ઉડી ગઇ અને હું તેમના બંધનથી છૂટીને કવિતા લખતાં શીખ્યો.

હુ મારૂં લખાણ સ્લેટપર કરતો, પણ તે તો મારે માટે એક મુક્તિનું સાધન હતું, કારણકે તેના ઉપયોગથી હુ વધારે છૂટો રહી શકતો. જાણે તે મને કહેતી ન હોય કે, "ગભરા નહિ! બ્હીએ છે શા માટે? મરજીમાં આવે તે નિરાંતે લખ! એકજ ઘસરકો બધું ભૂસી નાંખશે!"

"સ્લેટમાં એક બે કાવ્યો લખ્યાં એટલે તો મને ભારે આનંદ થયો! છેવટે "હુ જે લખું છું તે મ્હારૂં પોતાનુંજ છે." એમ મારા મનને સંતોષ થયો.

ઉપર જણાવી તે લાગણી કાંઈ અભિમાનનું પરિણામ હતું એમ કોઇએ ધારવું નહિ; ઉલટું મારી પહેલાંની કૃતિઓ માટે મને વધુ માન ઉત્પન્ન થયું. પોતાની કૃતિ સંબંધે નિઃસંશયતા અનુભવવાથી જે પરિતૃપ્તિ થાય છે તેને અહંકાર કહી શકાતો નથી. પ્રથમ સંતતિમાં માતાપિતાને અપૂર્વ આનંદ હોય છે તે કાંઇ તેના દેખાવની સુંદરતાને લીધે હોતો નથી, પણ તે બાળક તેમને સંપૂર્ણ રીતે પોતાનાંજ છે એમ લાગે છે તેથી થાય છે. વધારામાં જો તે બાળક અસાધારણ શક્તિવાળું હોય તો તેના માતાપિતા મગરૂરી પણ ધરાવે. છતાં એ એક જુદી વાત છે.

એવા અપૂર્વ આનંદના અનહદ પૂરમાં તણાઇ મેં છંદ, માત્રા વગેરે બંધનોની દરકાર કરી નહિ. જેમ કોઇ ઝરો સીધી લીટીમાં વહેવાને બદલે વાંકાચૂકો યથેચ્છ વહે છે તે પ્રમાણે મારી કવિતાનું પણ થયું. આજે હું એવું અનિયમીત વર્તન કરૂં એ એક

અક્ષમ્ય ગુન્હો ગણ્યા વગર રહું નહિ. સ્વાધીનતા પહેલાં તો નિયમનો ભંગ કરે છે, ત્યાર પછીજ તે યથાર્થ પોતાની જાતને સ્વાધીન થાય છે.

મારાં ઘેલછાં ભર્યાં કાવ્યોના શ્રોતા ફક્ત અક્ષય બાબુ હતા. જ્યારે એમણે પહેલવહેલી મારી કવિતા સાંભળી ત્યારે તેમને પણ જેટલો આનંદ થયો તેટલીજ નવાઇ લાગી! એમના પ્રોત્સાહનથી મારી સ્વતંત્રતાનો માર્ગ વધારે મોકળો થયો!

વિહારી ચક્રવર્તીનાં કાવ્યો ત્રણ તાલમાં હતાં. એ ત્રણ તાલની અસર બે તાલના જેવી ગણત્રીવાળી લાગતી નથી તેમજ અરસિક અને આજુબાજુથી કપાયલી બાજુવાળી ચોરસ આકૃતિના જેવી લાગતી નહિ, પરંતુ ગોળ વર્તુલના જેવી લાગે છે. એ છંદ ઝાંઝરના ઝંકાર સાથે વેગવાન નૃત્ય કરતો. એક સમયે મને એ છંદ ઘણોજ પસંદ હતો. જાણે બાઇસીકલપર બેસી દોડતો હોઉં એવી લાગણી થતી. એ છંદમાં ચાલવાની લાગણી થતી નહિ. એ છંદ દાખલ કરીને મારે કાંઇ પણ વધારે બંધન સ્વીકારવું પડે તેમ હતું નહિ અને મને કોઈ પૂછશે એવી લાગણીનો કેવળ અભાવ હતો.

કોઇ પણ પ્રકારે પુર્વ પ્રણાલીની પરવા કર્યા વગર કાર્ય કરતાં મારામાં જે બળ આવ્યું તેનાથી મને સ્પષ્ટ જણાયું કે અત્યાર સુધી હું જે વસ્તુ મારા પોતાનામાંજ હતી તેને માટે નકામો બ્હાર શોધી રહ્યો હતો. મારી પોતાની આત્મશ્રદ્ધાની ખામીને લીધેજ હું મારી જાતને ઓળખી શક્યો ન હતો. બંધનના સ્વપ્નમાંથી જાગૃત થતાં સાંકળો બાંધેલીજ નથી એમ સ્પષ્ટ જણાયું અને હું સંપૂર્ણ સ્વતંત્ર છું એ વાતની ખાત્રી કરવા માટે મેં તે સમયે અસાધારણ ઠેકડાઓ પણ મારી જોયા!

મ્હારા પોતાના કાવ્ય લેખનના ઇતિહાસમાં આ સમય સૌથી વધારે સ્મરણીય છે એમ મને લાગે છે. **કવિતા તરીકે "સાયં-**

ગીત" ઘણાં ઉચ્ચકોટિનાં નહિ હોય. ખરૂં જોતાં તે બધાં અપક્વજ છે. તેમાં છંદ, ભાષા અને વિચારો હજી પરિસ્ફૂટ થયલાં નથી. તેની ખૂબી માત્ર એટલામાંજ છે કે એ કાવ્યો લખતાં લખતાં પહેલીજ વખત હું જે કહેવા માગતો હતો તે છૂટથી કહેતાં શીખ્યો. એ કાવ્યોમાં બહુ મૂલ્ય નથી, પણ તેથી શું ? તેમાં આનંદ તો હતોજ !

## ગાન પ્રબંધ.

જ્યારે હું બારીસ્ટરનો અભ્યાસ કરવા માટે બીજીવાર ઇગ્લાંડ જવાનો વિચાર કરતો હતો ત્યારે મ્હારા પિતાએ મ્હને પાછો બોલાવી લીધો. ઘણા મિત્રોએ મ્હારા અધુરા રહી ગયલા અભ્યાસને લીધે મ્હને પાછો ફરીને અભ્યાસ પૂરો કરવા માટે ઇગ્લાંડ મોકલવા મ્હારા પિતાને આગ્રહ કર્યો. મ્હારા એક સગા જોડે આ વખતે મ્હારે આગબોટમાં નીકળવાનું પણ થયું, છતાં મ્હારા નસીબે મ્હારૂં બારીસ્ટર થવાનું નામંજુર કર્યું, એટલુંજ નહિ પણ આ વખતે તો હું ઇગ્લાંડ સુધી પણ જઇ શક્યો નહિ ! કાંઇક કારણોને લીધે અમારે મદ્રાસ ઉતરવાનું થયું અને કલકત્તા પાછા જવું પડયું ! પાછા ફરવાનું કારણ કાંઇ એવું પ્રબળ હતું નહિ, પણ લક્ષ્મીદેવીના પ્રસાદનો લાભ કરવાના બન્ને પ્રયત્નોમાં તે દેવીના બેટથી મ્હારે પાછા ફરવું પડયું ! પણ અદાલતમાં માખી મારતા બારીસ્ટરો જેઓ લાયબ્રેરીમાં બેસી નકામી ભીડ કરે છે તેમની સંખ્યામાં મ્હેં વધારો કર્યો નહિ તે માટે કાયદાનો દેવ મ્હારાપર બીલકુલ ગુસ્સે તો નહિજ થાય !

મ્હારા પિતા આ સમયે મસુરીના પર્વતોપર હતા. હું બ્હીતો બ્હીતો એમની પાસે ગયો. એમણે જરાપણ નિરાશા કે ગુસ્સાની લાગણી બતાવી નહિ. ઉલટા આનંદમાં હોય તેવા જણાયા. એમને

મ્હારા પાછા ફરવામાંજ પ્રભુનો આશીર્વાદ જણાયો હશે.

વિલાયત જવાને હું નીકળ્યો તેને આગલે દિવસે મેડીકલ કોલેજમાં મ્હેં **બેથ્યુન** સોસાઇટીના આમંત્રણને માન આપીને એક નિબંધ વાંચ્યો હતો. કે. એમ. બેનરજી સભાના પ્રમુખ હતા અને નિબંધનો વિષય "સંગીત" હતો. વાદ્ય સંગીતને બાજુપર રાખીને મ્હેં એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો કે ગેય સંગીતનો મુખ્ય હેતુ શબ્દોનો અર્થ બરાબર બ્હાર લાવવાનો છે. મ્હારા નિબંધનું લખાણ તથા વિચારો તદ્દન સામાન્યજ હતા. બધો વખત મ્હારા સિદ્ધાંતનું સમર્થન કરે એવાં કાવ્યો મ્હેં ગાયાં હતાં. પ્રમુખે "વાલ્મિકી કોકિલ" એમ કહીને જે મ્હારાં અણઘટતાં વખાણ કર્યાં તેનું કારણ મ્હારી યુવાવસ્થાના કોમળ સ્વરની અસરજ હોવી જોઇએ. વળી વધારામાં સિદ્ધાંત સાબિત કરવાની તીવ્ર ઇચ્છા અને વિવિધ પ્રયત્નો પણ તેમાં ભળ્યા હશે. છતાં હવે મારે જણાવવુંજ જોઇએ કે તે દિવસે એટલા બધા ઉત્સાહથી જે વિચારો મ્હેં દર્શાવ્યા હતા તે ખોટા હતા. **કંઠ સંગીત—ગેય સંગીત તેનું પોતાનું ખાસ કાર્ય પણ હોય છે.** જ્યારે શબ્દો અને ગાનનો સંયોગ થાય છે ત્યારે શબ્દોએ સંગીતને પોતાના તાબામાં લેવાનો પ્રગત્ન કરવો જોઇએ નહિ, કારણકે શબ્દો તો સંગીતનું માત્ર વાહન છે અને રાગને બદલે શબ્દોએ સ્થાન ઝૂંટાવી લેવું જોઇએ નહિ. **'સંગીત' પોતાની મેળેજ પોતાનાજ ઐશ્વર્યને લીધે મહાન છે. વાક્યનું કે શબ્દોનું દાસત્વ તેણે શા માટે સ્વીકારવું જોઇએ ? જ્યાં શબ્દો અટકે છે ત્યાં ગાન શરૂ થાય છે. જે અનિર્વાચ્ય છે તેજ સંગીતનો પ્રદેશ છે. વાક્ય આપણને કહી શકતું નથી તેનેજ સંગીત બોલી બતાવે છે. માટે સંગીતમાં શબ્દોની ભરતી જેટલી ઓછી હોય તેટલું સારૂં છે.** હિંદુસ્તાનની પ્રાચીન ગાયન પદ્ધતિમાં શબ્દોની

તો કાંઇજ ગણત્રી હોતી નથી. જ્યારે સંગીતને આપોઆપ ખીલવાનો અવકાશ આપવામાં આવે છે અને જ્યારે આપણી ચિતશક્તિ આપણને તેના આશ્ચર્યકારક શિખરપર લઇ જાય છે, ત્યારેજ ગાયન–સંગીતનો સંપૂર્ણ ઉત્કર્ષ થયો કહેવાય. પણ બંગાળામાં તો શબ્દોએ પોતાનું રાજ્ય એવું સ્થાપ્યું છે કે સંગીત પોતાના સંપૂર્ણ અધિકારને પ્રાપ્ત કરી શક્યું નથી, એટલુંજ નહિ પરંતુ સંગીત પોતાની ભગિની કવિતાને આશ્રયેજ હમેશાં રહેલું છે! જુના વૈષ્ણવ કવિઓથી માંડીને નિધુ બાબુ સુધી સંગીત તો હમેશાં પાછળજ રહ્યું છે. આપણા દેશમાં સ્ત્રી જેમ પતિને પોતે વશ થઇ તેને વશ કરે છે અને તેના પર હુકમ ચલાવે છે તેજ પ્રમાણે **આપણું સંગીત પણ કવિતાની સેવામાં હાજર રહેવાનું બ્હાનું કાઢી આપણી કવિતાઓમાં પ્રાધ્યાન્ય પામે છે.**

મારી પોતાની કવિતા બનાવતાં પણ ઘણીવાર એ લાગણી મને થયલી છે. જાતે ગણગણતો ગણગણતો મનમાં ને મનમાં ઘુંટતો હું જેમ જેમ કવિતા લખતો તેમ તેમ મને સ્પષ્ટ જણાતું કે જે માનસિક પ્રદેશમાં ગાન–સંગીત મને લઇ જતું હતું તે પ્રદેશમાં એકલા શબ્દો કદી પણ મને લઇ જઇ શકતા નહિ.

"તો માર ગોપન કથાટિ સખી! રેખોના મને."

"હે સખિ! તારૂં રહસ્ય તારી પાસે રાખ નહિ. તે પણ હળવેથી મારા કાનમાં કહે–એકલા મનેજ કહે."

એ સંગીતના રાગને લીધે મને એમજ લાગતું કે જે રહસ્ય સાંભળવાને હું આટલો બધો આતુર હતો તે રહસ્ય તો વનસ્પિની લીલી છમ ગહનતામાં મળી ગયલું છે, ચંદ્રથી પુલકિત પુર્ણિમાની રાત્રિની વિશુદ્ધ શુભ્રતા–શ્વેતતામાં મળી ગયલું છે, દૃષ્ટિ મર્યાદાની પાછળ આવી રહેલા અનંત નીલ આકાશમાંથી પડદા પાછળથી ડોકીયાં કરી

રહ્યું છે, તે રહસ્યજ જલ, સ્થળ, આકાશનું નિગૂઢ તત્વ છે! મારી બાલ્યાવસ્થામાં મેં એક ગાનનો ટેક સાંભળ્યો હતો કે,

"તો માર વિદેશીની સાજીયે કે દિલે ?"

"પ્રિય! તને પરદેશીનો પોશાક કોણે સજાવ્યો ?" આ એકજ લીટી મારા મનમાં એવાં તો ચિત્રો ચિતરતી કે હજી પણ તે મારા મનમાંથી ભૂંસાયાં નથી! એ ગાયનમાં મસ્ત થઇને હું મારી પોતાની કવિતા પણ ગુંજતો ગુંજતો લખતોઃ—

"આમિ ચિનિગો, ચિનિ તોમાર ઓગો, વિદેશિની!"

"અજાણ્યા પ્રદેશની ઓ પ્રમદા! હું તને ઓળખું છું–તને જાણું છું–તારૂં ઘર સમુદ્રની પાર છે." એ રાગ જો ન હોત તો કાવ્યનો બીજો ભાગ કેવું સ્વરૂપ લેત તે હું કહી શકતો નથી. પણ એ રાગની ધૂન તે વિદેશિનીને મારા હૃદય સામે સૌંદર્યથી ભરપૂર ખડી કરતી! મારૂં મન કહેતું કે રહસ્ય સિંધુની પેલે પાર તેણીનું ઘર છે. તેણી સામે કિનારેથી દૂતી તરીકે આ જગતમાં આવજા કરે છે. તેણીનીજ ઝાંખી આપણે ઘણીવાર પાનખર ઋતુની ઝાકળવાળી પ્રભાતમાં કરીએ છીએ અને ઉન્હાળાની માધવી રાત્રિએ પણ તેણીને અનુભવીએ છીએ. તેણીનું સંગીત સાંભળવા માટે આપણે આકાશ તરફ ઉંચા થઇ કાન માંડીએ છીએ. એ જગત મોહિની વિદેશિનીને આગળે કવિતાનો રાગ મને વહી જતો! મારી કવિતાની બાકીની બધી લીટીઓ તેણીનેજ સંબોધીને લખાઇ હતી!

"ભુવન ભ્રમિયા શેષે.
એશેછિ તોમારિ દેશે,
આમિ અતિથિ તોમારિ દ્વારે, ઉગો વિદેશિની!"

ઉપરની કવિતા લખાયા પછી ઘણે દિવસે બોલપૂરમાં એક ભીખારી ગાતો હતો કે,

"ખાંચાર માંઝે અચિન્ પાખી, કમને આસે યાય
ધરતે પારલે મનોબેડિ દિતેમ પાખીર પાય."

"અજાણ્યું પક્ષી પાંજરામાંથી અંદરને બ્હાર કેવું આવજા કરે છે! અહો! જો હું એને પકડી શકું તો એના પગમાં પ્રેમની બેડી પહેરાવું!"

એ ગાયનમાં પણ મને એવોજ અર્થ લાગ્યો. તે પક્ષી કોઇ-વાર અનંતતાના સંદેશ કહેવાને પાંજરામાં પુરાય છે. હૃદય તેને હમેશાં પોતાની પાસે પકડી રાખવા મથે છે, પણ રાખી શકે તેમ નથી. એ અજાણ્યા પક્ષીને વિષે સંગીત સિવાય બીજી કંઇ ચીજ આપણને ખબર આપી શકે?

ઉપર જણાવેલા કારણને લીધે શબ્દોથી ભરેલી સંગીતની ચોપ-ડીઓ બ્હાર પાડવાની હું વિરૂદ્ધ છું, કારણકે તેમાં સંગીતનો આત્મા ગેરહાજર હોય છે.

## ગંગા તીર.

ઇંગ્લાંડની બીજી મુસાફરીએથી જ્યારે હું પાછો ફર્યો ત્યારે મારા ભાઇ જ્યોતિન્દ્ર અને મારાં ભાભી બન્ને ચંદ્રનગરમાં નદી પાસેના એક બંગલામાં રહેતાં હતાં. હું પણ તેમની સાથે રહેવા ગયો.

ફરીથી એની એ ગંગા! ફરીથી પાછાં એનાં એ સુખી આલસ્ય અને આનંદયુક્ત રાત્રિઓ અને દિવસો! આનંદથી પરિપૂર્ણ અને ઇચ્છાથી અસંતોષ કરનારા નદીનાં ઝરણાંના સ્વર સાથે શોક મિશ્રિત થઇ કિનારા પાસે થઇને વહેતા એના એજ દિવસો! બંગાળાનું આકા-શને ભરી દેનારૂં તેજ અને એજ દક્ષિણના પવનની લ્હેરો! એનો એજ નદીનો પ્રવાહ અને નિશ્ચિંત નવરાશનો સમય! દષ્ટિ મર્યાદાના લીલાપટથી ભૂરા આકાશ સુધી વિસ્તરેલ પટ! બધું જેમ ભુખ્યાને કે તરસ્યાને

અન્ન જળ હોય છે તેજ પ્રમાણે મને લાગ્યું ! અહિં જાણે મને મારૂં ઘર હોય તે પ્રમાણે લાગ્યું. કુદરતના એ બધા સંજોગોમાં મને માતાની ચિંતાભરી આસના વાસના જણાઇ.

એ સમયને કાંઇ બહુ સમય થઇ ગયો નથી, પણ હવે ત્યાં આગળ સમય જતાં ફેરફારો થઇ ગયા છે. અમારા તરૂછાયામાં છૂપાઇ રહેલા નદી કિનારા પરનાં લીલોતરીથી ઢંકાયલાં શાંત સ્થળોને ઠેકાણે હવે તો મ્હોટી મીલો નાગની પેઠે પોતાની લાંબી ફેણો ઉંચી કરી "ફું, ફું" કરતી કાળો ઝેરી શ્વાસ કાઢતી જણાય છે ! આજકાલના પ્રવૃત્તિમય યુગની મધ્યાન્હ પ્રભામાં અમારો બપોરની શાંતિનો સમય પણ ટુંકો થઇ ગયો છે અને તેને બદલે માનસિક ઉદ્વેગ આ આખા દેશમાં પોતાના સહસ્ત્ર બાહુઓ પ્રસારી રહ્યો છે ! શાંત સ્થળોએ જેમ મીલો ઉભી થઇ તે પ્રમાણે માનસિક શાંતિને બદલે આવેલી અશાંતિ શું વધારે ઉન્નતિકારક હશે ? કોણ જાણે એ બધું કહેવાય છે તો આપણી સ્થિતિ સુધારનારૂં, પણ તે તદ્દન ઉપકારકજ હોય તેમ મને તો જણાતું નથી.

મારા આનંદના દિવસો પવિત્ર નદીમાં ચઢાવેલાં કમળોની પેઠે ધીમે ધીમે વહી ગયા. કેટલીક વાર મધ્યાન્હને સમયે જ્યારે વરસાદ પડતો હોય ત્યારે હું વિદ્યાપતિનાં જુનાં વૈષ્ણવ કાવ્યો હારમોનિયમ પર બેસાડી બધો સમય ગાળી નાંખતો. કેટલીક વાર જ્યોતિન્દ્ર સાથે નદીમાં સ્હેલ કરવા હોડીમાં બેસીને જતો. હું તે વખતે ગાયન ગાતો અને જ્યોતિન્દ્ર હારમોનિયમનો સૂર મેળવતા. પૂરવી રાગથી શરૂ કરીને સાંજે બિહાગ લગી અમે પહોંચતા. એટલે પશ્ચિમની દષ્ટિમર્યાદા પોતાની સુવર્ણનાં રમકડાંઓની દુકાન બંધ કરતી અને પૂર્વમાં વૃક્ષોની હારને ટોચે ચંદ્ર ઉદય પામતો.

ત્યાર પછી અમે બંગલાના પગથીયાં પાસે હોડી હંકારી જતા

અને અગાસીપર સાદડી પાથરી નદી તરફ નજર નાંખી બેસતા એટલામાં તો જલ સ્થલ બધે શુભ્ર શાંતિ પથરાઇ જતી. કોઇક કોઇક હોડીજ નદીમાં જણાતી. નદીના કિનારાપર આવેલાં વૃક્ષોની હાર ગંભીર છાયાઓના રૂપમાં ફેરવાઇ જતી અને નદીના મંદ મંદ પ્રવાહ પર ચંદ્રનું તેજ ફરકતું !

અમે જે બંગલામાં રહેતા હતા તે મોરાનનો બાગ કહેવાતો હતો. પથ્થરનો એક ચણી લીધેલો દાદર નદીમાંથી છેક ઓટલા સુધી આવતો હતો. બંગલાની ઓરડીઓ નિયમીત રીતે એકજ સપાટી પર આવેલી નહતી કેટલી ઉંચી ઓરડીઓમાં જવાને ન્હાના ન્હાના દાદરો પણ મૂકેલા હતા. નદીમાં ઉતરતાં પગથીયા પર જે ઓરડો આવી રહેલો હતો તેજ બેઠકનો ઓરડો હતો. તેની બારીઓ રંગેલા કાચની પૂતળાંવાળી હતી.

તે ચિત્રોમાંનાં એકમાં ઘટાદાર પાંદડાંઓની ઝાડીમાં એક ફૂલથી વિંટાયલો હિંડોળો ઝૂલતો હતો. તે માંડવાની તેજ છાયામાં બે જણા હિંચકે–ઝૂલતાં હતાં. વળી એક બીજા ચિત્રમાં પહોળા દાદરનાં પગથીયાં જેવું કાંઇ કાઢેલું હતું, અને તેના માણસો સારાં સારાં કપડાં પહેરી કાંઇ માંગલીક પ્રસંગ હોય તેમ આવજા કરતાં હતાં. જ્યારે એ બારી ઉપર સૂર્યનો પ્રકાશ પડતો ત્યારે એ ચિત્રો આશ્ચર્યકારક રીતે પ્રકાશી ઉઠતાં. જાણે નદીના કિનારા પરના વાતાવરણને તે શુભ માંગલિક દિવસનાં ગીતોથી ભરી કાઢતાં નહોય ! જાણે સૂર્યના તેજના મૂક શબ્દોમાં ઘણા દિવસથી વિસારે પડેલી કોઇ આનંદની ઉજાણી ફરી દેખા દેતી હોય નહિ ! તે હિંડોળા પર ઝૂલતાં પ્રેમીદંપતીનાં પ્રણય સ્ફૂરણો જાણે નદીતીરે આવેલી વૃક્ષોની ઘટાઓને પોતાના અનંત પ્રેમની વાતોથી સજીવ કરી મૂકતાં હોય નહિ !

એ ઘરનો સૌથી ઉપરનો ભાગ ગોળ ઘુમટના આકારનો હતો

અને તેની ચારે બાજુએ બારીઓ આવેલી હતી. એ ઓરડી હું કવિતા લખવાની જગા તરીકે વાપરતો. ઓરડીમાંથી આજુબાજુ આવી રહેલાં વૃક્ષોની ટોચ અને ખુલ્લા આકાશ સિવાય બીજું કાંઇજ જણાતું નહિ. હું એ સમયે "સાયં-સંગીત" લખતો હતો. તેમાં એ ઓરડીનો ઉલ્લેખ નીચે પ્રમાણે છેઃ—

"અનંત એ આકાશેર કોલે
ટલમલ મેઘેર માઝાર—
એઇખાને બાંધિયાછિ ઘર
તોર તેર કવિતા આમાર"

"જ્યાં અનંત આકાશની છાતીપર વાદળાંઓ ઉંચી જાય છે ત્યાં ઓ કવિતા દેવી! મ્હેં તારે માટે ઘર બાંધ્યું છે."

## "સાયં સંગીત" વિશે કાંઇક વિશેષ.

બંગાળી સાહિત્યના ટીકાકારોમાં આ સમયે મારે વિશે એવો અભિપ્રાય પ્રચલીત હતો કે હું ભાગ્યા તૂટયા છંદ વાળો અને અડધી અડધી ભાષા વાળો—કાલો કવિ છું. મારી કવિતા વિશેની બધા બાબતો ગૂઢ અથવા છાયાવાળી કહેવાતી. તે સમયે હું એમનો આરોપ સમજી શકયો નહિ હોઉં, પણ એમનો આરોપ છેક પાયાવગરનો નહતો. મારી કવિતામાં સંસારનું દ્દઢત્વ નહતું. બાલ્યાવસ્થાના સપ્ત પડદામાં એવી વસ્તુઓ જોવાનો મને લાગ પણ કયાંથી મળે?

પણ એક પણ આરોપ હું નાકબુલ કરૂં છું. ઉપર જણાવેલા ગહનતા અને ગૂઢતાના આરોપ ઉપરાંત વાંચક ઉપર અસર કરવા માટે હું જાણી જોઇને દેખાડો કરૂં છું એવો પણ આરોપ હતો. જેની આંખો સારી હોય તે ભાગ્યશાળી માણસ, ચશ્માવાળા યુવાનને જોઇ તેણે શોભા માટે ચશ્મા ચઢાવ્યાં હશે એમ ધારી હસી કાઢે તે ક્ષંતવ્ય

છે; પણ નહિ જોવાનો ઢોંગ કરે છે એવો આરોપ મૂકવો એતો ઘણુંજ અઘટિત કહેવાય!

તેજની નિહારીકા કાંઇ વિશ્વની બ્હાર ગણી શકાય નહિ—માત્ર સૃષ્ટિ ઉત્પત્તિની એ એક દશા છે. તેવીજ રીતે જે કવિતામાં નિશ્ચતતા આવી નથી તે બધીને વેગળી મૂકવાથી આપણે સાહિત્યનું સત્ય જ્ઞાન મેળવી શકીશું નહિ. મનુષ્ય જીવનના એક ભાગનું સત્ય ચિત્ર જો આપણી આગળ મૂકાયું હોય તો તે જરૂર જાળવી રાખવા જેવું છે **મનુષ્યના જીવનમાં એક એવો સમય આવે છે કે જ્યારે માણસની લાગણીઓ અનિર્વચનીયતાને લીધે હર્ષજનક હોય છે, અને અનિશ્ચિતતાને લીધે દુઃખજનક થાય છે.** જે કવિતામાં એવી સ્થિતિનું ચિત્ર હોય તે કાંઇ પાયા વગરની કહેવાય નહિ. ઘણામાં ઘણું તો તે નજીવી કહેવાય, પણ છેક નજીવી પણ તે નથી, કારણ કે લેખકનો દોષ જે લખ્યું છે તેને લીધે થતો નથી, પણ લખવાની અશક્તિ એજ દોષ રૂપ છે.

માણસમાં એક પ્રકારનું દ્વૈત છે. બ્હારની ઘટના, બ્હારના જીવનની સમસ્ત ચિંતા, એ બધું મનુષ્ય હૃદય વિશે ઘણુંજ થોડું જાણે છે, પણ તેટલા કારણથી જીવનની પ્રગતિમાંથી તેને નકામી વસ્તુ તરીકે બ્હાર રાખી શકાય નહિ. જ્યારે બાહ્ય જીવન આંતર જીવન સાથે સંવાદિ થતું નથી ત્યારે અંતરમાં વસનાર આત્માને દુઃખ થાય છે અને તે વ્યથા તેના બાહ્ય જીવનમાં એવી તો વિચિત્ર રીતે બ્હાર પડે છે કે તેને કોઇપણ નામ આપવું અશક્ય છે. તે રૂદન મૂગું હોય છે એટલે તેના શબ્દોનો કાંઇ ખાસ અર્થ કાઢી શકાતો નથી. એમાં અર્થ વાળી કથાને બદલે અર્થહીન સૂરનોજ ભાગ વધારે હોય છે.

જે શોક અને દુઃખ "સાયં-સંગીત" માં જણાય છે તેનાં

મૂળ તો મારા જીવનમાં ઘણાં ઉંડાં હતાં. નિદ્રાવસ્થામાં ઘોરતી માણુસની ચિત્ શક્તિ જાગૃત થવાને માટે રાત્રિનાં ભયંકર સ્વપ્ન સાથે બાથાબાથ કરે છે, તે પ્રમાણે અંદરનો ડૂબી ગયેલો આત્મા વિવિધતાનો ત્યાગ કરી બ્હાર આવવાને પછાડા મારે છે. મારૂં “ સાયં–સંગીત ” એ અંતરના વિગ્રહનોજ ઇતિહાસ છે. “સાયં–સંગીત ” માં તે અસ્પષ્ટ ભાષામાં લખાયલો છે. વિશ્વમાં જેમ બે પ્રકારની શક્તિની લીલા આપણને જણાય છે—એક તો અનુકુળ શક્તિ, બીજી પ્રતિકૂળ શક્તિ. પણ તે બન્ને કાંઇ એક બીજાંનાં કટ્ટાં વિરોધી હોતાં નથી. તે પ્રમાણે કવિતામાં પણ જો એક બળ બીજાથી તદ્દન વિરોધી હોય તો કદીપણ કવિતાને માટે અવકાશજ રહે નહિ. જ્યારે અસમંજસતા–તાલ ભંગ થયાનું દુઃખ સાંમજસ્ય–સૂરતા લાવવાનો પોતાનો નિશ્ચય પ્રકટ કરે છે ત્યારે અર્થાત્ જ્યારે વિસંવાદ સંવાદમાં લય પામે છે ત્યારેજ કવિતા સંગીતના રૂપમાં પરિણામ પામે છે. જેમ વાંસળીમાં પુરાતો શ્વાસ અવાજનું રૂપ ધારણ કરે છે તેમ !

“સાયં–સંગીત” જ્યારે બ્હાર પડયું ત્યારે લોકોએ તેને વધાવી લીધું હતું નહિ, પણ તેની કદર કરનારા રસીકો પણ છેક નહતા, એમ નહિ. બાબુ રમેશચંદ્રદત્તની મ્હોટી પુત્રીના લગ્ન સમયે બાબુ બંકિમચંદ્ર બારણામાં ઉભા હતા અને રમેશ બાબુ એમને આપણા રિવાજ પ્રમાણે હાર પહેરાવી સ્વાગત કરતા હતા, એટલામાં હું આવી ચઢયો, એટલે બંકિમ બાબુએ પોતાના ગળામાંથી હાર કાઢી મારે ગળે પહેરાવીને કહ્યું કે, “રમેશ ! માળા તો એને પહેરાવવી જોઇએ ! એનું “ સાયં–સંગીત ” વાંચ્યું છે કે નહિ ? ” અને દત્ત બાબુએ નથી વાંચ્યું એવું કહ્યું છતાં પણ બંકિમ બાબુએ મારાં કેટલાંક કાવ્યો વિશે જે અભિપ્રાય દર્શાવ્યો તેનાથી મને તો પૂરતો બદલો મળીજ ગયો !

# પ્રિય બાબુ.

"સાયં-સંગીત" ને લીધે મને એક એવો મિત્ર મળી ગયો કે જેની સહાનુભૂતિનું જળ સીંચાવાથી મારા કાવ્ય પ્રયત્નોમાં પ્રાણ સંચાર થયો. બાબુ પ્રિયનાથ સેન એ મારા એક મિત્ર થયા. જ્યારે ભગ્ન-હૃદય "બ્હાર પડયું ત્યારે એણે મારી આશા મૂકી દીધી હતી, પણ "સાયં-સંગીત"થી મેં એનું મન પાછું જીતી લીધું. એમને જે લોકો ઓળખે છે તેઓ જાણે છે કે સાહિત્યના સાતે સમુદ્રના તેઓ એક હુશિયાર નાવિક છે અને તે સમુદ્રોના ખાંચાખૂચી બધું તેમને ગમ્ય હતું. ન્હાના મ્હોટા બધા રસ્તાઓ પર થઇને તેઓ આવજા કરતા. એમની સાથે વાત કરતાં ભાવ સૃષ્ટિના ખૂણામાં આવેલાં સ્થળોનાં દર્શન કરવાનો લાભ મળતો. એમનો પરિચય થવાથી મને ઘણો લાભ થયો.

પોતાનો અભિપ્રાય તેઓ તદ્દન ખાત્રીથી આપી શકતા હતા. કારણ કે અભિપ્રાય બાંધવામાં એમને અણગમો કે અભિરૂચિ કારણરૂપ થતાં નહિ; તેમજ અભિરૂચિ કે અરૂચિને દોરવાને માત્ર પોતાના મનના ઝોંકા કે સ્વાદ ઉપરજ એમને આધાર રાખવો પડતો નહિ. એમની સપ્રમાણ ટીકાથી મને અમૂલ્ય લાભ થયો. તે સમયે હું જેટલું લખતો તેટલું બધું એમને વાંચી સંભળાવતો. એમની કારણસર કદરનાં વખતસર ઝાપટાં જો આવ્યાં ન હોત તો મારો શરૂઆતનો પાક જેવો ઉતર્યો છે તેવો ઉતરત નહિ.

## "પ્રભાત સંગીત."

જ્યારે અમે નદીપર રહેતા હતા ત્યારે થોડું ગદ્ય પણ હું લખતો, પણ તેમાં કાંઇ ખાસ હેતુ નહતો. જે પ્રમાણે બાળકો પતંગીયાં પકડે છે તેજ પ્રમાણે કાંઇ પણ યોજના વગરજ હું ગદ્ય લખતો.

જ્યારે માણસનાં અંતરમાં વસંત ખીલે છે ત્યારે ઘણીએ ટુંકા જીવન-વાળી કલ્પનાના બુદ્દાઓ ઉડે છે અને મનમાં આમ તેમ ઉડે છે. ઘણીવાર તો તે કેવળ અજાણમાંજ ઉડયા કરે છે. આ દિવસોમાં એવી કલ્પનાઓને ભેગી કરવાનો ઝાંકો મને થઇ આવ્યો. તે સમયે હું શું લખું છું તે વિચાર કેવળ ગૌણ હતો. મને તો 'હું લખનાર' હતો એટલાથીજ સંતોષ થતો. એ સમયે લખાયલ ગદ્ય લખાણો "વિવિધ પ્રબંધ" નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં, પણ તે પહેલી આવૃત્તિ સાથેજ સમાધિસ્થ થઇ ગયાં અને બીજી આવૃ-ત્તિમાં જીવવાની તક તેમને મળી નહિ.

આ સમયેજ મ્હેં મ્હારી પહેલી નવલકથા "બઉઠાકુરાનીર હટ્" લખવાનું શરૂ કર્યું હતું.

નદી કિનારે થોડો વખત રહ્યા પછી જ્યોતિન્દ્રભાઇએ એક ઘર કલકતામાં સડર સ્ટ્રીટમાં ચૌરંગીમાં મ્યુઝિયમ પાસે રાખ્યું. એ ઘરમાં રહીને હું નવલકથા અને 'સાયં સંગીત' લખતો હતો, તેટલામાં કોઇ મહાન ઉલટપાલટ મ્હારા અંતરમાં થઇ ગઇ!

અમારા જોરોસેન્કો ઘરની અગાસીમાં હું એક દિવસ મોડો ફરતો હતો, સૂર્યાસ્તનું તેજ સાંજની સંધ્યા સાથે એવું તો મળી ગયું હતું કે તે સાંજ વિશેષ મનોહર મને લાગી. અમારા ઘરની સાથે આવેલાં ઘરોની ભીંતો પણ કોઈ અજબ તેજથી સુંદર જણાવા લાગી. શું સાયંકાલીય તેજની પ્રભાના જાદુથી સામાન્ય જગત પર આવી રહેલો નજીવાપણાનો પડદો ઉપડી ગયો હશે?–કદી નહિ. મેં સ્પષ્ટ રીતે જોયું કે એ સંધ્યા તો મારા પોતાના હૃદયમાં આવેલી હતી! તેની છાયામાં મારી "અહંતા-જાત" ભૂસાઇને અદૃષ્ય થઇ ગઇ હતી. જ્યારે દિવસના તેજના ઝંખવાણામાં મારી "અહંતા-જાત" પ્રધાન હતી ત્યારે જે જે પદાર્થ હું

**જોતો તે બધા તે 'જાત'ની જોડે જડીત થયલા જણાતા, અને તેનાથી બધા પદાર્થો ઢંકાઈ ગયલા જણાતા; પણ જ્યારે હું મારી 'જાત-અહંતા'ને પાછળ રાખતો થયો ત્યારે હું જગતને તેનાજ સ્વરૂપમાં જોવા લાગ્યો. તે સ્વરૂપ કાંઈ તુચ્છ નહતું, એટલુંજ નહિ પણ આનંદમય અને સૌંદર્યથી પૂર્ણ છે.**

આ અનુભવ પછી મારી 'જાત'ને દબાવવાનો પ્રયત્ન હું જ્યારે જ્યારે કરતો અને જગતના પ્રેક્ષક તરીકે તેના તરફ જોતો ત્યારે મને બદલામાં ઘણોજ આનંદ મળ્યા સિવાય રહેતો નહિ. મેં એક સગાને જગત સુંદર અને આનંદમય છે, તે સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો તે મને હજી યાદ છે. જગત પ્રત્યે કેવી રીતે જોવું તે પણ મ્હેં સમજાવ્યું હતું. પણ તે બધું નિષ્ફળ!

અમારા સડર સ્ટ્રીટમાં આવેલા ઘરમાંથી સ્ટ્રીટનો છેડો તથા સામે આવેલી ફ્રી સ્કુલના મેદાનમાં આવી રહેલાં વૃક્ષો સ્પષ્ટ જોઇ શકાતાં હતાં. એક દિવસ સવારના હું તે દિશામાં નજર નાંખતો ઓટલાપર ફરતો હતો અને વૃક્ષોની ઘટાની પાંદડાંઓવાળી ટોચપર સૂર્ય હમણાંજ ઉગ્યો હતો. **એ દ્રશ્ય હું જોતો હતો એટલામાં મારાં નેત્રો પરથી જાણે એક પડદો સરી જતો હોય એમ મને લાગ્યું અને જગત કોઈ આશ્ચર્યકારક પ્રકાશના મહિમાથી યુક્ત-છવાયલું-જણાયું; કોઇ અપૂર્વ આનંદ અને સૌંદર્યનાં મોજાંઓથી ઉછળતા તેજના આશ્ચર્યકારક સમુદ્રમાં નહાયલું જણાયું! તેમાં આનંદ અને સૌંદર્ય ચારે બાજુએ તરંગીત હતાં! એ સમુદ્રનું તેજ મારા હૃદયપર ઘણા વખતથી ચઢી ગયલા શોક અને નાસી પાસીના થર થરોને ભેદીને આરપાર ગયું!**

તે દિવસેજ "નિર્ઝરેર સ્વપ્નભંગ"–"જળધોધનું સ્વપ્નભંગ" એ કાવ્ય બ્હાર ઉછળી પડી વહી ગયું! એ કાવ્યનો છેડો આવ્યો, પણ જગતના આનંદ સ્વરૂપપર પાછો પડદો પડયો નહિ અને પરિણામ એવું આવ્યું કે આખા જગતમાં કોઇ પણ માણુસ કે વસ્તુ નજીવી, અણગમી કે અપ્રિય લાગતી બંધ પડી ગઇ! વળી તેને બીજે દિવસે પણ એક બનાવ બન્યો અને તે પણ મને ખાસ આશ્ચર્ય પમાડે એવો બન્યો.

એક ઘણોજ વિચિત્ર માણુસ મારી પાસે આવીને મને ગમે તેવા નકામા પ્રશ્નો પૂછતો હતો. તેણે મને એક દિવસ પૂછ્યું કે, "કેમ સાહેબ! તમે ઇશ્વરને જોયો છે?" ત્યારે મ્હેં ના કહ્યું: એટલે એણે જણાવ્યું:–"મેં જોયો છે!" મેં એને પૂછ્યું: "તેં શું જોયું?" ત્યારે તેણે જવાબ આપ્યો: "ઇશ્વરને મેં મારી નજર આગળ બળતો–થરથર કાંપતો જોયો!"

આવા માણુસ જોડે તત્વજ્ઞાનના વાદવિવાદમાં ઉતરવાનું કોઇને પણ સાધારણ રીતે મન થાયજ નહિ, અને હમેશાં તેની સાથે કાલક્ષેપ કરવો એ પણ બહુ રૂચિકર લાગે તેવું નહતું, વળી વધારામાં હું મારાં લખાણોમાં તદ્દન ગુંથાઇ ગયો હતો, છતાં પણ એ માણુસ તદ્દન નિર્દોષ હોવાથી અને કંઇ ખાસ નુકશાનકારક નહિ હોવાથી હું એની લાગણીઓને દુભાવવાનો વિચાર અળગો મૂકી એની સાથે જેમ તેમ નભાવી લેતો.

પણ આ દિવસે જ્યારે બપોરે તે આવ્યો ત્યારે એને મળવાથી મને ઘણોજ આનંદ થયો અને મેં તેને સત્કાર આપ્યો! એ માણુસની આસપાસ વિંટાયલું વિચિત્રતાનું અને મૂર્ખતાનું આવરણ જાણે સરી ગયું હોય એમ મને લાગ્યું; અને મારાથી જરાપણ ઉતરતો નહોય એવા માણુસને હું માન આપું છું એવો મને અનુભવ થયો! તે માણુસના આવવાથી જ્યારે અકળામણ કે અડચણનો જરા પણ

ભાસ મને થયો નહિ અને એ માણસ જોડે મારો વખત નકામો જાય છે એમ લાગ્યું નહિ ત્યારે મને ઘણો સંતોષ થયો, અને કારણ વગર મને અડચણ અને અસંતોષ ઉપજાવનાર કોઇ અસત્ય આવરણ જતું રહ્યું હોય એમ મને લાગ્યું.

ઓટલાપરના કઠેરા પાછળ ઉભો રહીને બધા રસ્તે જનારા માણસોની મુખમુદ્રા તથા ચેષ્ટા જોતાં મને તે બધાં ઘણાંજ આશ્ચર્ય ઉત્પન્ન કરનારાં જણાતાં. જાણે વિશ્વનાં દરિયાપર મોજાંની હાર નહોય! બાલ્યાવસ્થાથી હું માત્ર નેત્રો વડે જોતો હતો પણ હવે મેં મારા સઘળા ચૈતન્યથી જોવા માંડયું. એક બીજાના ખભાપર હાથ મૂકીને બેદરકારીથી જતા યુવાનોને જોઇ હું તે બનાવને નજીવો ગણી કાઢી શકતો નહિ, કારણ કે તે દ્વારા વિશ્વવ્યાપી આનંદના ઝરાની ઉંડાઇ હું જોઇ શકતો ! જે અનંત આનંદ ચારે બાજુએ હાસ્યનાં ઝરણાં ઝરાવી રહ્યો છે તેની હું ઝાંખી કરતો !

માણસોના તદ્દન નજીવાં કાર્યો સાથે પણ જે અવયવોની ક્રિયા તથા મુખાકૃતિના ફેરફારો હમેશા થાય છે તે મ્હેં ધ્યાનથી જોયાં નહતાં, પણ હવે તે બધાંની વિવિધતાથી હું મુગ્ધ થઇ ગયો ! વળી તે બધાંને વિખૂટાં પાડીને હું જોતો નહતો, પણ મનુષ્યનાં જીવનમાં, એમની જરૂરીયાતોમાં અને કાર્યોમાં હમણાં પણ જે આશ્ચર્યકારક નૃત્ય થઇ રહ્યું છે તેવાજ એક ભાગ તરીકે તે બધાંને હું જોતો હતો !

મિત્ર, મિત્ર જોડે હાસ્ય કરી રહ્યા છે, માતા બાળકને લાડ લડાવે છે, એક ગાય બીજી ગાય પાસે જઇ તેનું શરીર ચાટે છે, એ બધા બનાવોની પાછળ સૂચિત થતી અમાપ અનંતતા મારા મનપર એવા તો ધક્કા લાવતી કે સુખ જાણે દુઃખની છેક સમીપ આવી રહેલું લાગે છે !

જ્યારે એ સમયને વિશે મેં લખ્યું:—

"હૃદય આજિ મોર કેમન ગેલ ખુલી
જગત્ આસિ સેખા કરિ છે કોલાકુલિ."

"મારા હૃદયે આજ એનાં દ્વાર કોણ જાણે કેવા રીતે એકદમ ઉઘાડી નાખ્યાં અને જગતના લોકને એક બીજા સાથે ભેટતા અંદર ધસી જવા દીધા!"

ત્યારે તે કાંઇ કાવ્યની અતિશયોક્તિ નહતી. ઉલટું મને થયલી લાગણી સંપૂર્ણ રીતે દર્શાવવાને શબ્દોજ મને જડતા નહુતા!

ઉપર જણાવેલી આત્મનિમજ્જનની આનંદદાયક સ્થિતિમાં હું થોડો વખત લાગલાગટ રહ્યો, એટલામાં મારા પિતાએ દાર્જીલીંગ જવાનો વિચાર જણાવ્યો. મેં ધાર્યું કે "ચાલો, ઠીક થયું!" સડર સ્ટ્રીટમાં થયલો અનુભવ વધારે પાકો અને રહસ્યદાતા નીવડશે. કાંઇ નહિ તો મારી નવી દૃષ્ટિએ હિમાલય કેવો દેખાય છે તે તો જણાશે.

પરંતુ સડર સ્ટ્રીટની તે તુચ્છ ઓરડી હિમાલય ઉપર જીત મેળવવાને સરજાયલી હતી! જ્યારે પર્વત ઉપર ચઢીને મેં આસપાસ જોયું ત્યારે મને જણાયું કે મેં મારી નવી દૃષ્ટિ ગુમાવી દીધી હતી. જે નવીન અંતર દૃષ્ટિ મારા હૃદયના ઉંડાણમાંથી મને પ્રાપ્ત થઇ હતી તે બાહ્ય પદાર્થોથી મળી શકશે એમ ધારવામાંજ મારી ભૂલ થઇ હતી. પર્વતરાજ હિમાલયનાં શિખરો ગમે તેટલાં આકાશસ્પર્શી હોય, પણ મને તો તે કાંઇ પણ આપી શકે તેમ હતું નહિ! **જે આપવાવાળો છે તે તો નાની ગલ્લીની અંદર પણ એકજ ક્ષણમાં આ વિશ્વનું દૃષ્ય આપી દે છે!**

હિમાલયમાં હું દેવદારૂના વનમાં ભટક્યો, ઝરણાંઓને કિનારે ઘણીવાર બેઠો, તેમના પાણીમાં મેં સ્નાન પણ કર્યું, વાદળાં વગરનાં શુભ્ર આકાશમાં કાંચન ગંગાના શિખર સામે ઘણીએ વાર નજર માં-

ડીને જોયા કર્યું, પરંતુ એ જગોએ જે વસ્તુ સહેલાઇથી સાધ્ય થશે એમ હું માનતો હતો તે વસ્તુ તો મને મળીજ નથી. મને વિશ્વ દર્શનનો પરિચય થયો હતો પણ તે મને વારે વારે દેખા દેતું નહિ. મેં રત્ન જોયું હતું અને તેની પ્રશંસા કરવામાં હું રોકાયો હતો, એટલામાં તો દાબડીનું ઢાંકણું બંધ થઇ ગયું! એ ઢાંકણુ ઉપરની કારીગીરી ગમે તેટલી સુંદર અને આકર્ષક હોય, તોપણુ એ પેટી તદ્દન ખાલી છે એમ તો હવે હું ભૂલમાં પણુ માની શકું તેમ હતું નહિ.

મારાં "પ્રભાત સંગીત" અટકી ગયાં, અને તેનો છેલ્લો પડઘો "પ્રતિધ્વનિ" સાથે સંભળાતો બંધ પડયો. એ 'પ્રતિધ્વનિ'નું કાવ્ય મેં દાર્જીલીંગમાં લખ્યું હતું. એ કાવ્ય સંબંધે એક વિચિત્ર બનાવ બન્યો. તે એ કે બે ભાઇઓએ એ કાવ્યના અર્થનો નિર્ણય કરવા બાબત સરત કરી. બન્નેમાં મતભેદ ઘણો તીવ્ર હોવાથી તેમાંનો એક નિરાશ થઇને મારી પાસે તેનો ખુલાસો કરાવવા માટે આવ્યો. સંતોષની વાત તો એટલી થઈ કે હું પણુ તેમનો તે સંશય ટાળી શકયો નહિ, એટલે બન્નેમાંથી કોઇને રૂપિયા હારી જવા પડયા નહિ! અરેરે! કમળ ઉપર અને વર્ષા ઋતુના સરોવર ઉપર જે અત્યંત સાદી કવિતાઓ હું લખતો હતો તે દિવસો કેટલા દૂર જતા રહ્યા છે?

**પણુ માણુસ કવિતા લખે છે તે શું અમુક વાત સમજાવવા માટે લખે છે? હૃદયમાં જે અનુભવ થાય છે તે કાવ્યના રૂપમાં બ્હાર આવવા માટે પ્રયત્ન કરે છે. એથી કરીને જયારે જયારે કવિતા સાંભળીને કેટલાક માણુસો "અમને સમજણુ પડતી નથી" એમ કહે છે ત્યારે ત્યારે હું પણુ એક વિષમ મુશ્કેલીમાં આવી પડું છું. કોઇ માણુસ પુષ્પની સુગંધી લે અને પછી કહે કે "એમાં મને સમજણુ પડતી નથી" તો આપણે એને એમજ કહીએ**

કે એમાં સમજવાનું કશુંજ નથી; એ તો પુષ્પની સુગંધ છે. છતાં એ માણસ ફરી ફરીને પૂછે અને કહે કે "સુગંધ છે તે તો હું જાણુંછું પણ એનો અર્થ શો?" તો એના જવાબમાં કાં તો આપણે વાર્તાનો વિષય બદલવો પડે અથવા તો પ્રકૃતિનો આનંદ પુષ્પમાં સુગંધી રૂપે પ્રગટ થાય છે એમ કહી આપણા જવાબને વધારે અધરો અને ન સમજાય તેવો કરવો પડે. મુશ્કેલી તો એ છે કે મનુષ્ય જે કવિતા લખે છે તેના શબ્દોને અર્થ લાગેલો હોય છે, તેથી કરીને કથાનો અર્થ જરા દાબમાં રહે અને ભાવ પ્રાધાન્યને પામે એટલા માટે કવિને પોતાની હુશિયારી વાપરીને શબ્દોને રાગ કે છંદમાં ઉલટપાલટ ગોઠવવા પડે છે. બાકી ભાવને પ્રગટ કરવો એ કાંઇ સત્ય જણાવવાની કે બનેલી વાતનો ખ્યાલ આપવાની કે નીતિના સિદ્ધાંતને પ્રગટ કરવાની ક્રિયા નથી. માણસના મોઢાપર હાસ્ય અને નેત્રમાં આંસુઓ આવે છે તે જેમ અંતરમાં થતી ક્રિયાનું પ્રતિબીંબ છે, તેજ પ્રમાણે ભાવ પ્રકટ કરવો એ પણ માણસના અંતરની છબી કાઢવા જેવું છે. તેમાંથી તત્વજ્ઞાન કે વિજ્ઞાનની બુદ્ધિમાં ઉતરી શકે એવી કોઈ વસ્તુ મળી આવે તો ઠીક છે, પણ એ વાત તદ્દન ગૌણ છે. કવિતાનો મુખ્ય હેતુ કાંઇ તત્વજ્ઞાન કે વિજ્ઞાનને ઉપયોગમાં આવે એવી વસ્તુ આપવાનો નથી. હોડીમાં બેસીને નદી પાર કરતાં જો આપણે એકાદ માછલી પકડી શકીયે તો તેમાં આપણી બહાદૂરી છે, પરંતુ તેથી કાંઈ નદી પાર લઈ જનારી હોડી માછલાં પકડવાનાં હોડી હોય એમ બને નહિ. વળી કોઈ ખારવો માછીનો ધંધો ન કરે તો આપણે તેને દોષ પણ દઇ શકીએ નહિ.

"પ્રતિધ્વનિ" કાવ્ય લખાયાને ઘણા દિવસ થઇ ગયા અને હમણાં તે કોઇની નજરે પણ ચઢતુ નથી. આજે તેનો અર્થ કોઇને સમજાવવાની મારે જરૂર પડતી નથી. છતાં એનામાં રહેલા ગુણુ દોષો બાજુપર મૂકતાં મારે એટલું તો કહેવું જોઇએ કે એ કવિતામાં વાંચકને માટે કોઇ ખાસ કોયડો કે પ્રશ્ન મૂકવો એ મારો હેતુ ન હતો અથવા તો ગંભીર તત્વજ્ઞાનનો સિદ્ધાંત પણ મારે શીખવવો ન હતો. ખરી વાત તો એ છે કે મારા હૃદયમાં જે વ્યાકુલતા જન્મ પામી હતી તેજ હું દર્શાવવા માગતો હતો અને તેને માટે બીજું લાયક નામ નહિ જડવાથી મેં તેને "પ્રતિધ્વનિ"નું નામ આપ્યું હતું.

" ઓ ગો પ્રતિધ્વનિ !
બુઝી આમિ તોરે ભાલવાસિ
બુઝી આર કરિરૂ વાસિના. "

જ્યારે વિશ્વના કેન્દ્રમાંથી સુંદર ગાનનો ધ્વનિ ગાજી ઉઠે છે ત્યારે તે સંગીતના સ્વરનો પ્રતિધ્વનિ આપણા પ્રિયજનના મુખ ઉપર પ્રતિબિંબીત થાય છે અને હાસ્ય તથા સૌંદર્યમાં પરિણામ પામે છે. 'પ્રતિધ્વનિ' એ કાવ્યમાં મેં એમ પ્રતિપાદન કર્યું હતું કે આપણે વિશ્વસંગીતના પ્રતિધ્વનિને ચહાઇએ છીએ, પરંતુ તે વસ્તુઓને તેમની પોતાની ખાતરજ આપણે ચહાતા નથી, આપણે જુદા જુદા પદાર્થોને ચહાઇએ છીએ, કારણ કે તેમનામાં વિશ્વસંગીતનો પ્રતિધ્વનિ છે. જો એ પ્રતિધ્વનિ ન હોય તો આપણે તે વસ્તુઓને ચહાઇએ નહિ, કારણ કે જે વસ્તુ તરફ આપણે એક દિવસ જોતા પણ નથી તેજ વસ્તુ બીજી વખત આપણું સમસ્ત ધ્યાન ખેંચી લઇ આપણને મુગ્ધ કરી દે છે.

અત્યાર સુધી હું જગતને બાહ્ય દ્રષ્ટિથીજ જોયા કરતો હતો અને તેથી વિશ્વમાં વ્યાપી રહેલા આનંદનો મને ભાસ થતો નહતો, વિશ્વનું

આનંદ સ્વરૂપ હું જોઇ શકયો નહતો; પણ જ્યારે ઓચિંતુંજ મારા અંતરના ગંભીર કેન્દ્રમાંથી તેમનું કિરણ છુટીને સમસ્ત વિશ્વના ઉપર ફરી વળ્યું ત્યારે મને આખા વિશ્વનું દર્શન થયું. તે વખતે વિશ્વ મને બનાવોના સમુહ કે વસ્તુઓના સમુહ તરીકે દેખાતું બંધ થયું. મને તેનું સમગ્ર દર્શન થયું. વિશ્વનાં ઉંડામાં ઉંડા અંતરમાંથી વહેતા સંગીતના ઝરાના રૂપમાં પ્રગટ થતો આનંદ, કાળને અને દિશાને વ્યાપ્ત કરી નાંખે છે, અને ત્યાંથી પ્રતિધ્વનિત થઇને–પરાવર્તન પામીને પાછો તેના મૂળમાં–આનંદ શ્રોતમાંથી સમાઇ જાય છે. જ્યારે ઉસ્તાદ પોતાનું ગાયન પોતાના પ્રફુલ્લ અંતરમાંથી બહાર પ્રેરે છે ત્યારે તેજ એક આનંદ છે. વળી જ્યારે તે ગાયનની ધારા શ્રોતા તરીકે પાછી તેના હૃદયમાં દાખલ થાય છે ત્યારે તે આનંદનું પુર બમણું ચઢે છે. ઉપર પ્રમાણે જ્યારે વિશ્વ કવિની–પ્રભુની કૃતિ આનંદમય ઝરણુના રૂપમાં જ્યારે તેના પ્રેરક તરફ પાછી પ્રતિધ્વનિત થતી વહેતી હોય ત્યારે આપણી ચિતશક્તિ ઉપર થઇને તેને વહી જવા દઇએ છીએ ત્યારે કોઇ અનિર્વચનીય રીતે જગતના પરમ અંતિમ હેતુનું આપણને ભાન થાય છે. જેમ જેમ તે ભાન આપણને વધારે ને વધારે થતું જાય છે તેમ તેમ આપણી તેના પ્રત્યે પ્રીતિ વધતી જાય છે, અને આપણો આત્મા પોતાનું લંગર ઉઠાવી તે આનંદના ઝરણુમાં વહી જવાની ઇચ્છા કરે છે. જ્યારે સૌન્દર્યને નીહાળીએ છીએ ત્યારે હૃદયમાં જે વ્યાકુળતા થાય છે તેનું પણ તાત્પર્ય ઉપર જણાવ્યું તેજ છે. અર્થાત્ વિશ્વમય આનંદનો પ્રતિધ્વનિ જોતાં આપણો આત્મા પણ આનંદનાં ઝરણુમાં વહેવા તત્પર થાય છે. જે ઝરણું અસિમ અથવા અનંત તરફથી સીમાબદ્ધ અને અંતવંત તરફ વહે છે તેજ સત્ય છે–તેજ મંગળ છે. તે નિયમથી બંધાયલું અને તેનો આકાર નિશ્ચિત છે. એ ઝરાનો પ્રતિધ્વનિ જે અંતવંત તરફથી

અનંત પ્રત્યે વહે છે અથવા વ્યષ્ટિથી સમષ્ટિ તરફ વહે છે તેનું સ્વરૂપ સૌન્દર્ય અને આનંદ છે. તે સૌન્દર્યને અને તે આનંદને પકડી રાખવાનું કાર્ય અશક્ય છે, તેથીજ તે આપણને ગાંડા કરી મૂકે છે. પ્રતિધ્વનિ કાવ્યમાં ઉપર જણાવ્યો તે અનુભવ મેં રૂપક અને સંગીતમાં મૂકવાને પ્રયત્ન કર્યો હતો. વળી એનું પરિણામ બીજાઓને સ્પષ્ટ ન થયું એ તદ્દન સ્વાભાવિકજ હતું, કારણકે તે પ્રયત્ન પોતેજ સ્પષ્ટ નહતો.

મારી ઉમર મોટી થયા પછી 'પ્રભાત-સંગીત' સંબંધે મેં એક કાગળમાં લખ્યું હતું તેનો અહીં ઉતારો આપું છું.

"જગતે કેહ નાઇ સબાઇ પ્રાને મોર"-જગતમાં કોઇ નથી બધાએ મારા પ્રાણ છે-મારા અંતઃકરણમાં છે" એ વિચાર અમુક ઉમ્મરમાંજ ખાસ પ્રાધાન્ય પામેલો રહે છે. જ્યારે હૃદય પહેલ વહેલું જાગૃત થાય છે ત્યારે તે પોતાના બન્ને હાથ પ્રસારી તેમાં આખા જગતને લેવાનો પ્રયત્ન કરે છે. જેમ દુધીઆ દાંત આવતા હોય તે બાળક બધી વસ્તુઓને ખાવાનો પ્રયાસ કરે છે, તે પ્રમાણે હૃદય પણ આખું જગત પોતાના હાથમાં ગ્રહણ કરવાને મથે છે. ધીમે ધીમે શેની જરૂર છે અને શેની નથી એ ખબર પડી જાય છે, "એટલે પછી આકાર વગરના નિહારીકાઓનાં ટોળાં ઘટ્ટ થાય છે અને ગરમ થાય છે."

"આખા જગત ઉપર દાવો કરીને જે શરૂઆત થાય છે તેમાં મળતું કશુંએ નથી. ઇચ્છાઓ જ્યારે એક પદાર્થ ઉપરજ સઘળા બળથી એકત્રીત થાય છે ત્યારે અનંતનો માર્ગ જડે છે. 'પ્રભાત સંગીત' એ મારી અંતર પ્રકૃતિનો બહિર્મુખ થવાનો પ્રથમ પ્રયત્ન છે, અને તેથી જે કામનાઓનું એકત્ર બળ જોઇએ તે તેમાં નથી."

તળાવ જેમ ભરાઇ જાય ત્યારે નદીનું રૂપ લે છે, તેમ અંતર પ્રકૃતિ બાહ્ય જગત તરફ ફરવાથી આપણને જુદી જુદી વ્યક્તિઓ

અને જુદાં જુદાં રૂપોનું સંપૂર્ણ જ્ઞાન થાય છે. ત્યાર પછી હૃદય આખો એક કોળીએ ખાવાને બદલે કકડે કકડે અને કોળીએ કોળીએ ખાતાં શીખે છે. આ અર્થમાં પ્રથમ પ્રેમ પાછળના સ્થિર પ્રેમ કરતાં સંકુચીત છે, કારણ કે સ્થિર પ્રેમને તેના વેગ માટે દિશામાં અને કાર્યોમાં ઘણું ચોકસ સ્થાન છે, અને અનંત પ્રેમ તેના સર્વ અંગોમાં સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરે છે, એટલે એ પ્રેમ જે અંતિમ ફળ પ્રાપ્ત કરે છે, તે ફળ કેવળ એના પોતાના મનના આનંદનો વિસ્તારજ હોતો નથી, પરંતુ આપણી બહાર જે સત્ય વ્યાપી રહ્યું છે તેમાં તે મગ્ન થઇ જાય છે.

મોહિતબાબુની ગ્રંથાવલીમાં 'પ્રભાત-સંગીત' એ 'નિષ્ક્રમણ" નામના કાવ્યના મથાળા નીચે મુકવામાં આવેલાં છે, કારણ કે "હૃદય-અરણ્ય"માંથી પહેલવહેલુંજ મારૂં બાહ્ય જગતમાં નિષ્ક્રમણ થયું હતું. ત્યાર પછી મારી હૃદય યાત્રિએ કકડે કકડે ધીમે ધીમે જુદી જુદી અવસ્થામાં અને જુદી જુદી રીતે જગતનું ઓળખાણ કર્યું અને અંતે વિવિધ બાંધણીનાં જુદાં જુદાં અનિત્ય ઘાટોને અડકીને છેવટે અનંતને પ્રાપ્ત થશે પણ તે અનંત અને અસીમ અનિશ્ચિત આભાસ નહિ હોય, પરંતુ પરિપૂર્ણ સત્યજ હશે. મારી બાલ્યાવસ્થામાંથી મારો અને વિશ્વ પ્રકૃતિનો ખૂબ નિકટ અને સહજ સંબંધ થયો હતો. અમારા બાગની અંદર આવેલા નાળિએરનાં ઝાડની દરેકની જુદી વ્યક્તિ હતી. નોર્મલ સ્કૂલથી પાછા આવતાં અમારા બાગ ઉપર ઘરના છાપરાની પાછળ કાળાં વાદળાંનો ઢગલો થયો હોય, તે જોઇને મારૂં હૃદય અત્યંત આનંદમાં ડૂબી જતું, તે મને હજી સ્પષ્ટ યાદ આવે છે. દરરોજ પ્રભાતે નેત્ર ઉઘાડતાં સમસ્ત જગત જાગ્રત થઇને મને તેની રમતમાં ભાગ લેવા એક ભાઇબંધની પેઠે બોલાવતું નહોય, એમ લાગતું, બપોરે શાંતિના લાંબા પ્રહરોમાં મને જગતના

સ્વાર્થી જીવનમાંથી વિરાગીની ગુફામાં વહી જતું. રાત્રિના અંધકારમાં પાછા ભૂત પ્રેતના રસ્તાઓ કલ્પનામાં નીકળી આવતા, અને મને સાત સમુદ્ર તથા તેર નદીઓની પાર લઇ જતા.

ત્યાર પછી એક દિવસ જુવાનીની ઉષા સમયે પ્રભાતમાં મારૂં હૃદય ખોરાકને માટે રડવા લાગ્યું ત્યારે મારા અંતરજીવનના વિશ્વપ્રકૃતિ સાથેના સંબંધ વચ્ચે એક આડ ઉભી થઇ, એટલે મારૂં આખું હૃદય ચકર ચકર પોતાની આસપાસ ફરવા માંડયું અને તેના પોતામાંજ વમળ ઉત્પન્ન થયા. તેજ વમળમાં મારી ચિતશક્તિ ઘેરાઇ ગઇ હતી.

આ પ્રમાણે અંતર અને બાહ્ય વિશ્વપ્રકૃતિની વચ્ચે જે સુરતાનો ભંગ, હૃદયની અપરિમીત લાગણીઓને લીધે થાય છે, અને તેને પરિણામે જે સંયોગ તુટી જાય છે તેનો શોક સાયંસંગીતમાં વર્ણવવામાં આવ્યો છે. ત્યાર પછી જ્યારે ઓચિંતુ તે દ્વાર કોણ જાણે કોનાએ ધક્કાથી ઉઘડી ગયું ત્યારે થયેલો આનંદ "પ્રભાત સંગીત"માં લખાએલો છે. ત્યાર પછી પાછો મને તે વસ્તુનો યોગ થયો અને તે પણ જેવો પહેલાં થયો હતો તેવો નહિ, પરંતુ વધારે પૂર્ણ, વધારે સત્ય અને વધારે ઉંડો થયો.

આ પ્રમાણે સંયોગ, વિયોગ અને પુનર્યોગ તથા પુનર્મિલન એ પ્રકરણો સાથે મારાં જીવનના પ્રથમ પુસ્તકનો અંત આવ્યો. અથવા એનો અંત આવ્યો છે એમ કહેવું પણ સત્ય નથી, કારણ કે એનો એજ વિષય હજી વધારે મોટી ગુંચવણોમાંથી જારી રાખવામાં આવ્યો છે અને તેનો અંત વધારે સુંદર આવવાનો છે. જગતમાં દરેક મનુષ્ય એકજ પુસ્તક પુરૂં કરવાને આવે છે, અને મનુષ્ય જીવન તેની પ્રગતિમાં, કમાન જેમ નાનાં નાનાં વર્તુળોમાંથી વધીને નિત્ય વધતી ત્રિજ્યાવાળા વર્તુળપર ફરે છે તેમ પ્રત્યેક જીવન પણ આગળ વધે

છે, એટલે દરેક ભાગ બેદરકારીથી જોતાં છૂટો છૂટો જણાય છે, છતાં બધાનું કેંદ્ર તો એકજ છે.

'સાયં સંગીત' જે સમયે લખાયું તે સમયના ગદ્ય લેખો 'વિવિધ-પ્રબંધ'ના નામથી બહાર પાડવામાં આવ્યા હતા અને "પ્રભાત-સંગીત" લખાયું તે વખતના લેખો 'આલોચના'ને નામે પ્રસિદ્ધ થયા. એ બે ગદ્ય લેખોના વિચારમાં જે ભેદ માલૂમ પડે છે તે ભેદ મારા અંતરમાં જે ફેરફાર થયો હતો તેનું એક સારૂં સૂચક-ચિન્હ છે.

## રાજેન્દ્રલાલ મિત્ર.

આજ અરસામાં મારા ભાઇ જ્યોતિન્દ્રને સાહિત્યના મુખ્ય લેખકોને ભેગા કરી એક સાહિત્ય મંડળ કાઢવાનો વિચાર થયો. બંગાળી ભાષા માટે એક પ્રમાણભૂત પરિભાષા બનાવવી એ તેનો એક હેતુ હતો. હાલની સાહિત્ય પરિષદ્‌માં અને તેમાં કાંઇ બહુ ફેર નહતો.

ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે એ વિચારને ઉત્સાહથી ઉપાડી લીધો અને પાછળથી તેઓજ એ મંડળ ચાલ્યું તેટલા સમય સુધી તેના પ્રમુખ પણ હતા. જ્યારે હું પંડિત વિદ્યાસાગરને એ મંડળમાં જોડાવાને માટે કહેવા ગયો ત્યારે તેમણે મ્હારી બધી હકીકત તથા મંડળના ઉદ્દેશ, સભાસદોનાં નામ વગેરે બધું ધીરજથી સાંભળી લીધું. પછી તેમણે કહ્યું, "તમારે અમ લોકોને તદ્દન બ્હારજ રાખવા, એજ મ્હારી તમને સલાહ છે. મ્હોટા મ્હોટા નામવાળાઓને ભેગા કરવાથી કાંઈ કામ થશે નહિ." એમ કહી તેમણે પોતે જોડાવા ના પાડી. બંકીમબાબુ તેમાં સભાસદ તરીકે જોડાયા ખરા, પણ તેમાં પોતે રસભર્યો ભાગ લીધો એમ કાંઇ કહી શકાય નહિ.

ખરૂં જોતાં તો એ મંડળ જ્યાંસુધી ચાલ્યું ત્યાંસુધી તેનું બધું

કાર્ય ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર પોતે એકલે હાથેજ કરતા હતા. એમે ભૂગોળની પરિભાષાની શરૂઆત કરી. તેની કાચી નકલ ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે કરી અને તેની નકલો દરેક સભાસદને વહેંચવામાં આવી. દરેક દેશ તથા સ્થળનું નામ, જે પ્રમાણે તે દેશના લોકો બોલતા હોય તે પ્રમાણે બંગાળીમાં દાખલ કરવાની તેમની ઇચ્છા હતી.

પંડિત વિદ્યાસાગરની ભવિષ્યવાણી ખરી પડી. મ્હોટા લોકો પાસેથી કાંઇ પણ કામ મળવું અશક્ય બન્યું અને અંકુર ફૂટ્યા પછી તરતજ તે સંસ્થા કરમાઇ ગઇ. ડૉ. રાજેન્દ્રલાલની શક્તિ સર્વતોગામી હતી અને તેઓ પોતેજ એક સભાની બરોબર હતા. એ મંડળને અંગે મ્હેં જે કામ કર્યું તેનું ફળ ડૉ. રાજેન્દ્રની ઓળખાણને લીધે મને તો સારી રીતે મળી ગયું ! મેં બંગાળી સાહિત્યના ઘણા માણસોને જોયા છે, પણ એમના જેટલી કોઇની સ્મૃતિ ઉજ્વલ નથી !

માણેક તોલા બાગમાં આવેલી સગીરની ઑફીસમાં એમને મળવા માટે હું જતો. હું જ્યારે જતો ત્યારે તેઓ અભ્યાસમાં ગુંથાયલાજ હોય ! જુવાનીના અવિચારીપણામાં તેમના અભ્યાસમાં ખલેલ કરવા પણ હું અચકાતો નહિ, પરંતુ તેઓ કદી મારાપર ગુસ્સે થતા નહિ. મને જોતાંજ પોતાનું કામ બાજુએ મૂકી વાતોમાં વળતા. તેઓ જરા ઓછું સાંભળતા હતા અટલે મને કોઇપણ પ્રશ્ન પૂછવાનો અવકાશ આપતા નહિ. જાતેજ કોઇ વિશાળ વિષય શરૂ કરી દઇ તેના ઉપર વાત કરતા. એવા વાર્તાલાપના આકર્ષણથી હું વધારે ને વધારે જતો થયો. બીજા કોઇપણ માણસ જોડે વાત કરવાથી એટલી બધી સૂચનાઓ અને વિચારનો જથો મને કદી મળ્યો નથી. હું એમની વાત એકતાર થઇને સાંભળતો.

બંગાળાની પાઠ્ય પુસ્તકની કમિટીના તેઓ સભાસદ હતા અને જે જે પુસ્તક તેમના અભિપ્રાય માટે આવતું તે વાંચીને પેન્સીલથી

તેઓ ટીકા લખતા. કોઇવાર એવું એકાદ પુસ્તક લઇ તેના ઉપરથી બંગાળી ભાષાની રચના, શબ્દશાસ્ત્ર વગેરે ઉપર સામાન્ય વાત કરતા. એવી વાતોથી મ્હને ઘણોજ લાભ થતો. એવા થોડાજ વિષયો હશે કે જેનો અભ્યાસ એમણે નહિ કર્યો હોય ! વળી જે વિષય તેમણે એકવાર તૈયાર કર્યો હોય તેનું બરાબર વિવેચન તેઓ કરી શકતા.

મ્હને ખાત્રી છે કે જો તે મંડળે પોતાના બીજા સભાસદોપર આધાર રાખ્યા વગર પોતાનું બધું કાર્ય ડૉ. રાજેન્દ્રને આપ્યું હોત તો હાલ સાહિત્ય પરિષદ્ જે કાર્યમાં ગુંથાયલી છે તે બધાં કાર્યો આજ એકલા ડૉ. રાજેન્દ્રના કાર્યથી ઘણાજ આગળ વધેલાં હોત !

ડૉ. રાજેન્દ્રલાલ એક સાક્ષર હતા, એટલુંજ નહિ પણ તે વ્યક્તિ કાંઇ વિશેષજ હતી. તેમના મ્હેરાપરથીજ તે જણાઇ આવતું હતું. તેમનું લોકમય જીવન જેવું જવલંત હતું તે પ્રમાણેજ તેમનામાં એવી તો કુમળાશ હતી કે મ્હારા જેવા નજીવા માણસ જોડે પણ વાત કરતાં તેઓ અચકાતા નહિ. વળી મ્હારી જોડે વાત કરતી વખતે જાણે મ્હારી પર મહેરબાની કરતા હોય તેવું પણ તેઓ બીલકુલ દેખાડતા નહિ. એમની કુમળાસનો લાભ મેં એટલે સુધી લીધો કે એમની પાસેથી 'ભારતી'ને માટે "યમેર કુકુર"—'યમરાજાનો કુતરો' એ નામનો લેખ પણ લીધો. મને લાગે છે કે એમના જેવા બીજા સમકાલીન સાક્ષર જોડે આટલી છૂટ લેવાની ધૃષ્ટતા હું કદી કરી શક્યો હોત નહિ અને કદાચ કરી હોત તો એવી સફળતા પણ મળત નહિ !

જ્યારે તેઓ વાદવિવાદ કે તકરારમાં ઉતરતા ત્યારે મ્યુનિસીપાલીટીમાં કે યુનિવર્સીટીમાં એમના સમોવડીયા એમનાથી બ્હીતા ! તે દિવસોમાં ક્રિષ્ણુદાસ પાલ એક યુક્તિબાજ મુત્સદ્દી તરિકે અને ડૉ. રાજેન્દ્રલાલ બહાદૂર યોદ્ધા તરીકે પ્રસિદ્ધ હતા. તેઓ મ્હોટા

પહેલવાનોથી પણ પાછા હઠતા નહિ, એટલુંજ નહિ પણ હારવું શું તે તેઓ જાણતાજ નહતા !

એશીયાટીક સોસાયટીની શોધખોળમાં છાપવા માટે ડૉ. રાજેન્દ્રલાલે કેટલાક પંડિતોને પોતાને ઘેર રાખ્યા હતા. અલબત્ત, તેમની પાસે જાડું-મજુરીયા કામજ તેઓ કરાવી લેતા. આ વાત ઉપરથી તેમના કેટલાક દ્વેષી લોકો એવીજ વાત ફેલાવતા કે શોધખોળનું ખરૂં કાર્ય તો સંસ્કૃત પંડિતો કરે છે અને ડૉ. રાજેન્દ્રલાલ તે બધાની મહેનતનું માન ખાટી જાય છે ! **આજકાલ પણ હથિયારો ઘણીવાર બધો યશ પોતાના પ્રત્યે ખેંચી લેતાં જણાય છે અને કારીગર તો જાણે એક પૂતળુંજ હોય એમ તેઓ માને છે ! જો કલમમાં ચૈતન્ય હોત તો તે પણ લેખકને બધી ઉજવળ આબરૂ અને પોતાના મુખપર કાળી શાહી મળવા માટે શોક પ્રદર્શીત કર્યા વગર રહેતજ નહિ !**

રાજેન્દ્રલાલ મિત્ર જેવી અસાધારણ વ્યક્તિને માટે તેના મરણ પછી પણ લોકો તરફથી તેની કદર ન બુજાય એ ઘણુંજ આશ્ચર્યકારક છે. પંડિત વિદ્યાસાગરના મરણનો પ્રજા પ્રચલીત શોક પણ તેમના મરણ વખતે આવી રહેલો હોવાથી ડૉ. રાજેન્દ્રને માટે શોક કરી તેમની કદર જાણવાનો અવકાશજ બંગાળી પ્રજાને મળ્યો નહતો. બીજું કે એમનાં ઘણાં ખરાં પુસ્તકો બંગાળી સાહિત્યની બહાર આવેલાં હોવાથી બંગાળી લોકોનાં હૃદયને પહોંચી શકયા નહિ, એ પણ એક કારણ હોઇ શકે.

## કારવાર.

પશ્ચિમ દરિયાના કિનારાપર કારવારમાં અમારી સડરસ્ટ્રીટની બધી મંડળી ગઇ. મુંબઇ ઇલાકાના કાનડા જીલ્લાનું મુખ્ય શહેર કારવાર

છે. સંસ્કૃત સાહિત્યમાં પંકાયેલા મલય પર્વતનો તે દેશ છે. ત્યાં આગળ એલચીના વેલાઓ અને ચંદનવૃક્ષો ઉગે છે. મ્હારા બીજા ભાઇ ત્યાં ન્યાયાધીશ હતા.

ત્યાંનું ન્હાનકડું બારૂં એવું તો ખડકોથી અને ટેકરીઓથી બંધાયલું છે કે તે બંદર જેવું દેખાતુંજ નથી, ત્યાંની અર્ધચંદ્રાકાર ખાડી પોતાના બે હાથ–જાણે અનંતને ગ્રસતી મૂર્તિમતી વ્યાકુળતાજ હોય નહિ તેમ–સમુદ્રમાં નાંખીને પડેલી છે! રેતાળ કિનારાને અંતે મ્હોટા મ્હોટા કસુરીયન વૃક્ષોનું ઝૂંડ આવી રહેલું છે, અને તે જંગલને છેડે કાલનદી બન્ને બાજુએ આવી રહેલી ટેકરીઓની ખીણમાં થઇને સમુદ્રને મળે છે.

એક દિવસ સાંજે અમે ન્હાની હોડીમાં બેસીને નદીના પ્રવાહની સામે પૂર્ણિમાને દિવસે ગયા હતા. એક જુની ટેકરીપર આવેલા શિવાજીના કિલ્લા આગળ અમે બધા ઉતર્યા અને ત્યાં એક સાફ આંગણાંવાળા ખેડૂતના ઘરની બ્હાર, ચંદ્રના કિરણો પડી રહ્યાં હતાં તે ઠેકાણે અમે અમારી સાથે આણેલી ખાવાની વસ્તુઓની ઉજાણી કરી લીધી. પાછા આવતી વખતે અમે હોડીને નદીના પૂરમાં તણાવાજ દીધી. તે નિઃસ્તબ્ધ વન, પહાડ અને નિર્જન નદીના શાંત ઝરણાંપર જ્યોત્સ્ના ધ્યાન ધરતી હતી. નદીના મુખ સુધી પહોંચતાં અમને ઘણો સમય થયો. એટલે સમુદ્રમાંથી આવવાને બદલે અમે નદીના રેતાળ કિનારાપર ઉતરી પડયા અને પગે ચાલતા ઘેર ગયા. રાત્રિ ઘણી થઇ ગઇ અને દરિયામાં એક લ્હેર સુદ્ધાં જણાતી નથી, કસુરીયન વૃક્ષોની ઝાડી પણ શાંત છે, રેતીના વિશાળ વિસ્તારની છેડે આવી રહેલાં વૃક્ષોની છાયાઓ નિસ્પંદ થઇ રહી છે, ક્ષિતિજ પર આવેલી ભૂરી ટેકરીઓ આકાશ તળે શાંતિથી નિમગ્ન થઇ ગઇ છે! એ ઉદાર શુભ્રતા અને સ્તબ્ધતાના ઉંડા મૌનમાં અમે થોડા ઘણા

માણસો અમારા પડછાયાઓ, સાથે ચાલતા હતા. એક પણ શબ્દ બોલ્યા વગર અમે ચાલતા હતા અને જ્યારે ઘેર આવ્યા ત્યારે મ્હારી નિદ્રા તેના પોતાના કરતાં પણ વધારે ઉંડી વસ્તુમાં ખોવાઈ ગઇ ! તે સમયે મેં જે કાવ્ય લખ્યું તે સમુદ્રના કિનારાપરની એ રાત્રિ સાથે ગુંથાઇ રહેલું છે. જે સંજોગોમાં તે લખાયું છે તેની સ્મૃતિવગર વાચકને તે કેવું લાગશે, એવી શંકાને લીધેજ મોહિત બાબુએ મ્હારા કાવ્યનું જે પુસ્તક બ્હાર પાડયું તેમાંથી એ કાવ્ય પડતું મૂકવામાં આવ્યું છે. હું ધારૂં છું કે' મ્હારા 'સંસ્મરણો'માં તેને સ્થાન આપવું અનુચિત તો નહિ ગણાયઃ—

" યાઇ યાઈ ડૂબે યાઈ, આરો આરો ડૂબે યાઇ,
  વિહ્વલ, અવશ અચેતન.
કોન ખાને, કોન દૂરે, નિશીથેર કોન માઝે,
  કોથા હયે યાઇ નિમગન.
હે ધરનિ ! પદતલે દિયોના, દિયોના બાધા,
  દાઉ, મોરે દાઉ છેડે દાઉ !
અનંત દિવસ નિશિ એમનિ ડૂબિ તે થાકિ
  તોમરા સૂદૂરે ચલે યાઉ !
તોમરા ચાહિ યા થાક, જ્યોત્સ્ના અમૃત પાને.
  વિહ્વલ વિલીન તારાગુલિ !
અપાર દિગની ઉગો થાક એ માથાર પરે
  દુઇ દિકે દુઇ પાથા તુલિ !
ગાન નાઇ, કથા નાઇ, શબ્દ નાઇ, સ્પર્શ નાઇ,
  નાઇ ઘુમ, નાઇ જાગરન.
કોથા કિછુ નાઇ જાગે સર્વાંગે જ્યોત્સના લાગે.
  સર્વાંગ પૂલકે અચેતન.

અસીમે સુનીલે સૂન્યે વિશ્વ કોથા ભેસે ગેછે
તોર યેન દેખા નાઇ યાય.
નિશીથેર માઝે શુધુ મહાન એકાકી આમિ
અતલે તે ડૂબિરે કો યાય !
ગાઓવિશ્વ, ગાઓતુમિ સુદૂર અદષ્ય હતે
ગાઓ તવ નાવિકેર ગાન.
શતલક્ષ યાત્રીલયે કોથાય યેતેછતૂમિ
તાઇ ભાવિ મૂદિયા નયાન !
અનન્ત રજની શુધૂ ડૂબે યાઇ નિવે યાઇ
મરે યાઇ અસીમ મધુરે
બિંદુ હતે, બિંદુ હયે, મિલાય નિશાયે યાઇ
અનંતેર સૂદૂર, સૂદૂરે.

"મને મધ્ય રાત્રિના ઉંડાણમાં, મારી જાતને ભૂલીને ડૂબી જવા દો. હે ધરણિ ! તારો કબજો મૂકીને મને તારા બંધનમાંથી મુક્ત કર. દૂરના તારાઓ ! ચંદ્રિકા પીને મત્ત થયા હો તોપણ દૂરથી મારી દેખરેખ રાખજો. ક્ષિતિજની પાંખ મારી આસપાસ આવવા દો. હે ક્ષિતિજ ! મને તારી પાંખમાં રાખજે. કવિતાની શી જરૂર છે ? શબ્દોને શું કરવા છે ? અવાજ નહિ, સ્પર્શ નહિ, નિદ્રા નહિ, જાગરણ નહિ ! મારા આત્માપર અને આકાશપર આનંદની મૂર્છાની પેઠે ચંદ્રિકાજ અચળ રહો ! જગત એક હોડી જેવું જણાય છે, તેમાં અનંત–અસંખ્ય યાત્રાળુઓ બેઠા છે. આકાશમાં હોડી અદૃષ્ય થતી જણાય છે. ખારવાઓનું ગીત ધીમું ધીમું કાને પડે છે. હું રાત્રિના હૃદયમાં ડૂબું છું. મારી પોતાની જાતનાથી પણ ઝાંખો થઇ જાઉં છું–કવિતામાં લય પામું છું."

અહિં જણાવવું જોઇએ કે જ્યારે લાગણીઓ ઉભરાતી હોય ત્યારે જે કાંઇ લખાય તેટલા માટેજ તે સારૂં હોય એવો કાંઇ નિયમ નથી, લાગણી તાજી હોવાને લીધે કવિતાના ઉદ્દ્ગાર લાગણીથી છલકાતા હોય છે. લેખક લાગણીના સમયથી બહુ આઘો ન હોવો જોઇએ, તેજ પ્રમાણે અતિ નિકટ પણ હોવો જોઇએ નહિ. સ્મૃતિ એ કવિત્વ શક્તિની પીંછી છે કે જેનાથી ખરી કવિતાના રંગો પૂરાય છે. સંનિધિમાં—પાસે હોય છે ત્યારે—દબાણ વધારે હોય છે અને સમય જાય નહિ ત્યાં સુધી સ્મૃતિ જોઇએ તેટલી સ્વતંત્ર થતી નથી. એકલી કવિતામાં નહિ પણ બધી કલામાં કલાવાનનું મન લાગણીઓથી છૂટું પડવું જોઇએ. મનુષ્યમાં રહેલા સૃષ્ટાને સર્વોપરિ સત્તા મળવી જોઇએ. લેખકની કર્તા શક્તિથી જો લખવાનો વિષય વધારે ઉત્તમ હોય તો પછી તે કૃતિ માત્ર બનેલા બનાવની નોંધજ બને છે, અને તે બનાવનું કલાવાનના મનનું પ્રતિબિંબ આપણને મળતું નથી.

## "પ્રકૃતિર પ્રતિ શોધ."

કારવારમાં " પ્રકૃતિર પ્રતિ શોધ " નામનો એક સંગીત નાટક મેં લખ્યો. તેનો નાયક એક સંન્યાસી હતો. તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે કામનાઓનું બંધન તોડીને, બધી પ્રીતિનો ત્યાગ કરી, કુદરત પર વિજય મેળવવાનો પ્રયત્ન કરતો હતો. એક બાલિકા તેને પાછો સંસારમાં લાવી મનુષ્ય જીવનનાં બંધનમાં નાંખે છે. સંન્યાસીને જગતમાં આવ્યા પછી જણાયું કે, " **મહાન લઘુમાં પ્રાપ્ત થાય છે, અનંત બ્રહ્મ અનેક રૂપોમાં વિચરે છે, અને પ્રેમમાંજ સર્વમર્યાદાઓ અનંતમાં ગળી જાય છે.**"

કારવાર પાસેની સમુદ્રની ખાડીનું કુદરતી સૌંદર્ય એ કાંઇ

કાલ્પનિક મૃગજળ નથી, પણ ખાત્રી કરવાનું એક સ્થાન છે, એટલુંજ નહિ પણ બ્રહ્મનો આનંદ પોતે વ્યક્ત થઇ આપણને પોતામય બનાવે છે. વિશ્વ પોતાના નિયમની ઇન્દ્રજાળમાંથી જ્યારે અસીમ બ્રહ્મને વ્યક્ત કરે છે ત્યારે અનંતનું આપણને ભાન ન થાય એ સ્વાભાવિક છે, પણ જ્યારે હૃદય, સૌંદર્યની અનંતતાનોજ સ્પર્શ કરે છે ત્યારે તો સમાધાનનો અવકાશ ક્યાંથી હોય ?

પ્રકૃતિ સંન્યાસીને હૃદયને માર્ગે થઇને નાશવંત દ્વારા અવિનાશી પ્રત્યે લઇ ગઇ. "પ્રકૃતિર પ્રતિ શોધમાં" એક બાજુએ સાધારણ વટેમાર્ગુ અને ગામડીયા લોકો પોતાની સાદી નજીવી ઘરગતુ બાબતોમા મન ઘાલી પોતાનો સમય વ્યતિત કરતાં બતાવવામાં આવ્યાં છે; બીજી બાજુએ પોતાની કલ્પનામાં ઉપજાવી કાઢેલા બ્રહ્મની શોધમાં પોતાનું સર્વસ્વ ત્યાગી દેનો સંન્યાસી બતાવવામાં આવ્યો છે. જ્યારે એ બેની વચ્ચે પ્રેમનો પૂલ બંધાયો ત્યારે ત્યાગી અને રાગી, સંન્યાસી અને ગ્રહસ્થ, બન્ને મળ્યાં અને નામરૂપની સીમાની લઘુતા–તુચ્છતા જતી રહી. અસીમનું શૂન્યત્વ અને બ્રહ્મનું મિથ્યાત્વ પણ ઉડી ગયું !

ઉપર જણાવેલા નાટકમાં મારા પોતાના અનુભવની વાત મ્હેં ફેરફાર કરીને મૂકેલી હતી. પ્રકૃતિના સંસર્ગથી તદ્દન વિરકત રહેવાનો મેં પ્રયત્ન કર્યો હતો, પણ તેમાંએ—એકાંતના ઉંડામાં ઉંડા ભોંયરાંમાં પણ જ્ઞાનના અંકુરોએ દાખલ થઇ મને વિશ્વ પ્રત્યે આકર્ષી લીધો. **"પ્રકૃતિર પ્રતિ શોધ" એ મારાં ભવિષ્યનાં કાવ્યોની ભૂમિકારૂપ ગણી શકાય ખરી. ખરૂં જોતાં તો મારી કવિતાનો એજ એક વિષય છે અને એ વિષય એટલે પરિમીતમાં અપરિમીતને પામવાની સાધના—એટલોજ કહી શકાય !** એજ ભાવ પાછળથી લખાયલા એક કાવ્યને મથાળે લગાડવામાં આવ્યો છે.

"વૈરાગ્ય સાધને મુક્તિ સે આમાર નય."

અર્થાત વૈરાગ્ય સાધનની મુક્તિ મારે નથી જોઇતી.

"આલોચના"ના નામ તળે મ્હેં કેટલાક ન્હાના ન્હાના લેખો લખ્યા હતા તેમાં પણ "પ્રકૃતિર પ્રતિ શોધ"ના ભાવનીજ વ્યાખ્યા કરી વિવરણ કર્યું હતું. જેને સીમા છે તે કાંઇ સીમાથી બંધાયલો નથી. તત્વજ્ઞાનના એક વિચાર તરીકે એ વિચાર સત્ય છે કે નહિ અથવા એક કાવ્ય તરીકે "પ્રકૃતિર પ્રતિ શોધ"નું સ્થાન કેવું છે તે હું કહી શકતો નથી, પણ આજ સુધીની મારી બધી રચનામાં આ વિચાર પ્રાધાન્ય પામેલો જોવામાં આવ્યો છે.

કારવારમાંથી પાછા ફરતી વખતે "પ્રકૃતિર પ્રતિ શોધ" માટે કેટલીક કવિતાઓ મેં વહાણમાં લખી હતી. તેમાંની પહેલી કવિતા ડેક ઉપર બેસી ગાતો ગાતો લખતો હતો ત્યારે મને ઘણોજ આનંદ થયો હતો.

"હા દેગો! હા દેગો! નન્દરાની
આમાદેર શ્યામકે છેડે દાઉ
આમરા રાખાલ બાલક ગોષ્ટે યાવ
આમાદેરે શ્યામકે દિયે યાઓ."

"હે જસોદા! અમારો વ્હાલો શ્યામ તું અમને સોંપ; અને અમે અમારી ગાયો જ્યાં ચરાવીયે છીએ ત્યાં એને લઇ જવા દે."

સવારે સૂર્ય ઉગેલો છે, પુષ્પો ખીલી રહ્યાં છે, ગોપબાલકો ગોચરપર જાય છે! એજ સૂર્યોદય, એજ પુષ્પનો બ્હાર અને ગોચરમાં વિહાર એમને શૂન્ય લાગે છે! તેમને તો શ્યામ પોતાની જોડે જોઇએ છીએ! તેઓ સવારના પહોરમાં વહેલા આવ્યા છે, કારણ કે તેઓ અનંતનું દર્શન કરવા માગે છે, એટલુંજ નહિ પરંતુ ગોચરમાં,

નદીના ઘાટ ઉપર, ન્હાની ટેકરીઓપર અસીમ–અનંત–સાથે ક્રીડાનો ખેલનો–આનંદ લેવાને આવ્યા છે! તેનાથી દૂર રહીને નહિ, તેના ઐશ્વર્યની–અગાધ શક્તિની સ્તુતિ કે પ્રશંસા કરવા માટે નહિ, પણ રમવાજ માટે! તેમનાં સાધનો ઘણાંજ સામાન્ય છે, એક સાદું પીળું કપડું અને જંગલનાં ફૂલોની એક સાદી માળા, એટલી બે વસ્તુઓમાં તેમનાં બધાં આભુષણો આવી જાય છે!

જ્યાં ચારે બાજુએ અનંત આનંદના ફૂવારાઓજ ઉડી રહ્યા હોય ત્યાં તેને માટે શોધખોળ કરવા પ્રયત્ન કરવો એ તો આનંદને ખોઇ નાંખવા જેવુંજ અયોગ્ય જણાય.

કારવારથી પાછા ફર્યા પછી મારૂં લગ્ન થયું. તે વખતે મારી ઉમ્મર બાવીશ વર્ષની હતી.

## "છબીઓ ગાન."

એ સમયના કેટલાંક લખાણો "છબીઓ ગાન" એ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. અમે લોઅર સરક્યુલર રોડપર બાગવાળા એક ઘરમાં રહેતા હતા. તેની દક્ષિણ બાજુએ બસ્તી અર્થાત્ ગરીબ લોકોનાં ઝૂંપડાં આવેલાં હતાં. ઘણીવાર હું મારી બારીએ બેસી એ 'બસ્તી'ના ભાગમાં રહેતા લોકોની હીલચાલ જોયા કરતો. તે લોકોને કામ કરતાં, રમતાં, આરામ લેતાં તથા આમતેમ હાલતા ચાલતાં જોવામાં મને ઘણોજ આનંદ થતો હતો. તે બધું જાણે પ્રત્યક્ષ નથી એવું જણાતું.

આ સમયે મારામાં બહુશાલીત્વ આવ્યું હતું. પ્રત્યેક નિરાળા ન્હાનકડા ચિત્રની આસપાસ મારી કલ્પના શક્તિની કોર હું ચીતરતો–તેમાં મારા હૃદયનો આનંદ હું ભરતો. પ્રત્યેક ચિત્ર એ પ્રમાણે પોતાના ભિન્નભાવથી–રંગથી રંગાયલું રહેતું. આ પ્રમાણે પ્રત્યેક ચિત્ર

નિરનિરાળા શબ્દોમાં કાઢવાની મઝા તેને જુદું જુદું ચિતરવાની મઝાની બરોબરજ હતી. કારણ કે એકમાં નેત્ર જુવે છે તે અંતરદ્વારા જોવાની ઇચ્છા અને બીજામાં મન જુવે તે સ્થુલ ચક્ષુદ્વારા પ્રત્યક્ષ કરવાની ઇચ્છા હોય છે. જો હું એક ચિત્રકાર હોત તો તે સમયની બધી મનની સૃષ્ટિ અને દૃશ્યોને રેખા અને રંગમાં ઉતારી–માનસિક ચિત્રોની સ્થુલ પ્રતિકૃતિ ચિત્રનાં રૂપમાં રાખવાને ચૂકત નહિ. પણ તે સાધન મારી પાસે હતું નહિ, મારી પાસે તો ફક્ત કથા અને છંદ હતાં. અને તે સાધનથી પણ હું સીધી લીટી મારતાં હજી શીખ્યો ન હતો; તેમાંએ મારો હાથ બેઠો નહતો. રંગપણ ઘણીવાર જોઇએ તે કરતાં વધારે ઘાડો થઇ જતો હતો! છતાં પણ નવો નિશાળીઓ ચિત્રકાર થવા માટે પડેલાં જેમ રંગની પેટી ઉઘાડી લીટા દોરવામાં મચ્યો રહે છે અને જુદા જુદા પ્રકારનાં ચિત્રો કાઢવાને અધીરો થઈ ઉઠે છે, તેજ પ્રમાણે હું પણ નવયૌવનના રંગ બેરંગી તરંગોનાં ચિત્રો જેમ તેમ કાઢવામાં દિવસો ગાળી નાંખતો. તે ચિત્રો હાલ મારા બાવીસ વર્ષના કાર્ય તરીકે જોવામાં આવે તો તે અસંસ્કૃત ચિત્રલેખન અને ઝાંખા થયલા રંગમાંથી પણ કાંઇક અસ્પષ્ટ છબી જણાઈ આવે!

"પ્રભાત–સંગીત"ની સાથે મારા સાહિત્ય જીવનનું એક પ્રકરણ સમાપ્ત થાય છે. "છબીઓ ગાન"માં તેનો તે વિષય પાછો બીજે રૂપે ચર્ચવામાં આવ્યો છે. તેની શરૂઆતના ઘણાં ખરાં પૃષ્ઠો નિરૂપયોગી છે. કોઇ પણ વસ્તુનો આરંભ કરતાં પહેલાં તેની પ્રસ્તાવના ઘણી થાય છે. જ્યારે કાર્ય શરૂ થાય છે એટલે તે ખરી પડે છે. જો તે બધાં લખાણો ઝાડનાં પાંદડાંઓ હોત તો તેઓ ક્યારનાએ ખરી પડયાં હોત, પણ કમનશીબ પુસ્તકનાં પાનાંઓ તેમની ઉપયોગીતા ન હોવા છતાં ચીકણાશથી વળગી રહે છે! "છબિઓ ગાન" એ તદ્દન

સામાન્ય વસ્તુઓને પણ વિશેષ માનીને જોવાનો પ્રયત્ન છે. જે પ્રમાણે સંગીત સામાન્ય વિષયને પણ ગંભીર બનાવી મૂકે છે, તે પ્રમાણે "છબીઓ ગાન"માં પણ સામાન્ય ઉપલક્ષ્ય લઇને, તેને હૃદયના રંગથી રંગી તેની તુચ્છતા દૂર કરાવવાનો પ્રયત્ન થયો છે. અથવા તો એમ નહિ હોય, જ્યારે હૃદયનો તાર વિશ્વસારંગીના સૂરનો સંવાદિ–સંમત હોય છે ત્યારે વિશ્વસંગીત પોતાના સૂરનું અનુરણન હૃદયના તારમાં પ્રેરે છે, એટલે લેખકનાં ચિત્રરૂપી યંત્રમાં એ અંતરમાં થતાં સંગીતને લીધેજ બાહ્ય પદાર્થો તુચ્છ લાગતા નથી! જ્યાં જ્યાં મારી દૃષ્ટિ પડતી ત્યાં ત્યાં મને મારો સૂર, સંવાદિ સૂરજ જણાતો! બાલક જેમ રેતી, પથરા, છીપાની અથવા તો જે કાંઇ મળી આવે તેનાથી રમતરમી આનંદ પ્રાપ્ત કરે છે કારણ કે તે આનંદ બાલકના પોતાના મનમાં રહેલો છે, તેમ જ્યારે આપણે યુવાવસ્થાની લાગણીઓના પૂરથી છલકાતા હોઇએ છીએ ત્યારે વિશ્વવીણાના તારનો સૂર કોઈ પણ જગોએ ન મળતો હોય એવું તો એક પણ સ્થળ નથી! એટલે જ્યાં નજર પડે ત્યાં તેની અસર જણાઇ આવે છે. તેને માટે દૂર જવાની જરૂર નથી.

## બાલક.

'છબી–ઓ–ગાન' તથા 'કડી–ઓ કોમલ' એ બેની વચમાં 'બાલક' કરીને એક માસિક કાઢવામાં આવ્યું અને તેણે એક વર્ષ પછી પોતાની લીલા સમાપ્ત કરી દીધી!

મારા બીજા ભાઈના પત્નિને બાળકોને માટે એક સચિત્ર માસિક કાઢવાની ઘણી ઉત્કંઠા હતી. તેમની એવી ઇચ્છા હતી કે કુટુંબનાં છોકરાંઓ તેમાં લેખો આપશે, છતાં કેવળ તેમના લેખોથીજ પત્ર ચલાવી શકાશે નહિ એમ તેમને લાગવાથી તેમણે પોતે તેનું મંત્રી-

પદ સ્વીકારી મને તેમાં લેખો આપી મદદ કરવા કહ્યું. 'બાલક'ના એક બે અંકો બ્હાર પડયા હશે એટલામાંજ હું રાજનારાયણ બાબુને દેવધરમાં મળવા ગયો. તેમને ત્યાંથી પાછા ફરતી વખતે ગાડીમાં ભીડ ઘણી હતી, માથા ઉપર ઉઘાડો દીવો આવી રહ્યો હતો, એટલે મને ઉંઘ બીલકુલ આવી નહિ. 'બાલક'ને માટે એકાદ વાર્તા ઘડી કાઢવાનો આ સારો લાગ છે એમ મને લાગ્યું. વાર્તા શોધી કાઢવા માટે મેં ઘણો પ્રયત્ન કર્યો, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. છેવટે નિદ્રાએ આવીને મને ઘેર્યો અને તે ઉંઘમાં મને એક સ્વપ્ન આવ્યું. તેમાં એવું દેખાયું કે જાણે એક ન્હાની છોકરી પોતાના પિતા જોડે મંદિરે દર્શન કરવા જતી હતી. ત્યાં મંદિરના પગથીયાં પર યજ્ઞમાં ચઢાવેલા પશુના લોહીની નિશાનીઓ પડેલી હતી. તે બાલકીએ પોતાના પિતાને અતિકરૂણ સ્વરે પૂછ્યું: "બાપા! આ શું? આ બધું લોહી શેનું?" તેનો પિતા અંતરમાં કરૂણા થવા છતાં બ્હારથી કઠણાશનો ડોળ કરી તેને શાંત કરવા પ્રયત્ન કરતો હતો. જયારે હું જાગ્યો ત્યારે મને લાગ્યું કે મેં શોધવા ધારેલી વાર્તા મને મળી ગઇ છે. આવી રીતે મને સ્વપ્નમાં મળેલી બીજી પણ કેટલીક વાતો અને બીજા લેખો પણ છે. આ સ્વપ્નને આધારે ત્રિપુરારના રાજા ગોવિંદ માણીક્ય-નો ઇતિહાસ વાર્તારૂપે 'રાજર્ષિ' નામના લેખદ્વારા 'બાલક'માં માસે માસે પ્રસિદ્ધ કરવાં આવ્યો.

આ સમયના બધા દિવસો કેવળ ચિંતા રહિત હતા. મ્હારા જીવનમાં મ્હારાં ગદ્યપદ્ય લખાણદ્વારા કાંઇ ખાસ વસ્તુ બ્હાર પડવા માટે પ્રયત્ન કરતી નહોતી. રસ્તે જતાં પથિકોનાં ટોળાંમાં હું જાતે ભળ્યો નહતો; માત્ર રસ્તાની બાજુએ આવેલી મ્હારી બારીએથી જોયાં કરતો હતો. મ્હારા દેખતાં દેખતાંજ ઘણાં માણસો પોતપોતાને કામે ઉતાવળાં ઉતાવળાં જતાં હતાં અને વચમાં વચમાં વસંત, પાનખર

કે શરદ ઋતુ આવીને પોતાની મેળે મ્હારા હૃદયમાં વાસ કરતી. એકલી ઋતુઓજ મ્હારા હૃદયમાં આવી વસતી એટલુંજ નહિ પણ લંગરથી છૂટેલી હોડીઓની પેઠે કેટલાક માણુસો પણ મ્હારી ન્હાનકડી મેડીમાં આવી ચઢતાં. તેમાંના કેટલાક લોકો મ્હારા બીન અનુભવીપણાનો લાભ લઇ યુક્તિ પ્રયુક્તિથી પોતાનો સ્વાર્થ સાધવા ચૂકતા નહિ. મ્હને છેતરવાને એટલી બધી તસ્દી લેવાની કાંઇ જરૂર નહતી. હું તદ્દન સરળ હતો. સારા અને ખરાબ વચ્ચેનો ભેદ હું બરાબર જાણતો નહતો. ઘણીવાર હું એમ ધારતો કે હું કેટલાક ગરીબ વિદ્યાર્થીઓને તેમની નિશાળની ફી આપું છું, પણ પહેલેથી છેલ્લે સુધી તેમને બધી ચોપડીઓજ નકામી હતી, એટલે તેમને મળતી શિષ્યવૃત્તિ પણ કેવળ વધારે પડતીજ હતી !

એકવાર એક લાંબા વાળવાળો યુવક પોતાની એક કાલ્પનીક બ્હેનનો પત્ર મ્હારા ઉપર લઇને આવ્યો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે એ યુવક પોતાની બ્હેનના જેવીજ કાલ્પનીક સાવકી માના જુલમથી પીડાતો હતો. માટે તેને મ્હારા તાબામાં લેવાને વિનતિ કરવામાં આવી હતી. એ બ્હેનનો ભાઇ પોતે કાલ્પનીક નહતો એ વાત તો તદ્દન ઉઘાડીજ હતી. જેમ કોઇ અશક્ત પંખીને મારવાને માટે નિશાનબાજ થવાની જરૂર નથી તેમ મને છેતરવા માટે કાલ્પનીક બ્હેનનો બનાવટી કાગળ લાવવાની જરૂરજ નહતી.

એક બીજો યુવક પણ મારી પાસે આવ્યો અને મને કહેવા લાગ્યો કે "હું બી. એ. ના કલાસમાં અભ્યાસ કરૂં છું, પણ મગજના દર્દને લીધે પરીક્ષામાં બેસી શક્યો નથી." વૈદકશાસ્ત્રમાં પ્રવીણ નહિ હોવાથી એને શી સલાહ આપવી તે હું જાણી શક્યો નહિ. પણ તેણે તો પોતાની વાત આગળ ચલાવી મને જણાવ્યું કે, "તમારી પત્નિ પૂર્વજન્મમાં મારી માતા હતાં એવું મને સ્વપ્ન આવ્યું છે,

અને જો તેમનું પાદોદક હું લઉં તો મને એકદમ બધો વ્યાધિ મટી જાય." તેણે કહ્યું, "આપને કદાચ આ બધી વાતમાં શ્રદ્ધા નહિ બેસતી હોય." મેં જણાવ્યું કે હું માનું છું કે નહિ તે તદ્દન જૂદી વાત છે, પણ જો તમે એમ ધારતા હો કે તમારો વ્યાધિ તેમ કરવાથી મટશે તો મને અડચણ નથી. એમ કહીને મ્હારી પત્નિને પગે સ્પર્શ કરેલું છે એવું કહીને મેં એને જળ આપ્યું. તે પાણી પીને તેણે જણાવ્યું કે, "મને ઘણો આરામ થયો છે." ધીમે ધીમે સ્વાભાવિક ક્રમે તે પ્રવાહી પાણીમાંથી નક્કર ખોરાક પર આવી ચઢયો! પછી તો ધીમે ધીમે તેણે મ્હારી ખોલીના એક છેડામાં પોતાનો હક્ક બેસાડી તેમાં રહેવા માંડયું અને ત્યાં આગળ તમાકુ તથા બીડી પીના મંડળી ભેગી કરવા માંડી! મારે તે ધૂમાડાના ત્રાસથી ગભરાઇને છેવટે, બીજા ઓરડામાં જવું પડતું! મ્હારી એટલી તો ખાત્રીજ થઇ કે એને બીજો કોઇપણ વ્યાધિ હો વા નહિ, પણ એને મગજની નબળાઇ તો જરાયે હતીજ નહિ! આ બનાવ પછી પૂર્વજન્મનાં સંતાનો પર મ્હારો વિશ્વાસ બેસાડવો પણ ઘણો કઠિન થઇ પડયો! વળી આ સંબંધમાં મ્હારી ખ્યાતિ પણ ઘણી સારી રીતે પ્રસરેલી હોવી જોઇએ, કારણ કે થોડાજ સમયમાં મ્હારી પૂર્વજન્મની પુત્રિનો પત્ર આવ્યો! અહિંઆ મેં નિશ્ચયપૂર્વક બેદરકારી બતાવી. ગત જન્મના પુત્ર માટે તો મેં અનેક દુઃખ સહન કર્યાં, પણ ગતજન્મની કન્યા માટે તેવો અનુભવ કરવા મારૂં મન તૈયાર થયું નહિ!

શ્રીશ્ચરણ મજમુદાર સાથે મ્હારી મૈત્રિ આ બધો સમય ગાઢ થતી જતી હતી. દરરોજ સાંજે મજમુદાર અને પ્રિય બાબુ મ્હારી ન્હાની ઓરડીમાં આવતા અને સાહિત્ય તથા સંગીત ઉપર મોડી રાત સુધી અમે વાદવિવાદ કરતા. કેટલીક વખત તો આખો દિવસ અમે એમાં ગાળી નાંખતા. મૂળ વાત તો એ હતી કે માણસ જેને "હું" એવું

કરે છે તે પદાર્થ–વસ્તુ–જ્યાંસુધી પ્રબળ અને પુષ્ટ થઇ હોતી નથી ત્યાંસુધી જીવન, વ્યાઘાતવિના, શરદની વાદળીઓની પેઠે, આનંદમય અને ચિંતારહિત રીતે વહ્યું જાય છે. મ્હારી પણ એજ અવસ્થા હતી !

## બંકિમચંદ્ર.

આ સમયે મારે અને બંકિમચંદ્રને વાતચીતનો પ્રસંગ થયો. એમને પહેલાં મેં ઘણા સમય ઉપર જોયા હતા. કલકત્તા યુનિવર્સીટીના જુના વિદ્યાર્થીઓએ એક યુનિયન કાઢયું હતું અને તેના ચાલક બાબુ ચંદ્રનાથ બસુ હતા. એમને કદાચ એવી આશા હશે કે એકાદ વખતે પણ હું એમની સંમેલ્લન કરનારી સભાનો સભાસદ થઇશ. કોઇપણ કારણને લઇને મ્હને એકવાર તેના સમારંભ વખતે કવિતા વાંચવાનું કહેવામાં આવ્યું. ચંદ્રનાથ બસુ તે સમયે તદ્દન જુવાન હતા. તેમણે કેટલાક જર્મન વીરરસ વાળા કાવ્યોનો તરજુમો કર્યો હતો, તે પણ તેઓ વાંચવાના હતા. તેની આવૃત્તિ તેઓ ઘણીવાર બાગવાળા મ્હારા ઘરમાં કરતા હતા તે હજી મને યાદ છે. એક વીર કવિની કવિતામાં, યોદ્ધાનું તેની ન્હાનકડી તલવાર પ્રત્યે સંબોધન, ચંદ્રનાથ બાબુનું ઘણુંજ માનીતું થઇ પડયું હતું, એ વાત ચંદ્રનાથ બાબુ એક સમયે જુવાન હતા તેની ખાત્રી પૂરે છે.

એ મેલાવડામાં ફરતાં ફરતાં એક વ્યક્તિ તરફ મ્હારી દૃષ્ટિ ગઇ. મ્હને તે બીજા બધાના કરતાં વિશેષતાવાળી લાગી. તે ભવ્ય મૂર્તિ લોકોના ટોળામાં ભૂલાઇ જવાય એવી સામાન્ય નહતી. તે આકૃતિ એવી તો દેદિપ્યમાન અને ભવ્ય હતી કે હું મારૂં કુતૂહલ દબાવી શકયો નહિ. બધા માણસોમાં તે માણસનું નામ જાણવા માટે હું આતુર હતો. જ્યારે મ્હને માલૂમ પડયું કે બંકિમબાબુ તે એજ,

ત્યારે મ્હારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમનાં લખાણ અને તેમનું રૂપ એ બન્ને આ પ્રમાણે વિશેષ હતાં! એ મેળાપ ઘણોજ અદ્‌ભુત લાગ્યો. તેમનું ગરૂડ જેવું તીક્ષ્ણ નાક, તેમના બીડેલા હોઠ તથા તેમની ચપળ દૃષ્ટિ, એ બધા પરથી તેમનામાં અગાધ શક્તિ હતી એમ જણાઇ આવતું હતું. છાતી આગળ બન્ને હાથની અદબવાળીને બધા લોકોથી જુદા હોય તેમ એમની ચાલ ઉપરથી જણાઇ આવતું હતું. તે એક પ્રતિભાશાળી પુરૂષ હતા, એટલુંજ નહિ પરંતુ તેમના લલાટ ઉપર અપૂર્વ રાજતિલક બિરાજતું હતું.

એક ન્હાનો બનાવ હજીપણ મ્હારી સ્મૃતિપર તાજોજ પડી રહેલો છે. આ મેલાવડામાં એક પંડિત પોતાની બનાવેલી સંસ્કૃત કવિતા બંગાળીમાં સમજાવતો હતો. તેમાં એક સ્થળે અશ્લીલ નહિ પણ એવી કેટલીક સૂચના કરવામાં આવેલી હતી. પંડિત મહાશયે તે બંગાલીમાં સમજાવવાની શરૂઆત કરી તેનું સટીક બયાન કરવા માંડયું, એટલામાંજ બંકિમ બાબુ પોતાના હાથવડે મુખ ઢાંકીને ઓરડાની બ્હાર નીકળી ગયા! હું તે વખતે બારણા પાસેજ હતો અને હજી પણ તે પાછી ફરતી કંટાળેલી મુખમુદ્રા મારી નજર આગળ દેખાય છે.

ત્યાર પછી તેમને મળવાની મને ઘણી મરજી થઇ, પણ કાંઇ લાગ મળ્યો નહિ. છેવટે હાવરામાં તેઓ ડેપ્યુટી માજીસ્ટ્રેટ હતા ત્યાં આગળ જઇને મેં તેમની મુલાકાત લેવાની હિમ્મત કરી. અમે મળ્યા, મેં વાતચીત કરવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ જ્યારે ઘેર પાછો ફર્યો ત્યારે મ્હને ઘણીજ શરમ લાગી કે મેં એક ઉદ્ધત જુવાનીયાની પેઠે વગર પરિચયે, વગર બોલાવે, તેમનો સમય રોકયો હતો.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ હું મોટો થયો અને તે સમયના લેખકોમાં સૌથી કનિષ્ટ તરીકે મને સ્થાન પણ મળ્યું. પણ

તે સ્થાન કેવું અને કઇ જગોએ મૂકવાનું હતું તે હજી બરાબર નક્કી થયું નહતું. જે કાંઇ થોડી ઘણી આબરૂ મળી હતી તેમાં ઘણા મતભેદ હતા અને તે ઘણી મહેરબાનીથી મળેલી હોય એમ લાગતું. બંગાળામાં તે સમયે પશ્ચિમના બરોબરીયાનું નામ આપણા લેખકોને આપવાનો રીવાજ હતો. કોઇ બંગાળાનો 'બાયરન' કહેવાતો, ત્યારે બીજો 'ઇમર્સન' કહેવાતો. મને કેટલાકે "શેલી" કહેવાનું શરૂ કર્યું હતું. પણ તે મત શેલીને અપમાનકારક હોઇ મારે માટે તો કેવળ ઉપહાસ સ્વરૂપ હતો.

પરંતુ મારૂં સર્વમાન્ય નામ તો 'કાલો–કવિ' હતું. મ્હારી શક્તિ થોડી હતી, જીવન વિશેનું મારૂં જ્ઞાન ઘણુંજ ઓછું હતું. મ્હારાં ગદ્ય અને પદ્યમાં વસ્તુનાં કરતાં લાગણી વધારે હતી, એટલે કોઇપણ માણુસ પોતાનો વિશ્વાસ કે પ્રશંસા દર્શાવી શકે એવું મ્હારા લખાણોમાં કાંઇજ હતું નહિ. મ્હારા વેશ અને વ્યવહારમાં પણ અર્ધસ્ફૂટતા જણાઇ આવતી હતી. મ્હારા વાળ લાંબા લાંબા હતા અને મ્હારી રીતભાતમાં કવિત્વની રોનક જોઇએ તે કરતાં વધારે હતી. ટુંકામાં હું વિચિત્ર હતો અને હરરોજના જીવનમાં સાધારણ માણુસ તરીકે રહી શકતો નહિ.

બાબુ અક્ષય સરકાર 'નવજીવન' નામે માસિક બ્હાર પાડતા હતા તેમાં હું કોઇ કોઇવાર લેખ આપતો. બંકિમબાબુએ 'બંગદર્શન' બંધ પાડી 'પ્રચાર' નામે ધાર્મિક વાદવિવાદ માટે એક નવું માસિક કાઢયું હતું તેમાં પણ હું કોઇ કોઇવાર કવિતાઓ લખતો અથવા વૈષ્ણુવ ભજનોની કદર લખતો. હવે મ્હારે બંકિમબાબુને ઘણીવાર મળવાનું થતું હતું, તેઓ ભવાની દત્ત સ્ટ્રીટમાં તે વખતે રહેતા હતા. હું ઘણીવાર તેમની પાસે જતો હતો પણ અમારે વધારે વાતચીત થતી નહિ. તે વખતે મ્હારી ઉમ્મર સાંભળવા જેવી હતી, વાતચીત કરવા જેવી કે બોલવા જેવી ન હતી. અમે કોઇપણ વિષય ઉપર

વાદવિવાદમાં ઉતરી પડીએ એવી મ્હારી તો ઘણીએ ઇચ્છા હતી, પણ વાતચીત કરવાની શક્તિ કરતાં મ્હારો પોતાના ઉપર અણવિશ્વાસ વધારે પ્રબલ હતો. કોઇવાર બંકિમચંદ્રના ભાઈ સંજીવ બાબુ તકીયો લઇ આરામ લેતા પડયા હોય તેમને જોઇને મને ઘણોજ આનંદ થતો, કારણ કે તે એક આનંદી અને હસમુખા માણસ હતા. તેમની સાથે વાત કરવામાં ઘણો આનંદ થતો હતો અને તેમની વાત સાંભળવી એ પણ એક આનંદજ હતો. જે લોકોએ એમનાં ગદ્યાત્મક લખાણો વાંચેલાં છે તેમને તે બધાં લખાણો આનંદી વાર્તાલાપની પેઠે કેવાં સહેલાઇથી વણાં જાય છે તે ધ્યાનમાં આવ્યા સિવાય નહિજ રહ્યું હોય ! વાર્તાલાપ કરવાની શક્તિ ઘણાં માણસોમાં કુદરતી રીતની હોતી નથી અને તે શક્તિને લખાણમાં ઉતારવાનો હુન્નર તો તેથી પણ થોડાં માણસોને સાધ્ય હોય છે.

શશધર પંડિત લોકોમાં વધારે આગળ પડતા કલકત્તામાં થયા તે પણ આજ સમયે. મેં એમના વિશે બંકિમબાબુ પાસેથી સાંભળ્યું અને હું ધારૂં છું કે તેમને પ્રખ્યાત કરી લોકોમાં આગળ પડતા કરવામાં બંકિમબાબુએ ભાગ લીધો હતો. પાશ્ચાત્ય વિજ્ઞાનની મદદ લઇને આપણાં ધર્મના જુના મતોનું સમર્થન કરવાનો પવન આ સમયે સઘળે સ્થળે વાતો હતો. થોડાજ સમય પૂર્વે "થીઓસોફી"એ તેની ભૂમિકા તૈયાર કરી હતી. બંકિમબાબુ કોઇપણ સમયે થીઓસોફીના મતને સંપૂર્ણ મળતા થયા હોય એવું બન્યું નથી. 'પ્રચાર'માં આવતા હિન્દુ-ધર્મના વિવરણ ઉપર શશધર પંડિતનો છાપો જરાપણ પડે તેમ હતુંજ નહિ, કારણ કે તેમ થવું અશક્ય હતું !

આ સમયે હું મ્હારા એકાંત ખૂણામાંથી હમણાંજ બ્હાર આવવા લાગ્યો હતો. તે વાત તે વખતના વાદવિવાદ સંબંધે આવેલા મ્હારા લેખો પરથી જણાશે. તે લખાણોમાં કેટલીક વક્રોક્તિ, કેટલાંક

હાસ્યજનક નાટકો અને બાકીના ન્યુસપેપરો પર કાગળ, વગેરે જુદે જુદે રૂપે મ્હારા વિચારો બ્હાર પાડવામાં આવ્યા હતા. ઉપર જણાવ્યા પ્રમાણે કેવળ ભાવમય-લાગણીમય જીવનનો ત્યાગ કરી હું મેદાનમાં ઉતરી પડયો અને તાલ ઠોકી મલ્લયુદ્ધ માટે ઉભો રહ્યો.

એ યુદ્ધની ઝપાઝપીમાં બંકીમબાબુ જોડે પણ વાદવિવાદ થવાનો પ્રસંગ આવી ગયો. એ તકરારનો ઇતિહાસ તે સમયના 'પ્રચાર' અને 'ભારતી'માં આવેલો છે અને તેની અહિં પુનરોક્તિ કરવાની જરૂર નથી. જ્યારે અમારો વાદવિવાદ પૂરો થયો ત્યારે બંકીમ બાબુએ મને એક પત્ર લખ્યો, પણ દુર્ભાગ્યે તે કાગળ ખોવાઇ ગયો છે. જો તે મ્હારી પાસે હોત તો વાંચક વર્ગને હું બતાવી શકત કે બંકિમબાબુએ તે તકરારમાંથી ઝેરનો ડંખ કેવી ઉદારતાથી કાઢી નાંખ્યો હતો!

## આગબોટનું (Hulk) ખોલ-ખોખું.

એકાદ પેપરમાં જાહેરખબર વાંચી મ્હારા ભાઇ જ્યોતિન્દ્ર લલચાઇને બપોરે એક લીલામમાં ગયા. ત્યાંથી પાછા ઘેર આવી અમને જણાવ્યું કે "સાત હજાર રૂપિયામાં એક આગબોટનું ખોખું મેં વેચાતુ રાખ્યું છે અને તેને સારી તૈયાર આગબોટ બનાવવા માટે ફક્ત એક ઇન્જીન અને થોડી ઓરડીઓ બાંધવાનીજ જરૂર છે."

"આપણા બધા દેશીભાઇઓની જીભ અને કલમ ચાલે અને એક આગબોટની કંપની ચાલે નહિ એ કેટલી બધી શરમ ભરેલી વાત કહેવાય?" એવું જ્યોતિન્દ્રને લાગ્યું હશે. ઉપર જણાવી ગયો છું કે પ્રથમ એમણે દેશને માટે દીવાસળીઓ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો, પણ ગમે તેટલી ઘસવા છતાં તે કદી ચેતાવી શકાતી નહિ! વળી તેમણે હાથ વણાટ કામ કરનારા આપણા દેશી સંચાઓને પણ કામે લગાડયા હતા, પણ બધી મહેનતને અંતે છેવટે એક ગામડી ટુવાલ

નીકળ્યો ! ત્યાર પછી તે વણાટ કરનારી લૂમ બંધ પડી. હવે તેણે દેશી આગબોટ ચલાવવા એક જૂનું આગબોટનું ખોખું લીધું, અને થોડા સમયમાં તે આગબોટ એન્જીન અને ઓરડીઓથી ભરાઇ, એટલુંજ નહિ પણ નુકશાન અને ખોટથી પણ ભરાવાની હતી !

એ આગબોટ ચલાવવાના પ્રયત્નની બધી મહેનત અને નુકશાન જ્યોતિન્દ્રભાઇ ઉપર આવી પડયાં, પણ અનુભવનો ફાયદો આખા દેશને માટે રહ્યો. આવા અવિચારી અને વેપારી બુદ્ધિની આંટ કે ગ્રીણવટ વગરના માણસો દેશના બજારોમાં ખળભળાટ મચાવેલો રાખે છે. એવા બેહિસાબી અને અવ્યવહારી લોકોનાં કાર્યથી વેપારની ભરતી જેટલી ઝડપથી ચઢે છે તેટલી ઝડપથી ઉતરી જાય છે ખરી, પણ તેની પાછળ રસાળ કાંપ મૂકતી જાય છે. જ્યારે પાક લણવાનો વખત આવે છે ત્યારે આવા પ્રથમ આદિ નેતાઓની સ્મૃતિ સંભારી કોઇ તેમને પૂજતા નથી, પણ જે લોકો જીવતાં જાગતાં પોતાનું સર્વસ્વ ખોવાની દરકાર કરતા નથી તે લોકો મૂવા પછી લોકોની સ્મૃતિમાં નહિ રહેવાનો તોટો ખમવાને સ્વાભાવિક રીતેજ તૈયાર હોય છે.

એક બાજુએ યુરોપીયનોની ફ્લોટીલા કંપની હતી; બીજી બાજુએ મ્હારા ભાઇ જ્યોતિન્દ્ર એકલા. બન્ને આગબોટની વચ્ચે કેવું ભયાનક નૌકા યુદ્ધ થયું તે હજી પણ ખુલના અને બારીસાલના લોકોને યાદ હશે ! સ્પર્ધાના જુસ્સામાં આગબોટ પર આગબોટ વેચાતી લેવામાં આવી અને નુકશાનમાં નુકશાન ઉમેરાતું ગયું ! આવક તો એટલી ઓછી થઇ ગઇ કે ઉતારૂઓને જવા માટે આપવાની ટીકીટો પણ છાપવાની અગત્ય લાગી નહિ ! ખુલના અને બારીસાલના નૌકા વ્યવહારમાં તો સત્યયુગ આવી ગયો ! ઉતારૂ મુસાફરોને મફત લઇ જવામાં આવતા હતા, એટલુંજ નહિ પણ તેમને મફત નાસ્તો પણ કરાવવામાં આવતો ! પછી સ્વયંસેવકોનું એક મંડળ બંધાયું અને તેઓ પોતાના

હાથમાં વાવટા લઇ સ્વદેશાભિમાનના સંગીત સાથે ઉતારૂઓને દેશી આગબોટપર લઇ જતા ! બસ, ઉતારૂઓ શિવાય બીજી બધી બાબતોમાં ખોટ જણાવા લાગી !

ગણિત શાસ્ત્રને સ્વદેશી જુસ્સાની કાંઇપણ અસર થઇ નહિ અને સ્વદેશી કીર્તનના લય સાથે ઉત્સાહ વધતો ગયો તેમ તેમ ખોટની બાજુએ તો ત્રણ ગુણ્યા ત્રણ–હમેશાં નવ થતાજ ચાલ્યા !

વ્યવહારૂ જ્ઞાનની ખામીવાળા માણસમાં કમીનશીબે એક ખોડ એ હોય છે કે તેઓ પોતે એક ઉઘાડી ચોપડીના જેવા ખુલ્લા અને ભોળા હોય છે. તેઓ બીજા લોકોની ચાલચલગત બરાબર પારખી શકતા નથી–માણસની જાણ તેમને હોતી નથી. આ ભુલ શોધી કાઢવામાં તેમની આખી જીંદગી ચાલી જાય છે, અને તેમનાં બધાં સાધનો ખર્ચાઇ જાય છે, એટલે અનુભવથી નવો પાઠ શીખવાની તક એમને પોતાને મળતી નથી. ઉતારૂઓને મફત નાસ્તો મળતો હતો ત્યારે બોટપરનાં નોકરો કાંઇ ભૂખે મરતા નહતા ! સૌથી વધારે ફાયદો તો મ્હારા ભાઇ જ્યોતિન્દ્રનેજ થયો, કારણ કે એમણે પોતાના સર્વસ્વ નાશનો સ્વીકાર કર્યો !

રોજ યુદ્ધના મેદાન ઉપરથી આવતી જય કે પરાજયની ખબરો અમને ઘણીજ ઉશ્કેરાયલી સ્થિતિમાં રાખતી. છેવટ એક દિવસ ખબર આવી કે "સ્વદેશી" બોટ હાઉરા પૂલ આગળ ડૂબી ગઇ છે ! આ છેવટના નુકશાનથી મ્હારા ભાઇનાં બધાં સાધનો ખુટી ગયાં અને વેપાર બંધ પાડયા શિવાય બીજો કોઇપણ ઇલાજ ન રહ્યો !

## મૃત્યુ શોક.

એટલામાં મૃત્યુએ મારા કુટુંબમાં દેખા દીધી. આ સમય પહેલાં મૃત્યુને મ્હેં સામે મ્હોડે કદીપણ જોયું નહતું. જ્યારે મારી માતા ગુજરી

ગઇ ત્યારે હું છેક બાળક હતો. તેણી ઘણો વખત માંદી રહી હતી, અને તેની માંદગી ગંભીર ક્યારે થઇ તેની પણ મને ખબર નહતી. બધો સમય તેણી અમારી સાથે એકજ ઓરડામાં પણ અમારાથી જૂદી પથારીમાં સૂતી હતી. પછી માંદગીમાં તેણીને હોડીમાં બેસાડી ફરવા લઇ જવામાં આવી હતી અને ત્યાંથી પાછી લાવ્યા પછી અંતઃપુરનો ત્રીજો માલ તેણીને માટે ખાસ જૂદો કાઢવામાં આવ્યો.

જે રાત્રિએ મારી માતા દેવલોક પામી તે વખતે અમે બધાં અમારા ઓરડામાં ઘસઘસાટ ઉંઘતાં હતાં! કોણ જાણે રાત્રિના કેટલાએ વાગે અમારી દાસી દોડતી અને રડતી કકળતી અમારા ઓરડામાં આવી "ઓ મારા છેઃકરાંઓ! તમારૂં સર્વસ્વ લૂંટાઇ ગયું!" એમ બોલી. મારી ભાભીએ તેણીને ધમકાવી પાછી કાઢી, અને મધ્યરાત્રિએ તે દુઃખદાયક સમાચાર નહિ જણાવવા કહ્યું. તેણીના રૂદનથી હું અર્ધ જાગૃત થયો હતો અને મારૂં હૃદય ઉંડૂં ઉતરી ગયું. પણ શું બન્યું તે હું બરાબર જાણી શકયો નહતો. સવારે જ્યારે અમારી માતાના મૃત્યુના સમાચાર અમને મળ્યા ત્યારે પણ અમને શું અને કેટલું નુકશાન થયું હતું, તે હું પૂરેપૂરૂં જાણી શકયો નહિ.

અમે ઓટલા ઉપર આવ્યા ત્યારે બ્હારના વાડામાં એક ખાટલા ઉપર મારી માતાનું શબ પડયું હતું. તેના શરીર ઉપર મૃત્યુ ભયંકર હોવાનું એક પણ ચિન્હ હતું નહિ. તે સુંદર પ્રભાતે મૃત્યુનો દેખાવ શાંત નિદ્રાના જેવો સુંદર હતો અને જીવન તથા તેના અભાવ વચ્ચે રહેલો ગંભીર ભેદ મને બરાબર સમજાયો નહિ.

જ્યારે અમારા ઘરના મુખ્ય દરવાજામાં થઇને તેણીનું શબ બ્હાર લઇ જવામાં આવ્યું અને અમે તેની પાછળ સ્મશાનમાં ગયા ત્યારે મ્હારા હૃદયમાં શોકાગ્નિ પ્રજ્વલીત થયો અને મને લાગી આવ્યું કે ફરીને આ દરવાજામાંથી આવીને માતા કુટુંબમાં પોતાનું

સ્થાન લેશે નહિ. દિવસ એમ ને એમ વીતી ગયો અને અમે અમારી ગલીમાં વળ્યા ત્યારે મેં મારા પિતાના ઓરડા તરફ જોયું ત્યારે તે તો હજી ત્રીજે માળે ઓટલાની સામે પ્રાર્થના કરતા હાલ્યા ચાલ્યા વગર જ બેઠા હતા.

આખા ગૃહમાં બધાંથી ન્હાની વહુ હતી તેણીએ બધાં નહાનાં-મા વગરના બાળકોની સંભાળ પોતાને માથે લીધી. તેણી પોતે અમારૂં ખાવા પીવાનું સંભાળતી તથા પહેરવા ઓઢવાની પણ દરકાર રાખતી. આખો દિવસ અમને પાસેને પાસે રાખતી કે જેથી અમે બહુ સો'રાઇએ નહિ. રૂઝાય નહિ એવા ઘાને રૂઝાવવો એ જીવનનો એક ગુણ છે અને અનિવાર્ય સ્થિતિની વિસ્મૃતિ કરાવવી એ તેનો બીજો ગુણ છે. બાલપણમાં તો આ શક્તિ ઘણીજ મજબૂત હોય છે, એટલે કોઇ પણ ઘા બહુ ઉંડો જતોજ નથી, તથા કોઇ પણ ઘાની નિશાની હમેશને માટે રહેતી નથી. આ પ્રમાણે મૃત્યુનો પહેલો પડછાયો અમારા ઉપર પડયો ખરો, પણ તેનો અંધકાર રહ્યો નહિ. તે તો માત્ર છાયાની પેઠે હલકેથીજ ઉડી ગયો.

મ્હોટા થયા પછી એક ગાંડા માણસની પેઠે જ્યારે હું ભમતો હતો ત્યારે પ્રથમ-વસંતના આરંભમાં અર્ધ પ્રફૂલ્લ પુષ્પોનો ખોબો ભરીને મારા મલમલના રૂમાલમાં ભરીને તે રૂમાલ મારા લલાટપર ધીમેથી મારતો, તે સમયે અણિયાળી સુંવાળી કળીઓના સ્પર્શથી મને મારી માતાના સ્પર્શ સાંભરતો ! રોજ પ્રભાતે-Jasmine-પુષ્પોની કળીઓની પવિત્રતા દ્વારા તે સુંદર આંગળાંઓની કોમળતા પ્રકટ થાય છે, અને આપણને ખબર હોય કે ન હોય તોપણ એ કોમળતા આખા જગતમાં અઢળક પ્રમાણમાં હોય છેજ !

ચોવીસ વર્ષની ઉમ્મરે મેં મૃત્યુ જોડે જે ઓળખાણ કર્યું તે હમેશને માટેજ થયું ! અને તે ઘામાં એક પછી એક એમ

મૃત્યુનો ઉમેરો થવાથી વધારેજ થતો ગયો છે! જાણે આંસુઓની માળામાં અશ્રુબિંદુ રૂપી મોતીઓજ ના પરોવ્યાં હોય? બાલ્યાવસ્થાની સ્થિતિ સ્થાપકતાને લીધે તથા ખેલાડીપણાને લીધે મ્હોટાં મ્હોટાં દુઃખોમાંથી પણ કુદકો મારી નીકળી જઇ શકાય છે, પણ ઉમ્મર પછી એ દુઃખ ઉઠાવવું સહેલું નથી. તે દિવસનો ઘા મારે એકલાનેજ ઝીલવો પડયો હતો.

પણ જગતમાં અસ્ખલીત વહેતી સુખ દુઃખની ઘટમાળમાં કોઇ પણ સાંકળી ન હોય અથવા ભંગાણ પડેલું હોય, તે શકય છે, એ વાતનો મને બીલકુલ ખ્યાલ નહતો, અને આ જીવનની પેલી પાર હું જોઇ શકયો નહિ. આ જીવન એજ સર્વસ્વ તરીકે મેં માની લીધું હતું. જ્યારે મૃત્યુએ આવીને એક અખંડ લૂગડામાં મ્હોટો ચીરો કરી મૂકયો ત્યારે હું તો તદ્દન દિગ્મૂઢ બની ગયો! અમારી આસપાસ વૃક્ષો, પૃથ્વી, પાણી, સૂર્ય, ચંદ્ર, તારાઓ વગેરે સઘળા પૂર્વવત્–પહેલાંનાં જેવાંજ અચલ–જેવાંને તેવાજ રહ્યા, છતાં જે માણસ તેમની પેઠેજ હાજર હતો અને મારે માટે તો એ બધા બાહ્ય પદાર્થો કરતાં પણ વધારે ખાત્રીથી હાજર હતો, તે હાજર નથી! હું ચારે બાજુએ નજર નાંખતો ત્યારે મને કેવો ગુંચવણભર્યો આત્મ–વિરોધ જણાતો હતો? જે રહ્યું તેની સાથે જે ગયું તેનો મેળ શી રીતે મેળવવો?

આ ચીરામાંથી જે ભયંકર અંધકાર મારા જોવામાં આવ્યો તેનાથી હું વધારે ને વધારે આકર્ષાયો. હું જ્યારે ને ત્યારે–વારેવારે તેજ સ્થળે પાછો જઈ જોયાં જ કરતો. મારા મનમાં વિચારો પણ કરતો. જે ગયું તેની જગોએ શું આવ્યું છે, તેનું સ્થાન બીજા કોણે લીધું છે, તે પર નજર રાખતો. શૂન્યતામાં માણસ કોઇ દિવસ પોતાનો વિશ્વાસ મૂકી શકતો નથી. જે અસ્તિત્વમાં નથી તે સત્યજ નથી અને જે અસત્ય છે તે છેજ નહિ; એટલે જ્યાં કોઇપણ ન

જણાય ત્યાં આગળ કાંઇ પણ શોધી કાઢવાને આપણા પ્રયત્નો સતત ચાલુજ રહે છે.

**જેવી રીતે અંધકારથી વીંટાયલો એક ન્હાનકડો છોડ પોતે તેજ તરફ વળવાને એક પગે થઈ રહે છે તેવીજ રીતે મૃત્યુ આત્માની આસપાસ–નાસ્તિ–નકારવાચકપણાનું-જ અંધારૂં ફેલાવે છે, ત્યારે આત્મા પ્રકાશ રૂપી હકાર–અસ્તિ–ના પ્રકાશમાં જવાને વધારે ને વધારે પ્રયત્ન કરે છે.** અંધકારમાંથી પ્રકાશ તરફ જવાનો માર્ગ અંધકારને લીધેજ ન સૂઝે, એનાં કરતા વધારે ખેદજનક સ્થિતિ બીજી કઇ હોઇ શકે ?

અતિ અસહ્ય દુઃખની લાગણીમાં પણ મારા હૃદયમાં આનંદના ચમકારા ઝબકી ઉઠતા. તેમને જોઇને મને આશ્ચર્ય લાગતું. જીવન એક સ્થિર વસ્તુ નથી, એ દુઃખદાયક સત્યને લીધેજ મારૂં દુઃખ મને ઓછું સાલવા માંડયું, કારણ કે જેવી રીતે મૃત્યુને લીધે મને દુઃખ થયું તેવીજ રીતે એ દુઃખમાંથી સુખ થાય એ પણ સ્વાભાવિક હતું. આનંદના પૂરમાં મને જે વિચાર સૌથી વધારે ઉપર આવતો તે એ હતો કે જીવનની મજબુત ભીંતમાં આપણે કાંઇ હમેશના કેદી તરીકે પૂરાયા નથી. મેં આટલો સમય જે વસ્તુ મારી જાણી પકડી રાખી હતી, જેને હું મારી સાથે વળગાડીને રાખતો હતો, તે મારી પાસેથી ઝૂંટાવી લેવામાં આવી હતી, એ વિચારથી મને તે ખામીનું મ્હોટું દુઃખ થતું હતું. પણ મને સ્વતંત્રતા કેટલી બધી મળી તે દૃષ્ટિથી એ તરફ મેં જોયું ત્યારે મને શાંતિ થઇ ! સાંસારિક–વ્યાવહારિક–જીવનનો વિપુલ–સર્વવ્યાપી ભાર, જીવન મૃત્યુનો મેળ એની મેળે–સહજ રીતે મેળવી દે છે, અને તેથીજ આપણે મૃત્યુના ભારથી કે જીવનના ભારથી કચરાઇ જતા નથી, અને જીવન શક્તિના અપ્રતિહત બળનો આઘાત માણસને પોતાને એકલે હાથે વહન કરવો પડતો નથી, એ

આશ્ચર્યકારક સત્ય મને એકજ ક્ષણમાં તે દિવસે જણાઇ આવ્યું.

જગતના આકર્ષણની દોરી કાંઇક ઢીલી થતાં કુદરતના સૌંદર્યમાં મને ઓર ખુબી જણાવા લાગી! કેટલાક દિવસમાં જીવન તરફ મારી અંધ આસક્તિ એકદમ ઉડીજ ગઇ! મૃત્યુને લીધે મને જગત પ્રત્યે જોવા માટે ખરી, પ્રમાણસર અને સત્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી કે જેને લીધે જગતનું સૌંદર્ય મને જણાઇ આવે. જ્યારે વિશ્વની છબી મેં મૃત્યુના પડદાપર જોઈ ત્યારે મને લાગ્યું કે તે અતિ મનોહર છે. હું પણ તે જોતાં મુગ્ધ થઈ એકતાર થઈ ગયો.

આ વખતે મારા આચાર અને વિચારમાં પાછી વિચિત્રતા જણાવા લાગી હતી. પ્રચલીત રૂઢિ રિવાજ જાણે તદ્દન ગંભીર અને સત્ય વસ્તુ હોય નહિ તેમ માની તેને તાબે થવું મને એટલું તો અતડું લાગતું કે ઘણીવાર મને હસવાનું મન થઇ જતું. હું તો એ બધાને ગંભીર કે સત્ય લેખી શકતોજ નહિ. બીજા લોકો મારે વિશે શું ધારશે એ વિચારનો ભારજ મારા મનમાંથી હલકો થઇ ગયો હતો. હું ભપકાબંધ અને નવીન રોપવાળી પુસ્તકની દુકાનમાં ફક્ત એક જાડું કપડું પહેરીને પગમાં માત્ર સ્લીપર પહેરીને ઘણીએ વાર પુસ્તક લેવા જતો. ઉન્હાળો, શિયાળો કે ચોમાસું, બારે માસ હું ત્રીજે માળે અગાશીમાં ઉઘાડો સૂઇ જતો. ત્યાં આગળ હું અને તારાઓ એક બીજા તરફ નજર માંડી શકતા હતા અને પ્રભાત દેવીને અભિનંદન આપતાં જરાએ સમય જતો રહેતો નહિ.

ઉપર જણાવી તે લાગણીને ત્યાગની ભાવના સાથે કાંઇ સંબંધ નહતો. જીવન, નેતરવાળા મહેતાજીની પેઠે, કરડી વસ્તુ નથી એ સત્ય મને જડયું હતું તેનું પરિણામ એ વર્તન હતું. પાઠશાળાના નજીવા નિયમોથી અને વ્યવહારની રૂઢિ વગેરેથી હું છૂટી શકયો હતો.

ધારો કે એકાદ દિવસ પ્રભાતમાં ઉઠતાં આપણને ગુરૂત્વાકર્ષણનું બળ ઘણુંજ ઓછું થઇ ગયલું જણાય તો આપણે રસ્તા ઉપર ધીમે ધીમે ચાલીએ ખરા કે ? વિશાળ મેડીવાળાં મકાનો ઉપર હવાફેર કરવા માટે આપણે નહિ માગીએ શું ? અને એકાદ કીર્ત્તિ સ્તંભની નજીક આવતાં તે કુદી જવાને બદલે શું આપણે તેની આસપાસ ગોળ ચક્કરમાં જવાનું પસંદ કરીશું ખરા કે ? સંસારના જીવનનો ભાર મારા પરથી દૂર થયલો હોવાને લીધે હું લોકોમાં પ્રચલીત નિયમોને વળગી રહી શક્યો નહિ.

રાત્રિનાં અંધકારમાં અગાશીમાં સૂતા સૂતા હું એક આંધળા માણસની પેઠે મૃત્યુના કાળા પથ્થરના દરવાજાના દ્વાર પર કાંઇ ચિત્ર-નિશાની કે કળ જડે તો તે શોધવા હું હાથ ફંફોસતો આખી રાત્રિ ગાળી નાંખતો. જ્યારે સવારના પહોરમાં મારી ખુલ્લી પથારી પર તેજ પડતું હોય ત્યારે મને જણાતું કે મારી આસપાસ આવેલું અંધકારનું આવરણ સ્પષ્ટ થતું જાય છે. ધુમસ ઉડી જતાં જેમ ટેકરા ટેકરીઓ, વૃક્ષો, નદીનાં ઝરણો, જંગલો વગેરે સ્પષ્ટ માલુમ પડી નજરે તરી આવે છે, તેજ પ્રમાણે ઝાકળથી-મૃત્યુના વિચારરૂપી ઝાકળથી ધોવાયલું પુનિત થયલું-વિશ્વચિત્ર પણ મને જણાવા લાગ્યું. તે તાજું થયલું જણાવા લાગ્યું. સુંદર ભાસવા લાગ્યું.

## વર્ષા અને શરદ.

હિંદુ પંચાંગ પ્રમાણે દરેક વર્ષમાં એક ગ્રહનું બળ વધારે હોય છે. તે પ્રમાણે જીવનમાં પણ દરેક રૂતુ અમુક એક સમયમાં ખાસ અગત્યતા વાળી લાગે છે. જ્યારે મારી બાલ્યાવસ્થા તરફ નજર

નાંખું છું ત્યારે મને વરસાદના દિવસો ઘણાં સાંભરે છે. પવનથી ફેંકાતી વરસાદની છાંટો આવીને અમારો ઓટલો પલાળી મૂક્યો છે, ઘરમાં દાખલ થવાના ઓરડાઓના હારબંધ આવી રહેલાં બારણાંઓ બધાં બંધ છે, વરસાદથી ભીંજાયલી ઘરની ઘરડી ચાકરડી પીયારી બજારમાંથી શાકની ટોપલીમાં શાક ભરીને આવે છે, અને હું કાંઇ પણ કારણ વગર આનંદના ઉમળકાભેર ઓટલાપર દોડાદોડ કરી મૂકું છું!

વળી નીચે લખેલી બીના પણ મને યાદ આવે છે; હું નિશાળે ગયો છું, સાદડીના પડદા બાંધી થાંભલાઓની હાર વચ્ચે અમારો વર્ગ ભણવા બેઠો છે, બપોરના વાદળાં પર વાદળાં ચઢી આવી ઢગલાબંધ આકાશને છાઇ લે છે, જોતજોતામાં તો વરસાદની ઝડીઓ પડવા માંડે છે, વચમાં વચમાં વરસાદનો ઘુઘવાટ ઉંડો અને ગંભીર સંભળાય છે, કોઇ ગાંડી સ્ત્રી પોતાના વિજળી-વિદ્યુતરૂપી નખોથી આકાશને એક છેડાથી બીજા છેડા સુધી સોરી નાંખે છે, અમારી સાદડીની ભીંત પવનના સુસવાટમાં હાલી રહી છે, અંધારૂં ઘોર થઇ જવાને લીધે અમારાથી પરાણે વાંચી શકાય છે, પંડિત અમને અમારાં પુસ્તકો બંધ કરવાજ રજા આપે છે, કડાકા અને ઘુંઘવાટા કરવાનું કામ વાદળાંઓને સોંપીને અમે અમારા પગ હલાવતા રહીએ છીએ અને મારૂં મન વાર્તામાં આવતો રાજાનો પાટવી કુંવર અગાધ જંગલમાં થઇને મુસાફરી કરે છે તેના તરફ સીધું દોડી જાય છે!

વળી શ્રાવણ મહિનાની રાત્રિઓની ગંભીરતા પણ મને યાદ આવે છે. વરસાદના ઝરમર ઝરમર પડતાં ટીપાંઓ રાત્રિએ મારી નિદ્રાભંગના વખતમાં આવી જતાં અને ગાઢ નિદ્રા આવવાથી જેટલો આરામ મળે તેના કરતાં પણ વધારે આનંદ અને આરામ લીધાની લાગણી એ વરસાદના ટીપાંઓ ટપટપ પડતાં સાંભળીને મને થઇ આવતી. રાત્રે જાગૃત અવસ્થામાં હું ઇશ્વરની પ્રાર્થના કરતો કે જ્યારે

સવારમાં હું ઉઠું ત્યારે પણ આરોજ વરસાદ આવ્યા કરજો, અમારી ગલી પાણીથી ભરપૂર થઇ જજો અને ન્હાવાનું તળાવ છેક છેલ્લા પગથીયાં સુધી ટકોટંક ભરેલું થજો!

ઉપર જે ઉમ્મર વિશે હું કહી ગયો તે ઉમ્મરે તો શરદ ઋતુ સૌથી વધારે પ્રિય હોય છે. એમાં જરા પણ સંશય નથી. શરદનું જીવન આસો મહિનાની સ્વચ્છ પારદર્શક નવરાશમાં મળી જાય છે. શરદ્ ઋતુની પીગાળેલા સુવર્ણના જેવી પ્રભાતનું પ્રતિબિંબ બ્હાર આવેલા ઝાકળવાળા લીલાછમ પદાર્થોપર પડતું હોય ત્યારે ઓટલા પર આંટા મારતો હું જોગીયા રાગમાં કવિતા બનાવતો હતોઃ—

"આજી શરત તપને પ્રભાત સ્વપ્ને,
કિ જાનિ પરાન કિયે ચાય?"

"આજે શરદ્‌ના પ્રભાત તેજમાં મારૂં મન શું ઇચ્છા કરે છે તે હું જાણતો નથી."

શરદનો દિવસ વહી જાય છે. દરવાજા આગળના ચોકીનો ઘંટ બાર ટકોરા ગણે છે. મારૂં મન સંગીતથી ભરેલું છે છતાં પણ કાંઇ કામ કે કર્તવ્યની વૃત્તિ ઉત્પન્ન થતી નથી. હું કવિતા લખું છુંઃ—

"હેલા ફેલા સારા વેલા
એ કિ ખેલા આપન મને?"

"આખો વખત આળસુ રહેવાની આ શી રમત માંડી છે?"

મને યાદ છે કે બપોરે જમીને હું ધોળા બિછાના પર પડ્યો પડ્યો ચિત્ર કાઢતો. કાંઇ ચિત્રકળાની ખાસ ભક્તિને લીધે નહિ પરંતુ ચિત્ર કાઢવાની ઇચ્છા રૂપી એક રમકડું રમવાની ખાતરજ તે ચિત્રો હું દોરતો. પરંતુ ચિત્રનો સૌથી અગત્યનો ભાગ તો મારા મનમાંજ રહી જતો અને તેની તો એક લીટી પણ ચિત્રમાં ઉતરતી નહિ! એમ કરતાં કરતાં આળસુ ગંભીર શરદ્‌ના મધ્યાન્હની

સુવર્ણમય–માદકતા કલકત્તાના ક્ષુદ્ર ઘરની ભીંતો દ્વારા ગળાઇને અંદર પ્રવેશ કરી તે ઓરડાને એક પ્યાલાની પેઠે ટંકોટંક ભરી દે છે! કોણ જાણે શા કારણથી પણ તે સમયના મારા બધા દિવસો શરદ્‌ના આકાશના જેવાજ જણ્ય છે. શરદ્‌માં જેમ ખેડૂતોનો પાક તૈયાર થાય છે, તે પ્રમાણે મારા કવિતાનો પાક પણ શરદેજ તૈયાર કર્યો. મારા અવકાશની કોઠી શરદ્ ઋતુએજ આનંદથી પરિપૂર્ણ કરી મૂકી. મારા તાજા અને ભાર વગરના હૃદયને કવિતાઓ અને વાર્તાઓ લખવામાં અકારણ આનંદ પણ શરદ્‌ને લીધેજ મળતો.

બાલ્યાવસ્થામાં વર્ષા અને યુવાવસ્થામાં શરદ્ વચ્ચે એક મ્હોટો ભેદ તો એ છે કે પહેલી અવસ્થામાં બાહ્ય પ્રકૃતિ તેની રંગબેરંગી બનાવટોથી અને ગાનના કોલાહલથી માણસને ચારે બાજુએથી બાંધી રાખે છે; પણ શરદ્‌ના તેજસ્વી અજવાળાવાળા આકાશમાં જે આનંદ થાય છે તે માણસના પોતાનાજ હૃદયમાં હોય છે. વાદળાં અને સૂર્ય, તડકો અને છાયો વગેરેની રમત એક બાજુએ રહી જાય છે, અને તેની જગોએ શોક અને આનંદના ઉભરાઓમાં મન ગુંથાયલું રહે છે. શરદ્ ઋતુના ભૂરા આકાશને, તેનો વિચારશીલ દેખાવ આપણી પોતાની દૃષ્ટિજ આપે છે, અને શરદ્‌ના પવનની લ્હેરોને મનુષ્યના હૃદયની આકાંક્ષાનો વેગ તીવ્રતા આપે છે.

હવે મારી કવિતા જનસમાજને આંગણે પહોંચી ગઇ છે, પણ વ્યવહારમાં વગર તેડયા આવવા જવાનું બનતું નથી. તેમાં પણ એક પછી બીજું, એમ જુદાં જુદાં બારણાં આવેલાં છે, અને ઓરડામાં ઓરડાઓ આવી રહેલા છે. કેટલીએવાર આપણે માત્ર બારીમાંથી થતી તેજની ઝાંખી કરીને પાછા ફરવું પડે છે. કોઇવાર તો અંદરના મ્હેલમાં થતા સંગીતનો ધ્વનિ કાનપર ભણકાર કરી રહ્યો હોય તો છતાં આપણે પાછા ફરવું પડે છે. કોઇ પણ પ્રકારની આપ–લેનો

વ્યવહાર શરૂ થાય તે પહેલાં મન સાથે મન મળવું જોઇએ, ઇચ્છા સાથે ઇચ્છાનો મેળાપ થવો જોઇએ. તેમાંના કેટલા વાંકાચુંકા અંતરાયોમાં થઇને પસાર થવું જોઇએ. એ પ્રમાણે અનેક અંતરાયો સાથે અથડાતો પછડાતો જીવનઘોધ હાસ્ય–રૂદનના ફીણવાળો થઈ નાચે છે, ચક્કર ફરે છે, ચાદ્દરો અને ભમરાઓ તથા વમળો તેમાં ઉડે છે, એટલે તેની ગતિની વિધિનો ચોક્કસ વિચાર, નિશ્ચિત હિસાબ કરીને મેળવી શકાતો નથી.

## શ્રીયુત અશુતોષ ચૌધરી.

'કડી ઓ કોમલ' એ માણસોના ઘરની સામેના રસ્તાપરથી આવતો ગાનનો અવાજ છે. એ 'રહસ્ય–સભા'માં પ્રવેશ કરી ત્યાં આસન માગવાનો દરબાર છે.

" મરિતે ચાહિના સુંદર ભૂવને,
માનુષેર માઝે આમિ વાચિવાર ચાઇ."

"જગ મીઠું રે–મીઠું–હું મોત નથી માગતો, હું તો મનુષ્યના નિત્યજીવનમાં જીવવાને ચાહું છું." ક્ષુદ્ર–વ્યક્તિગત જીવનનું વિશ્વ-જીવન–સમષ્ટિ પ્રત્યે એ આત્મનિવેદન છે!

જ્યારે હું બીજીવાર યુરોપની મુસાફરીએ જવાને નીકળ્યો ત્યારે આગબોટમાંજ મારે અશુતોષ મુકરજી જોડે ઓળખાણ થયું. થોડાજ સમયપર કલકત્તા યુનિવર્સીટીની એમ. એ. પદવી લઇને હવે તેઓ બારીસ્ટર થવાને ઇંગ્લાંડ જતા હતા. અમે માત્ર કલકત્તાથી મદ્રાસ સુધી આગબોટમાં જવાય એટલો સમયજ સાથે હતા; પણ મૈત્રિની ગાઢતા ઓળખાણના સમય ઉપર આધાર રાખતી નથી એ સ્પષ્ટ જણાઈ આવ્યું. એટલા અલ્પ સમયમાં એમણે એમના હૃદયના સાદા ગુણોથી એટલો તો મને એમના તરફ આકર્ષી લીધો કે અમે બધો વખત

મિત્રોજ હોઇએ નહિ એમ મને લાગ્યું !

જ્યારે અશુ ઇંગ્લાંડથી પાછો આવ્યો ત્યારે તે અમારા કુટુંબ-માંનો એક થયો. હજી તેને પોતાના વકીલાતના ધંધાની આસપાસ આવેલી વાડમાંથી પોતાનો રસ્તો કરવાનો સમય મળ્યો નહતો, એટલે તે પૂરેપૂરો ઘેરાઇ ગયલો નહતો, અસીલોના સોનૈયાની કોથળી-ઓની દોરી હજી ઢીલી થયલી નહતી, હજી સાહિત્યની નિરનિરાળી ફૂલવાડીમાંથી મધ ભેગું કરવાને તે રસીયો હતો. તેનામાં રગેરગે વ્યાપી રહેલો સાહિત્યનો જુસ્સો કાંઇ અભ્યાસ કે પુસ્તકાલયના માણસો જેવો સૂકો નિરસ નહતો, પણ સમુદ્રપારના પુષ્પોના પરીમળથી સુવાસીત હતો. તેની સાથે વાર્તાલાપ કરવાથી હું દૂર દેશના વસંતની બ્હાર ભોગવવા ભાગ્યવાન થતો હતો.

અસુતોષને ફ્રેન્ચ કવિતાનો સુવાસ ખાસ પસંદ હતો. જ્યારે એ ઇંગ્લાંડથી પાછો ફર્યો ત્યારે હું ‘ કડી ઓ કોમળ ’ નામે પાછ-ળથી છપાવેલી કવિતાઓ લખવામાં રોકાયલો હતો. અશુતોષને મારા કાવ્યમાં અને કેટલીક જૂની ફ્રેંચ કવિતામાં ઘણુંજ સામ્ય લાગ્યું. તેના કહેવા પ્રમાણે બન્નેમાં વિશ્વજીવનની લીલા તરફ કવિની વૃત્તિનું આકર્ષણ થયું હતું અને તેના ઉદ્દગારો જુદા જુદા કાવ્યો દ્વારા કાઢ-વામાં આવ્યા હતા. સમષ્ટિજીવન સાથે એક થવાની અફલ ગયલી ઇચ્છા એ કવિતાની ઉત્તેજક હતી.

અશુએ મને કહ્યું કે, “ આ કવિતાઓ હું છપાવીશ. ” અને તેની ઇચ્છા પ્રમાણે એ કાર્ય તેનેજ સોંપવામાં આવ્યું. “ મરિતે ચાઇના આમિ સુંદર ભૂવને ” એ કવિતા આખી શ્રેણીની ચાવી રૂપ જણાવાથી એણે મથાળે મૂકી.

અશુનું કહેવું નવ્વાણું ટકા સત્ય હતું. બાલ્યાવસ્થામાં જ્યારે હું ઘરમાં ગોંધાયલો હતો ત્યારે અંદરના છાપરાની અગાસીમાંથી હું

વિચારમાં નિમગ્ન થયલી દૃષ્ટિએ બાહ્ય કુદરતના વિવિધ સ્વરૂપોને મારૂં હૃદય અર્પણ કરતો. યુવાવસ્થામાં જનસમાજે મારા મનનું આકર્ષણ કર્યું. હું જનસમાજમાં નવોસવો હતો અને બાજુએથીજ જનસમાજપર દૃષ્ટિ નાંખતો હતો. પેલેપાર હોડી ચલાવનાર નાવિકને મારૂં મન આ કિનારાપરથી ઉત્સુકતાથી હાથ લાંબા કરી બોલાવતું હતું, કારણ કે જીવનનો પ્રવાસ શરૂ કરવાને આત્મા ઉત્સુક થઇ રહ્યો હતો.

અમારી સામાજીક સ્થિતિ અમને જનસમાજથી અળગા રાખવામાં એક કારણરૂપ હતી એ વાત ખરી નથી. હું નથી ધારતો કે મારા બીજા દેશબંધુઓ કે જેઓ સમાજની અંદર પડેલા છે તેઓને ચારે બાજુએથી વધારે પ્રાણશક્તિના પ્રબળ વેગનો અનુભવ થતો હોય! આપણા સામાજીક જીવનમાં ઉંચા ઓવારાઓ આવી રહેલા છે, તે ઓવારાઓને સુંદર પગથીયાંની નીસરણીઓ પણ છે. તેના ભુરાં-કાળાં-પાણી પર પુરાણા વૃક્ષોની છાયા પડે છે, તે વૃક્ષોની છાયામાંથી કોયલ પોતાના મધુર ટૌકા કરી રહેલી છે! પણ એ બધું છતાંએ આપણી સમાજ બંધીયાર પાણીની જગો જેવી છે. તેમાં પ્રવાહનું વહેણ કયાં છે? તેમાં મોજાંઓ કયાં થાય છે? સમુદ્રમાંથી ભરતી તેમાં કયારે આવે છે? મનુષ્યના મુક્ત જીવનનો પ્રવાહ અહિં અંતરાયો કોરીને જયધ્વનિ કરતો કરતો સાગર પ્રત્યે પોતાની યાત્રા કરે છે તેનો શબ્દ અમારે કાને પડતો નહતો એમ નહિ? મારા એકાન્ત-સ્વાર્થી જીવનને વિશ્વજીવનના ઉત્સવમાં આમંત્રણ નહતું તે માટે એ કવિતા રૂદનરૂપ હતી.

એકાંત જીવનમાં-સ્વાર્થમય જીવનમાં-મોહપૂર્ણ મધ્યાન્હના કલાકોના સમયમાં ઝોકાં ખાતાં સમય વ્યતીત કરતાં માણસનું હૃદય ખિન્ન થાય છે, કારણ કે તેમ કરવાથી જીવન સાથે તેનો પરિચય

પૂર્ણ થતો નથી. આવી નિરાશામાંથી હું હમેશાં બનતા પ્રયાસે નાસી છૂટતો. તે સમયની રાજકીય ચળવળનો સોધો નીશો પીવાને મારૂં મન સાફ ના પાડતું, કારણ કે બધી ચળવળ પ્રજા તરીકેની ભાવનાના અભાવમાં જન્મી હતી. અધુરામાં પૂરૂં ચળવળ કરનારા લોકો દેશની ખરી સ્થિતિથી તદ્દન અજ્ઞાત હતા; અને માતૃભૂમિની ખરી સેવા કરવામાં તદ્દન બેદરકાર હતા. મને મારી જાત ઉપર અને મારી આસપાસના સઘળા પદાર્થોપર અસહ્ય કંટાળો અને અસંતોષ થઇ ગયાં હતાં. અધિરાઈ મારૂં હૃદય કોરી ખાતી હતી. હું ઘણીવાર કહેતો કે, "આનાં કરતાં તો આરબ બેદઇન થયો હોત તો ઘણું સારૂં!"

"આનંદ મયીર આગ મને આનંદે ગિયેછે દેશ છે યે,
હેર ઐ ધનીર દુયારે દાંડાઇયા કાડાલિની મેગે."

એ તો મારી પોતાની વાત થઇ!

**જ્યારે જગતના બીજા ભાગો ઐશ્વર્યશાલી સ્વતંત્ર, સ્વાધીન જીવનનો ઉત્સવ કરે છે, અને વાજીંત્ર વગાડે છે, અને આવવા જવાના કોલાહલનો તો ત્યાં અંત નથી, ત્યારે આપણે ભીખારીની પેઠે તેના આંગણામાં જઇને માત્ર આશાભરી નજરે જોયાજ કરવાનું છે! આપણે શણગાર સજીને તે ઉત્સવમાં ભાગ લેવા કયારે જઇશું? જે દેશમાં મનુષ્યનું જીવન નજીવી કૃત્રિમ સીમાઓ–વાડોથી બાંધી લીધેલું હોય છે તે દેશમાં મનુષ્યના હૃદયમાં ઉદ્ભવતી વિશ્વજીવનની આકાંક્ષા તરસી રહી જાય છે, કદી તૃપ્ત થતી નથી.** બાલ્યાવસ્થામાં મારી આસપાસ આવેલી ચાકની આડમાંથી બાહ્ય પ્રકૃતિ–કુદરત–તરફ હું જે ઉત્સુકતાથી જવાને પ્રયત્ન કરતો હતો તેજ ઉત્સુકતાથી મેં મનુષ્યજીવન તરફ

યુવાવસ્થામાં જવાને પ્રયત્ન કર્યો. તે સમયે મનુષ્યજીવન કેવું દુર્લભ, દુર્ગમ અને દૂર આવી રહેલું જણાતું હતું? છતાં પણ તે વિશાળ સમષ્ટિ—સર્વમય જીવનમાંથી જો પવનની લ્હેર આવે નહિ, તેમાંથી જો જીવનનું ઝરણુ વહીને આપણને તરબોળ કરે નહિ અને યાત્રાળુઓ છૂટથી આવ જા કરે નહિ, તો પુરાતન કહેવાણ નવ-જીવનનો રસ્તો બંધ કરે, અને છેવટે બધું જીવન અકળાવી—ગુંગળાવી નાંખ્યા વગર રહે નહિ!

ચોમાસામાં--વર્ષામાં ઘનઘોર વાદળાં અને વરસાદ થાય છે, શરદની અંદર તેજતીમીરની રમત આકાશમાં થાય છે ખરી, પણ આખું આકાશ કાંઇ તેનાથી છવાઈ જતું નથી, કારણ કે ખેતરમાં પાક પણ તૈયાર થવા આવ્યો હોય છે. મારી કવિ તરીકેની કાર-કિર્દીમાં પણ જ્યારે વર્ષાઋતુ પ્રધાન હતી ત્યારે મારામાં ફક્ત બાષ્પ-વાળી કલ્પનાઓ ઉભરાતી અને વાવાઝોડું થઇ વરસતી. મારી વાણી અસ્પષ્ટ અને છંદ—રાગ—ઢંગ વગરના હતા. પરંતુ "કડી એ કોમળ" એ કાંઇ આકાશમાં મેઘનો રંગ નથી, કારણ કે ખેતરમાં પાક ઉગ-વાની નિશાની જણાવા લાગી હતી. ત્યાર પછી વાસ્તવિક સંસાર સાથે સંબંધ થતાં ભાષા અને છંદ વિવિધરૂપ ધારણ કરવા છતાં પણ વધુ સ્પષ્ટ થવા લાગ્યાં.

અહિં બીજું પુસ્તક સમાપ્ત થાય છે. બ્હાર અને ઘર તથા પર અને સ્વના મેળાપના દિવસો મારી આસપાસ વીંટાવા માંડયા છે. હવે મારી જીવનયાત્રા મનુષ્યના ઘરોમાં પૂર્ણ થશે. મનુષ્ય જીવનમાં આવતાં સુખ, દુઃખ, હર્ષ, શોક ઇત્યાદિ કાંઇ છબીની પેઠે બેદરકારીથી જોવાનાં નથી. તેમાં કેટલી ઝાંઝમડ, કેવા જય અને પરાજય, અથડા-અથડી અને સમ્મેલન થયાંજ જાય છે?

આ બધા વિરોધ અને અડચણોમાંથી મારા જીવનનો પ્રભુ મને કેવા આનંદમય નૈપુણ્યથી—કળાથી—હુશિયારીથી જીવનના અંતરમાં—ઉંડામાં ઉંડા રહસ્યના વિકાસ તરફ દોર્યો જાય છે! તેનું હું વર્ણન પણ શી રીતે કરૂં? અને કદાચ એ પરમ આશ્ચર્ય હું સ્પષ્ટ રીતે બીજાને સમજાવી—જણાવી ના શકું તો પછી એ જીવન રહસ્ય શિવાય બીજું જે કાંઇ હું બતાવીશ તે બધું કેવળ ભ્રમવાણીજ હશે. મૂર્તિનું પૃથક્કરણ કરતાં તેની ધૂળ—માટીજ હાથમાં આવે; તેનાથી શિલ્પિના હૃદયનો આનંદ પ્રાપ્ત ન જ કરી શકાય! આ પ્રમાણે મારા હૃદયની સૌથી અંદરની ઓરડીમાં વાચકને લઇ જઇને હું રજા માગીશ.

—રવિન્દ્રનાથ ઠાકુર.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪ | ૪ | ધ્વની | ધ્વનિ |
| ૭ | ૯ | ના ધાકની | ની સંભાળની |
| ૯ | ૪ | શકતો | શકતાં |
| ૧૩ | ૨ | પર | ધોરાપર |
| ૧૪ | ૪ | મને | તેમને |
| ૪૯ | ૯ | શકતા | શકતો |
| ૪૮ | ૧૦ | શકતા હતા | શકતો હતો |
| ૪૮ | ૧૧ | આવ્યા | આવ્યો |
| ૫૪ | ૨૪ | અ ર્ણું | અપૂર્ણું |
| ૯૮ | ૧૨ | મૃગજાળ | મૃગજળ |
| ૧૩ | ૭ | બતાવત્રા | બતાવતા |
| ૧૬ | ૪ | મ | બૂમ |
| ૧૩૨ | ૫ | ગોલાયત્રાલા | ગોલાપવાલ. |
| ૧૪૦ | ૧ | ધેરે | ઘેર |
| ૧૪૦ | ૧૩ | athic (મેડાથી) | attic |
| ૧૫૩ | ૫ | વ્યક્તિ | વ્યક્તિગત |
| ૧૫૩ | ૧૩ | નિશા | નિરાશા |
| ૧૫૬ | ૧૭ | તિક | નૈતિક |
| ૧૬૦ | ૨૨ | મિત્ર | ચિત્ર |
| ૧૭૨ | ૧૫ | સંગીત | સંગીતને |
| ૧૭૩ | ૨૨ | વનસ્વિની | વનશ્રીની |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૫ | ૧૨ | ચોપડીએ | ચોપડીએ: |
| ૧૭૮ | ૧૫ | અડધી | પડધી |
| ૧૭૮ | ૨૦ | પણ એક પણ | પણ એક |
| ૧૭૯ | ૫ | નિશ્ચતતા | નિશ્ચિતતા |
| ૧૮૨ | ૬ | લખાયલ | લખાયેલા |
| ૧૮૩ | ૬ | પર્ણું | પૂર્ણું |
| ૧૮૪ | ૧૮ | એવી | એની |
| ૧૮૫ | ૧૯ | તેવાજ | તેનાજ |
| ૧૮૫ | ૨૪ | એવા તો ધક્કા | એવો તો ધક્કો |
| ૧૯૦ | ૨ | તેમનું | તેજનું |
| ૧૯૦ | ૬ | કામને | કાળને |
| ૧૯૦ | ૮ | શ્રોતમાંથી | શ્રોતમાં |
| ૧૯૧ | ૨ | સ્વરૂપ | સ્વરૂપ |
| ૧૯૮ | ૧૮ | ધરતી | ધરતી |
| ૨૦૫ | ૨૪ | કમનશીબ | કમનશીબે |
| ૨૧૩ | ૨૧ | પંડિતનો છાપો | પંડિતની છાપ |
| ૨૧૭ | ૬ | માલ | માળ |
| ૨૧૮ | ૧૯ | jasmine | જૂઇનાં |
| ૨૨૦ | ૧૭ | વરતુ | વસ્તુ |
| ૨૨૩ | ૨ | છાંટો | છાંટ |



# "વિવિધ ગ્રંથમાળા"ના
## આગલાં વર્ષોના સૅટ.



**નીચલા દરેક સૅટમાં પૃષ્ઠ ૨૦૦૦ હોઇ મૂલ્ય રૂ. ૨) પો. જૂદું.**

**સં. ૧૯૭૧ નાં પુસ્તકો**–વિવેકાનંદના સદુપદેશ ભાગ ૧ લો; અખાની વાણી; સાચું સ્વર્ગ; વિવેકાનંદ ભાગ ૨ જો; ટુંકી વાર્તાઓ ભા. ૩ જો.

**સં. ૧૯૭૨ નાં પુસ્તકો**—રામતીર્થ ભાગ ૮–૯, આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન, પ્રભુમય જીવન, લઘુ લેખ સંગ્રહ ભાગ ૨ જો, ટુંકી વાર્તાઓ ભાગ ૪ થો, હિંદી લેખમાળા ભાગ ૧ લો.

**સં. ૧૯૭૩ નાં પુસ્તકો**—સ્વામી વિવેકાનંદ ભાગ ૩ જો, અમેરિકાનો પ્રવાસ, વિવેકાનંદ ભાગ ૪ થો, બંકિમનિબંધમાળા, સસ્તું સાહિત્ય વ. કા.ની ઉત્પત્તિ સ્થિતિ અને ભવિષ્ય.

**નીચલા દરેક સૅટમાં પૃષ્ઠ ૧૫૦૦ હોઇ મૂલ્ય રૂ. ૧ાા પો. જૂદું.**

**સં. ૧૯૬૭**—નાં પુસ્તકો હવે મળતાં નથી.

**સં. ૧૯૬૮**—નવસંહિતા; કાશ્મીરનો પ્રવાસ; વિવેકાનંદનાં પત્રો; નવાયુગની વાતો ભાગ ૨ જો; રામતીર્થ ભાગ ૪ થો; વીર દુર્ગાદાસ.

**સં. ૧૯૬૯**—રામતીર્થ ભા. ૫ મો; પદ્યાત્મક ગીતા; નવલકથા સંગ્રહ; ના૦ શહેનશાહ અને શહેનશાહબાનુ; છોટાલાલ પદબોધિની; વૈરાગ્ય બોધકાવ્ય; દુઃખમાં વિદ્યાભ્યાસ; કથાગુચ્છ; ટુંકી વાર્તાઓ ભા. ૧ લો.

**સં. ૧૯૭૦**—રામતીર્થ ભાગ ૬; સામાજિક સેવાના સન્માર્ગ; ટુંકી વાર્તાઓ ભાગ ૨; રામતીર્થ ભાગ ૭; નેપોલીયન બોનાપાર્ટ.

**પાકાં પૂઠાં સાથે**—ઉપલામાંના હરકોઇ સૅટનું મૂલ્ય રૂ. ૩ છે.

**પોસ્ટેજ**—સૅટ દીઠ ૦ા≈ ને પાકા પૂઠાંનું ૦ાા જૂદું સમજવું.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–મુંબાઇ નં. ૨ અને અમદાવાદ.**

# "ચરિત્રમાળા"ના

## આગલાં વર્ષોના સૅટ.

---

**નીચલા દરેક સૅટમાં પૃષ્ઠ ૧૫૦૦ હોઇને તેનું મૂલ્ય રૂ. ૨ અને પાકાં પૂંઠાં સાથે રૂ. ૩ છે.**

સંવત્ ૧૯૬૮—નાં પુસ્તકો હવે મળતાં નથી.

**સંવત્ ૧૯૬૯ નાં પુસ્તકો**—ભારતના મહાન પુરૂષો; આનંદીબાઇ જોશી; ભારતના વીર પુરૂષો; ભારતના સંત પુરૂષો; જગવિખ્યાત પુરૂષો.

**સંવત્ ૧૯૭૦ નાં પુસ્તકો**—ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ત્રીજો; બુકર ટી વૉશિંગ્ટન; ભારતના મહાન પુરૂષો ભાગ બીજો; જગવિખ્યાત પુરૂષો ભાગ બીજો.

**સંવત્ ૧૯૭૧ નાં પુસ્તકો**—જોન ઑફ આર્ક; ભારતની દેવીઓ; મહાન અલેકઝાંડર; મહાન શીખગુરુ—નાનક તથા ગોવિંદસિંહ, થીઓડરપાર્કર.

**સંવત્ ૧૯૭૨ નાં પુસ્તકો**—હવે મળતાં નથી.

**પાસ્ટેજ**—દરેક સૅટ દીઠ ૦।≈ અને પાકાં પૂંઠાંવાળાના ૦।। જૂદું સમજવું. હિંદુસ્તાનની બહારના દેશો માટે એથી બેવડું.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

કાલબાદેવી—ભાંગવાડી, મુંબઇ; અને સેશન્સકોર્ટ પાસે, અમદાવાદ.

# ઉત્તમ અને સસ્તા ગ્રન્થો.



**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ**—મોટા બે ભાગમાં પૃષ્ઠ ૨૦૦૦ રૂ. ૬)
**શ્રીમદ્ ભગવતી ભાગવત**—વેદધર્મસભાવાળું પૃષ્ઠ ૯૫૦, રૂ. ૨॥
**સ્વામી રામતીર્થ**—ગ્રંથ ૧ લો (ભાગ ૧ થી ૫) પૃષ્ઠ ૪૦૦ રૂ. ૧॥
**સ્વામી રામતીર્થ**—ગ્રંથ ૨ જો (ભાગ ૬ થી ૯) પૃષ્ઠ ૫૦૦ રૂ. ૨)
**રાજસ્થાનનો ઇતિહાસ**—ગ્રંથ ૧ લો. પૃષ્ઠ ૮૦૦......રૂ. ૨, ૨॥
**શ્રીશિવાજી છત્રપતિ**—(ચરિત્ર) પૃષ્ઠ ૩૫૦ ................રૂા. ૧।
**શ્રીદાસબોધ**—(ઉત્તમ નવીન ભાષાન્તર) પૃષ્ઠ ૪૦૦......રૂ. ૧।
**પદ્યાત્મક ભગવદ્ગીતા**—(ગુજરાતી રાગ—રાગણીઓમાં)રૂ.૦)—॥૦)=
**સદ્ગુણી બાળકો** રૂા. ૦।, **બાળકોની વાતો** ૦)=, **બાળસદ્બોધ** ૦)=, **એકાદશસ્કંધ** ૦—॥, **મનહરપદ** ૦)—॥.

**શ્રી જ્ઞાનેશ્વરી ગીતા, શ્રીમદ્ ભાગવત, શ્રીશાન્તિપર્વ** મહાભારતનું, ભગવદ્ગીતા, આર્યભિષક્, ભજનસાગર, સુબોધ રત્નાકર, દશમસ્કંધ, વૈરાગ મુમુક્ષુ પ્રકરણ, આર્યધર્મ નીતિ, ભગવાનની છબી, જ્ઞાનપટ સોપાનપટ, એ હવે મળતાં નથી, માટે ફરી છપાઇ ખબર અપાય તોજ માગવાં.

**સૂચના**—પોસ્ટેજ દરેકનું જૂદું. કમમાં કમ ચાર પાંચ રૂા. નાં પુસ્તકો હશે તો રેલ્વે રસ્તે જૂજ ખર્ચે આવશે. મૂલ્ય પુરૂં પ્રથમથી મોકલનારનેજ રેલ્વે રસ્તે મોકલાશે. રેલ કે ટપાલમાં મંગાવનારે અમદાવાદજ લખવું. બીજે મળતાં પુસ્તકો અહીંથી મોકલાશે નહિ.

**સસ્તું સાહિત્યવર્દ્ધક કાર્યાલય—મુંબઇ નં. ૨ અને અમદાવાદ.**

# ભક્તિયોગ



**મૂળ લેખક શ્રીયુત..........................** એમને મળેલા નીચેના અભિપ્રાયોજ તેની ઉપકારકતા દર્શાવી આપશે.

**સર નારાયણ ગણેશ ચંદાવરકર** (મુંબઇની હાઇકોર્ટના જજ.)—

"મ્હેં આપના પુસ્તકનો રીતસર અભ્યાસ કર્યો છે અને તેને પરીણામે હવેથી એ પુસ્તક હું મારી પ્રાર્થનાના એક પુસ્તક તરીકે વાંચું છું—બીજાં પણ ભક્તિનાં પુસ્તકો જેવાં કે "ક્રીશ્ચીયન જીવન ગાળવાનાં પ્રયત્નો", જેરીમી ટેલરનું "પવિત્ર જીવન", સેલના "કાગળો", લોનો "ભક્તિમાર્ગ"—વગેરે પુસ્તકો—સાથે હું મારી પ્રાર્થના અને ભક્તિના પુસ્તક તરીકે વાપરૂં છું. આ સઘળાં પુસ્તકો મારાં પરમપ્રિય મિત્રો અને સહવાસીઓ છે તેમાં આપનો પ્રોત્સાહક 'ભક્તિયોગ' પણ ગણું છું. (આવે છે.) મને આપના પુસ્તકમાંથી ઘણું આશ્વાસન અને બળ મળ્યું છે. આપે મારા ઉપર એ પુસ્તક મોકલી આપ્યું તેને માટે હું આપનો ઘણોજ આભારી છું કારણ કે જીવતી અને બીજાંઓમાં જીવન પ્રેરતી ચોપડીઓમાં તમારા પુસ્તકથી એક સારો વધારો થયો છે એમ હું માનું છું.

**સર સુબ્રહ્મણ્ય આયર**—(મદ્રાસ) "તેની અંદર ચર્ચેલા—ભક્તિના જરૂરી વિષય ઉપર આ એક અમૂલ્ય લેખ છે—પુસ્તકનો વંચારેમાં વધારે લાભ યુવાન વિદ્યાર્થીઓને થશે એમાં સંશય નથી."

**મહાત્મા મુનશીરામ**—(હરદ્વાર ગુરૂકુળ) "આપનું પુસ્તક વાંચ્યા પછી હું આપને વધારે સારી રીતે ઓળખી શક્યો છું, અને આપને પરીચીત શબ્દોથી મ્હેં સંબોધન કરવાની હિંમત કરી છે તે માટે તમારી માફી માગવાની હું જરૂર ધારતો નથી. આપનું પુસ્તક ખરેખર, આત્માને પ્રોત્સાહન આપે એવું છે.

**પંડિત દ્વારકાપ્રસાદ**—(દરભંગા) "ભક્તિમાર્ગના સાહિત્યમાં આ પુસ્તક એક રત્નના જેવું છે. હૃદયમાંથી એ પુસ્તક લખાયું છે અને હૃદયમાં સીધું ઉતરી જાય છે. તેમાં વર્ણવેલા સિદ્ધાંતોના સર્વમ્યતા,–પંથ, મત, મતાંતરોની લાગણીનો અભાવ–અને તેમાં આપેલા નિયમોની વ્યવહારિક ઉપયોગીતા, એ આપના પુસ્તકની એક અનુપમ સુંદરતા છે અને તેનાથી દરેક ઉચ્ચાભિલાષી હૃદય આકર્ષાયા વગર રહેશે નહિ. ઘણાંને તો આ પુસ્તક જીવતા અને જાગતા ગુરૂ જેવું થઇ પડશે."

**ધી ઈન્ડીયન રીવ્યુ**—"પુસ્તકનો વિષય લોકપ્રિય થઇ પડે એવી રીતે ચર્ચેલો છે. ઉદાહરણો અને ટુચકાઓ વાંચકના મનમાં સિદ્ધાંતો ઠસાવવાને આખા પુસ્તકમાં ઠામ ઠામ આપવામાં આવ્યાં છે. આ પુસ્તક વેદાંત અને નીતિના પાઠય પુસ્તક તરીકે ઘરડાં તેમજ જુવાન બધાંને ઘણું જ ઉપયોગી થઇ પડશે.

**અંગ્રેજી સાહિત્યના સ્ટોપફોર્ડ બ્રુક**—એમ. એ., એલ. એલ. ડી. "આપનું પુસ્તક વાંચ્યા પછી પશ્ચિમનાં અશાંત વાતાવરણની બ્હારની કોઇ દુનિયામાં હું આવ્યો હોઉં એમ મને લાગે છે–કારણ કે અમે પશ્ચિમમાં નજીવી પ્રવૃત્તિઓનેજ સર્વસ્વ ધારીને તેની પાછળ અમારા દિવસો ગાળીએ છીએ.–આપનું પુસ્તક વાંચ્યા પછી મને એમ લાગે છે કે હું બીજી રીતે જીવન ગાળી શક્યો હોત.

**ચાર્લ્સ ટોની. એમ. સી. આઇ. ઇ.** (બંગાલના કેળવણી ખાતાના ઉપરી)–"આપે આપેલા ઘણાખરા નિયમો બધી પ્રજાના જુવાન તેમજ ઘરડા માણસોને ઘણાંજ ઉપયોગી થઇ પડશે. આપણી સરકારનો શિક્ષણક્રમ સૂકો છે તેમાં નીતિશિક્ષણ આપવાની જરૂર છે અને તે પ્રકારનું શિક્ષણ આપનું પુસ્તક આપે છે.

મૂલ્ય રૂા. ૧–૪–૦. મળવાનું ઠેકાણું:–

**અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી બી. એ.** નાગરવાડા—**નડીયાદ.**

# મહુવા ગોરક્ષક સભાની ગોશાળામાં ઢોરોની આવક વધવાથી ઢોરોના થયેલો મોટો જથો અને તેને મદદ કરવાની જરૂર.



આ સભાએ સંવત ૧૯૫૬ ના ઘાસ ચારાના ભયંકર દુષ્કાળમાં (૧૨૩૮) સંવત ૧૯૬૮ માં (૨૧૭૪) ને સંવત ૧૯૭૨ માં (૨૩૭૭) પશુઓનું સંરક્ષણ કરેલું છે ને કાયમ સેંકડો પશુઓનું સંરક્ષણ કરે છે તે જગ જાહેર વાત છે.

આ વરસે પણ ઇંદ્ર મહારાજની અવકૃપાથી અનાવૃષ્ટિને લીધે ઘાસ ચારાનો ભયંકર દુષ્કાળ પડયાથી આજુબાજુના ગામોના ઢોરોની આવક શરૂ થયાથી અત્યારે અઢી હજાર પશુઓની સંખ્યા એકઠી થઇ છે ને હજુ કાયમ ઢોરોની આવક શરૂ હોવાથી ભવિષ્યમાં કેટલી સંખ્યા થશે તેનું પ્રમાણ બાંધી શકાય તેવું નથી. તેના સંરક્ષણાર્થેનો કાયમ ૩૦૦ (ત્રણસેંહ) રૂપીયાનો મોટો ખર્ચ હોવા છતાં કોઇ પણ પ્રકારની કાયમી ઉપજ કે કેપીટલ નહીં હોવાથી તેનો સઘળો આધાર દેશાવરના દયાળુઓની ઉદારતા ઉપર ટકેલો છે; પણ યુરોપની લડાઇને લીધે દેશાવરી મદદ આવતી અટકી પડી છે. તેમ છતાં પણ એક બાજુ ઢોરોના સંરક્ષણાર્થેનો પુષ્કળ ખર્ચ છે ને બીજી બાજુ ચામડાની કીંમતે વેચાતાં ઢોર વેચાણ લેવાનો ખર્ચ છે. આવા મહાભારત દુઃખદાયક બનાવ સામે આ સંસ્થાએ કમર બાંધી છે તેને દયાળુ ધર્મવીરો મહાન્ જગત્નિયંતા મહાપ્રભુએ આપેલી યોગ્યતાનો ઉદાર હાથ લંબાવી યોગ્ય મદદ મોકલાવશો તો સ્વદેશના ગોધનનો બચાવ થયાનું અક્ષય પુણ્ય ઉપારજન થવા સાથે ખેતીના સાધનને ઉત્તેજન મળવાથી દેશોદય પણ થશે.

**ગોરક્ષક સભાના ઑનરરી સેક્રેટરી.**

મુ. મહુવા—(કાઠીયાવાડ.)

# વાકય રત્ન.

**સત્યનું સ્વરૂપ**—સત્યનું સ્વરૂપજ એવું છે કે તેને [illegible]માન અર્થાત્ સીમાબદ્ધ કે પરિચ્છેદવાળું કરવા[illegible] 'અસત્ય' બની જાય છે.

**બેમાંથી એકજ**—'સત્ય' અને 'સુખચેન.' આ બે[illegible] એકને પસંદ કરવાની તક હરેક અંતઃકરણને ઇશ્વર [illegible] છે. [illegible]મને ગમે તે એક લ્યો; બન્ને મળવાનાં નથી.

"એમર્સન

**માત્ર દલીલો**—એક નિર્બળ મનુષ્યની માફક માત્ર દલીલોજ આપ્યા કરીશ તો કોઇ તને સાંભળશે નહિ; કાંઇક કરી બતાવીશ તોજ લોકો ત્હારૂં કહેવું સાંભળશે અને ત્હારા પ્રત્યે માનની દ્રષ્ટિથી જોશે.

"વિવેકાનંદ."

**ખરા [illegible]ત્વો**—તમારી પ્રત્યે બીજો જેવી અયોગ્ય રીતે [illegible] છે તેવીજ રીતે જો તમે પણ તેના પ્રત્યે વર્તવા તૈયાર હો, તો તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે બીજાઓ તમારા પ્રત્યે દ્વેષ રાખે અથવા તમને હેરાન કરે એવાં તત્ત્વો તમારામાં છે.

"પ્રભુમય જીવન.

